# જહેરી નાગણ!



ફોટો:—આર. એફ. ગચારીઆ.

# "જેહુરી નાગણ."

## એક કોસ્મોપોલીટન સંસારી વાર્તા

( ચિત્રો સહિત. )

---

લખનાર અને પ્રગટ કરનાર:—

**રતનશાહ ફરામજી અચારીઆ**

તે

જામે જેહાંનુમા, મુંબઈ પ્રકાશ, મુંબઇ મજાહ, દીલે આરામ,

ફેવરીટ વગેરેના કર્તા અને માલેક.

---

ઑફીસ:—૭૬-૭૮, "અચારીઆ હાઉસ"

પહેલી મરીનલાઇન્સ મુંબઈ-૨.

કીંમત રૂપીઆ બે.

---

"જૈન વિજય" પ્રી. પ્રેસ—સુરતમાં મુળચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું.
ઇ. સ. ૧૯૩૦.



## ચેતવણી.

આ "જેહરી નાગણ"ની વાર્તાનો ઘણો ખરો ભાગ, નાટક અથવા સીનેમા ફીલમમાં ઝાઝો ખેંચાણ કારક થઇ પડે તેવો હોવાથી, અત્રે ખાસ ચેતવણી આપવાની જરૂર જણાય છે કે તેના લખનાર મી૦ આર. એફ. અચારીઆની લેખાત પરવાનગી વગર તે માંહેલો કોઇબી ભાગ લેવો નહીં....નહીં તો તેના કર્તાના લાભને જે કાંઈ નુકશાની થશે તે ભરી આપવી પડશે.

ઓગષ્ટ-૧૯૩૦ લી૦

આર. એફ. અચારીઆ.



# દીબાચો.

વાર્તા લખવાનો કાંઈ અમારો ધંધો નથી, પણ જરનાલીસ્ટ લાઈનનાં અમારા પાંત્રીસ વરસનાં અનુભવ દરમ્યાન થોડીક છુટી છવાઇ વાર્તાઓ ઓરીજીનલ વીચારો ઉભા કરીને લખી હતી. પ્રથમ વાર્તા લખવાનું જે અમારૂં મંડાણ થયું તેના સંજોગો કંઇક જાણવા જોગ છેઃ—

આશરે ત્રીસ વરસ ઉપર અમારા તરફથી નીકળતાં "જામે જેહાંનુમા" અઠવાડીકમાં સીરયલ લખવા માટે અમે એક જરથોસ્તી લેખક નેમ્યા હતા, જેણે શરૂઆતમાં થોડાક હપતા એવા તો ફાંકડી એબારતમાં ચીત્રી માર્યા કે તે વખતના અસંખ્ય વાંચકો તેનાથી ખેંચાયાં; તે સીરયલ લગભગ ૭૦ પ્રકરણની બને એવો અડસટો હતો, પણ આ નેક ભાઇએ પોતાની વાર્તા ઘણી પસંદગી પામેલી જોઇને નૈયત બદલી, ત્રેવીસમાં પ્રકરણથીજ આગળ લખવાનું અટકાવી પૈસા નીચવવાની પેરવી કીધી. બે એક અંક વાર્તા બંધ થઈ તેટલાં વાંચનારાઓએ કાગળ પત્રોનો ધૂજારો ચલાવ્યો. પેલી તરફ લેખકભાઈ તો અડીયલ ટટ્ટુની મીસાલ અડીજ બેઠા! હવે તે વાર્તા કેઈ ઇંગલીશ બુકનો તરજુમો હતો તેની પણ અમને ખબર નહીં, તે છતાં ઉલતના આવેશમાં અમોએ તે વાર્તા ઓરીજીનલ વીચારોથી ૭૦ પ્રકરણ સુધી લંબાવીને તે પુરી કીધી. તે વાર્તા બે હાથે લખાઇ હતી એવો વાંચનારાઓને જરીક ખ્યાલ પણ આવવા દેવા વગર સરસડાત સરલતાથી આગલીજ ભાષાની શૈલી મુજબ અમોએ ખલાસ કરી હતી.

જે પછી અમારી ઓરીજીનાલીટી પર અમને વીશવાશ બેઠો અને મન સાથ ઉપજાવી કાઢેલા પ્લોટને આધારે કેટલીક વાર્તાઓ લખવા માંડી. વળી ૧૯૨૫ માં પણ એક અધુરી સીરીયલ વાર્તા પુરી કરવા સંબંધી એવોજ સંજોગ ઉભો થતાં તે વાર્ત્તા પણ પુરેપુરી ખુશાલ સરંજામે ઉતારી.

યુરોપમાં જેવી ઓરીજીનલ લેખકોની કદર બુઝાય છે તેમ અહીં નથી. અહીં તો ખુશામદ અને લાગવગ હોય તોજ લેભાગુ લેખકની " ખાં " ગણાય; નહીં તો અથંગ પણ ઉકરડે પડે ! અમારી લાયકાત માટે અત્રે અમારાંજ મોહડે બાકાં કુકયે તે કાંઇ સારૂં લાગે નહીં. પણ અમારા દીલસોઝ વાંચકો જેઓ અમારાં કામની કદર કરતાં હોય તેઓની જાણ માટે ઉપલો અંગત ખુલાશો છેક ત્રણ દાહેકે પણ અમારા પેટમાંથી બાહર નહીં કાઢીયે, તો પછી હજી પણ શરમાળપણે તે કયાં સુધી ખુણાવવો ? એજ વીચારથી ઉપલું જાહેર કરવું પડયું છે.

વગર માંગવે મંગાવવે વગર લાગવગ કે ખુશામદે પાંત્રીશ વર્ષો દરમ્યાન ઘણુંક સીફારીશ પત્રો આ અદના કલમ માટે મળ્યા હતા. પણ તે સઘળાં જાલવી રાખવા કે છાપા છાપી કરી છાલકાપણું બતાવવાની આજસુધી અમને લાલચ થઈ નથી. છતાં પોતાનાં દીલના સાચા ઉભરા કહાડી છેલ્લું અમારે માટે કાંઇક લખ્યું છે તે બે મતો અત્રે ઉતારી લેવા જોગ લાગે છે:—

## દીંહી આફ્રીકવાલાં બહેન બાઇઆઇ લી૦ પાલમકોટનું મત.

(૧)—"છેલ્લાં ૨૪ વર્ષથી આ સાહસિક જરથોસ્તીનો ઉમંગ ધર્યો ધરાતો નથી એમ હું જોતી આવી છું. મી. રતનશાહ અચારીઆ મરી મસાલા અને પરચુરણ સામાનની દુકાન વર્ષોથી ચલાવે છે અને ગ્રાહકોને પા સેર કે બે પૈસાનો માલ આપતાં જે બી પાંચ દશ મીનીટ ફાજલ પડે કે પેનશીલ કાગલ લઇને ઝટ કાંઈ ચિતરવા બેસી જાય છે. એમનો એ સાહિત્ય-શહઘાટ મને બરોબર ખબર છે પ્રથમ એવણ "બમે જહાનુમા" નામનું પત્ર ચલાવતા હતા ત્યારબાદ એક ચોપાન્યું કહાડયું, હાલમાં 'ફેવરીટ' નામનું માસિક નિભાવે છે અને સાથે કારફ્ડ માારકેટમાની મોટી દુકાન ધીકાવે છે.

બાઈબંધ અચારીઆમાં જરનાલીઝમનું જોમ ઘણું છે, ત્યાં તક આમ હળદ મરી વેચતા જાય અને ચોપાન્યા પેપર ચલાવતા જાય એમ બને નહી. જે થાય છે તે તેની કાયનાત જોતાં તો ઘણું છે.

"ફેવરીટ" માસિક કદમાં નાની ચોપડી જેવું છે. તેમાં કેટલાક લેખ ઘણા સારા છે. અને તેના દામ અને કદની કાયનાતના પ્રમાણમાં મી. અચારીઆનો શ્રમ ઘણો આવકારદાયક છે.

આ બાઈનો નિયમ ઘણો રૂડો છે. કોઇની લ્હારી-મ્હારી, ખટપટ, કાણા-

એ વાર્તા વાંચનારાઓ તરફથી જે સંખ્યાબંધ સીફારીશ પત્રો, વગર માંગવે મલ્યાં છે તેમાંથી નીચલાં બેજ બાનુઓના પોતાના શબ્દોમાં અત્રે ઉતારી લેવાની અમારી મગરૂરી માફ કરવામાં આવશે.

"કોઇ બી કીમતે પહેલેથી અંકો તરત મોકલો. તમારી જેહરી નાગણની વાર્તા અધવચ્ચેથી વાંચવા છતાં મને એટલી બધી ગમી છે કે ફેવરીટનું લવાજમ રૂ. ૧૦ નું હોય તો બી આવી રસીલી વાર્તા માટે તે હું કમી સમજુ. સીસ્થલ વદન તાહેલાં વગરની તેમ દીલ ખેંચનારી છે....જે તારીફ કરૂં તે ઓછી છે. લી૦ આલાં જે. વાચ્છા-(મહાબલેશ્વર.)

"તમારૂં મેગેઝીન જુના ડોબાંનેબી હતાવી લોકપ્રિય થાય એમાં નવાઇ નહી. "ઝેરી નાગણ"વાલી વાર્તા મને તો સારી પસંદ પડી છે. પ્યારના ફુમલા વાંચવા કરતાં દુન્યાના કાવાદાવાની વાત વાંચી જ્ઞાની થવું એ વધારે સારૂં છે."
લી૦ પીલાં બી. સુરાતી ("નોશાકરી પીલાં.")

પ્રથમ તો વાર્તાઓ ચોપડીના આકારમાં છપાવવાને તેને લગતી કફારટમાં પડવા માટે અમારી પાસે અવકાશજ કયાં છે ? અમારા કાફર્ડ મારકેટ માંહેલા ચાલુ ધંધાની ધમાલ ને ઝહેમત એટલી બધી છે કે "ફેવરીટ" જેવાં આજે હીંદના સૌથી વધુમાં વધુ પ્રસાર પામેલાં ધરખમ માસીક સાથે બન્ને ધંધાને અમારેથી પુગી કેમ વળાતું હશે એજ અમારા મીત્રોને એક મોજેજા સમાન લાગે છે. આવી ચો તરફની રોકાણ છતાંબી ઓરીજીનલ ભેજું ચલાવવું એ ખુદરતની બક્ષેશ વગર બની શકે નહીં. એ કારણોને લીધે આ ચોપડીનું પ્રુફ રીડીંગ અમો પોતાથી વાંચવાને બની શક્યું નથી, તેથી કોઇ નજીવી ભૂલચુક રહી ગઇ હોયતો વાંચનાર દરગુજરની નજરે જોશે એવી ઉમેદ છે,

ગુજરાતી સાહિત્ય, રંગીન હોવા સાથ અસાધારણ સસ્તું હોવું જોઇયે તોજ તેની ઉન્નતી થાય એવું અમારૂં પ્રમાણીક માનવું છે જેને અનુસરીને આ વાર્તાની ચોપડી ઘટતી મજબુતાઇ અને શોભા સાથ લગાર કરકસરથી તૈયાર કરી છે કે જેથી તે ઓછા દામમાં વાંચનારાઓને હાથ પુગી શકે.

ઓગષ્ટ ૧૯૩૦ } લી૦ દુવાગીર સેવક,
રતનશાહ ફ્રામજી અચારીઆ.

# જહેરી નાગણ!

## પ્રકરણ પહેલું.

"કેમ બચ્ચા વાઘરા, આજે કાંઇ વસણાયલી દાળ જેવું મોંહ કરી ઉભોછ ?"

"બોલ ના યાર, હાલ કેટલા દહાડા થયા સજડ કડકી આવેછ, તેમાં તો આજે છેલ્લી આનાના છાંટાપરજ સુકાના કરવા પડયા!"

"જા—જા! ચંદુલી! તું છેજ એવો! સત્તર વખત કહ્યું કે અમારે પગલે ચાલ ને અમારી સાથે જોડાઇ જા! તું તો જાણે શૌકતઅલીનો છોકરો હોય તેમ શીલસુફી કર્યા કરેછ!"

"પણ સલીમ, તું શું કહેવા માગેછ, મને છક્કાં પડે તેવો કાંઇ તુંજ રસ્તો દેખાડની?"

"અરે રસ્તો તો આ પીલહાઉસનો છે તેજ, વળી બીજો કયો? લેની કાલનોજ દાખલો કેહવું:—

"વળી શું, ગેહ રાતે મહમદઅલીના ટીકીટ બાકસ ઉપર જબરો દરોરો હતો."

"હંઅ!"

"હા. સાંભળ તો ખરો, કોઇ હુંબા જેવો બોજો પોતાનાં બદીયાંનાં બાહેરનાજ ખીસામાં નોટનો થોકડો બોસીને "જુલ જુલૈયાં" ની ટીકીટ લેવા આવેલો! ગીરદી તો કહે કે મારું કામ! અને સલીમે ધાર્યું કે ફક્કડ લાગ છે—કારણ કે બોજો જરા ટં થયલો લાગતો હતો."

"પણ પછી શું જલદી બોલની?"

એ—હે! "લે મારો નાહલો ઘોડાપર ચઢી આવેલો કેની? તે હું જલદી બોલું—" સલીમે મોંહ મલકાવ્યું "જો સાંભલ, હું તે બોજાની જોડે જોડજ ઉભેલો, ને મારી સાથે આપણો ચાંદ અને જાની હતા, તેઓને એક આંખનો ઇસારો કીધો, કે તેઓ કાન ફફડાવીને ખબરદાર થઇ ગયા!...

મેં એક ભુલથી લાગો હોય તેમ, ખોજાને આચકો માર્યો અને મારી મામુલી વીજળીક કરામતથી પેલો નોટનો ગઠરો સફાઇથી ઉચકી લીધો ને પાછલે હાથે જાનીના હાથમાં તે સીફતથી સેરવી દીધો! પછી જાનીએ થોડાંક પગલાં ચાલી ચાંદને તે અવેજ સોંપ્યો, એટલે ચાંદને કાંઇ પુછવું પડે? એક લેહજા ભારમાં તે એવો અલોપ થઇ ગયો કે જાણે દુન્યાની હસ્તીમાં હતોજ નહી—હે હે હે!"

"લે દોસ્ત તાલી, તેં તો ઠીક બજાવી!" વાઘરાએ સલીમનાં હાથ પર તાલી મારતાં કહ્યું.

"જેવો ચાંદ ગયબ થયો કે ખુરશીદ નમુદદાર થયો! પેલા ખોજાએ ટીકીટ લેવા ગજવામાં હાથ નાંખ્યો તો ઓજા!—શેઠ શું છે, કરી મેં તેને દીલાસો આપી અંજાણી અમા થઇ પુછવા માંડયું."

"અરે શેઠ ગયો જાહનમમાં—નખ્ખોદ! મારા ગજવામાં ૬૦૦) રૂપીઆની નોટનો ચોરો હતો તે ગુમ થઇ ગયો!" પેલા ખોજાએ દેહસ્ત ખાતાં છેડાઇને મને કહ્યું.

"સબુર સબુર તમે ગભરાવો ના શેઠ, જરા ઠંડા પડો, તમને બરાબર યાદ છે? તમે નોટો ખીસામાંજ લાવ્યા હતા કે? મેં એલાર પેલાર વાતો કરીને ચાંદને લાંબે છુ થઇ જવાની તક આપી" સલીમે ચલાવ્યું.

"ચોર—ચોર! સીપાઇ સીપાઇ!"—પેલો ખોજો રડમસ જેવો અવાજ કાહડીને ગરદીમાંથી બાહેર આવ્યો.

"કયા હય-કયા હય!" સીપાઇ દાદા આવીને ખોજાને પુછવા લાગ્યો.

તે ખોજાએ સઘળો હેવાલ કહ્યો. અને ગરદી માંહેલા લોકો જેના ઉપર તેને વહેમ લાગે તેના ખીસાંઓ તપાસ્યાં પણ હું સલીમ બચ્ચો જેનું નામ તે તો સીપાઇ બોલાવવામાં અને તેની સાથે જુસતેજુ કરવામાં મદદ લાગેલો, એટલે તે ખોજાએ મારા પર વેહમતો લીધોજ નહી, તે તો સેવકનાં લાંબા સાલ્લા સાથનો ડરેશ જોઇનેજ મને કોઇ સર કરીમભાઇ સમજેલો!" સલીમે હસીને હાંકવા માંડયું.

"પણ પછી રૂપીઆ પકડાયા કે?"

"રૂપીઆ પકડાય? બચ્ચા તારી કાનો તાબડા ફોડનારા જેવા ઉલ્લુ ધંધા હું કરતો નથી! અહીં તો આય તર કે પેલી તર—ચાહે જેલમાં જાવ નહીં તો હલવા ખાવ સલીમે વડાઇ લીધી!

"ત્યારે પછી શું થયું?"

"શું થાય વળી-ત્રણુ ભાગે બબ્બેસો રૂપીઆ વહેંચી લીધા ને ભગલાની કલબમાં જઇને પાસા ફેંકીને તે ખલાસબી કીધા! જીસ મુલસે આયા ઉસ મુલસે ગયા! નફેમેં આય ત્રણુ રૂપીઆને ૭ આના ખીસામાં બાકી રહ્યા!!" સલીમે ગજવું ખખડાવતાં કહ્યું.

"બસ એટલાજ?—ચાલ ત્યારે દસ દસ આનાનો ટંપાલ જરા નાંખી આવ્યે ને બાકી બે રૂપીઆ રહે તેમાંથી પાસો અજમાવ્યે, કાંય નહીં કાલની કાની એના બસો હાથમાં આવી જાય! કેમ બોલ્યો નહીં?"

અત્રે વાઘરા અને સલીમને પીઠાંમાં જતા છોડી આપણે એ બંને નેક—"મ" વગરના નામદારોની કાંઇ ઓળખ કરીશું.

આપણી વાર્તાનો નાયક "વાઘરો,"—જાતનો કોણુ હતો તે તો ખુદાને ખબર! તેનું નામ વાઘરો પડેલું તેથી તે વાઘરી જાતનો હતો કે કેમ તેની ફેમ ની મરે!! તે કચરાના ટોપલામાંથી મળેલું હલાલખોર પેહડં તેવું તોપસું પેહડતો અને રંગ બેરંગીન કોટ પાટલુન પેહડતો, એટલે નહીં લાલ્યો, નહીં ગોટલો, કે નહીં ટોલો ઓલખાતો-કહોની કે નહીં ત્રણુમાં તેરમાં કે નહીં છપ્પનનાં મેળમાં!! રંગે રૂપે તો સુરતી લોકોને શરમાવે એવો છાગ જેવો લાગતો! અને તે જ્યારે ધનજી બામાના બાહરમાં વલાં ડાચાંઓ કરી, કચ્છી, મુસલમાની ને મરાઠી ભેલસેલ બાષામાં ગાલાગાળી કરતો ત્યારે તેનો દેખાવ આબાદ વાઘરા જેવોજ દીસતો! કદાપી તેથીજ તેના દોસ્તોએ તેનું નામ "વાઘરો" પાડ્યું હોય! તેના કર્તવ્ય સઘલાં બાણુ ચરમાવાલાથી આલા દરજ્જે ચઢયાતાં હતાં. તે આપણા ગૃહસ્થ ઉઠાવગીરના દુધ ભાઇઓ—સેહાઉસના પેશાગીરો—સલીમ, જાની અને ચાંદથી આચાર વીચારમાં જો કે જુદો પડતો હતો પણ તે ત્રણેને ભુલાવે તેવો જેન્ટલમેન લોફર હતો! વાઘરો અગાઉ જુદે જુદે દેશાવરોમાં નામ કહાડી આવ્યો હતો! ત્યાંની ફલકસુરતીઓને હથેલીમાં ચાંદ બતાવી કંઇકને ફસાવી મારી હતી. અને તેનાં જુદા જુદા પ્રાકરમોને લીધે પોલીસની તેના માટે ખરફટી ચાલી, એટલે અરધી રાત્રે ત્યાંથી "છુ" થઇ અત્રે આવ્યો હતો! તે હતો તો કોઇ ભલા માણસનું ફરજંદ! પણ બાપ તેવા બેટાની કહેતી તેને ખોટી પાડી, બાપથી ઉલતાજ ગુણોનો આ વાઘરો નીવડયો! તે નાનપણમાંજ ફટાંઉ-ફાકું ઢોલ હતો. મોંહે છુટો! હાથે છુટો! તેમ ઉઠાવગીરીમાં પણ છુટો!! એટલે નાનપણથીજ બાપીકા ઘરમાંથી વગર નારીયેલ "પાણીચુ" મળેલું! ચાલ-ઘોડાના દોળા જેવી, તેથી બાપાજીએબી તેને

નામનો પુરોજ મુકલો કે એવો એક નગીનો નહીં હોય તોજ ભલો! જેના પરીણામમાં કોઇના પણ આંકોશ વગર વાઘરો-ફાટી ગયો; તેને મનથી તો મને કોઇ નહીં મારે તો હું આખાં ગામને મારૂં, એવું નકી તેના ભેજાંમાં ભમી રહ્યું. તે તેના દીલજાન દોસ્તો સલીમ, જાની અને ચાંદ કરતાં બદમાશીમાં કમી નહતો; પણ વાઘરો ખરેખર તો શરીફ બદમાશ હતો. જેઓ પકકા બદમાશ હોય છે તેઓ કળા કુનેહથી કોઇના સપાટામાં આવતા નથી અને પાતાલ પાણી ચલાવા છતાં મોરી સુફી રાખી શકે તેઓ માંહલો આ એક હતો. તે જ્યારે પોતાની મતલબ હોય ત્યારે ઉપલા ત્રણે-સલીમ, જાની ને ચાંદ—સાથે એક થઇ જતો, પણ મતલબ ખલાશ થાય કે તેઓ સાથે તારીમારીમાં આવી જતો અને તેઓએ કરેલા કરતુકોમાં તેઓનો ત્રાગો ફુબાડી દેતો. તે ગઇ કાલે રૂ. ૬૦૦ ના ત્રણેને પડેલા તડાકામાં સામેલ નહીં હતો તેથી પોતામાં દીલમાં ઘણો વટવટ કરવા લાગ્યો. તેને રોજ દોઢયાંની બારવાલી બીડી પાવલા એકની લાગતી, પાનપટીમાં પાવલો, અને "ગુલ-પો" રમવા માટે જેટલા ખીસાંમાં હોય તેટલા, તે પછી જોઇયે ધનછીબીમો! તે તો કોઇ ખુદાનો લાલ તેને મલીજ જતો. તે તરેહ કીસમના અપ્રમાણીક રીતે ધંધાઓ કરતો હતો, જેમાંથી તે પેદા કરતો પણ બીજે દહાડે તે નાણું ફાસફુસ! રેસનો તો તે ખાં હતો! એક આખો દીવસ તેને જમવાનું નહીં આપો તો ચાલે, પણ દારૂ ને જુગાર જે તેના છવનના સાથી હતાં તેને એકબી દીવસ તે છોડી શકતો નહીં. તે પોતાના દોસ્તો સાથે હમેશ લડત કરતો, કે "ટેક માઇ ટોપ, ચોરી લુટફાટ બદમાશી ગમે તેવી રીતે કરો, પણ એવી સફાઇથી કરો કે તમો સપડાવો નહીં, પણ તેઓ તે તેનું કહેવું નહીં માનતાં, બેધડક ઝોંકાવતા, એટલે બાજે વખત લોખંડી બાંગરી પહેરી વગર ભાડેના ઘરમાં જઇ આવતા. અને વાઘરો બચી જવા માટે સદા મનમાં ખાંડ ખાતો!

તેઓ—સલીમ અને વાઘરો—બંને પીઠાંમાંથી પાછા ફર્યા અને સામેજ તેઓને જાની અને ચાંદ મળ્યા. તેઓ એક એકાંત ઠેકાણે સાથે મલીને ઓડવાયા અને ટોલ તપ્પા મારવા બેઠા.

"કેમ બચ્ચાઓ કાલે એકલા એકલાજ તડાકો માર્યો કે હેં, મારો ભાગ ક્યાં છે? હું કોઇને રમાડી નાખું ત્યારે તમો લોક હાથ લાંબો કરો ને એમ કાંય?

"જા જા વાઘરી! તું કયે દહાડે અમોને ભાગ આપેછ કે અમો



"હારતો, મેં હવે એક નવો દાવપેચ અજમાવ્યો છે. એક ઉડતી ચીરચાં હાથ કરવાનો મારો વીચાર છે—" !

(પાનું ૫ નું ચાલુ ૮ થી)

તુંને આપ્યે? તો બી કાંઇ બચતે તો આપણે પારટી કરતે, પણ ચાંદ અમને આપણી ભગલા કલબમાં ઘસડી ગયો કે ચાલ દાવ અજમાવ્યે, આવે તો તીર નહીં તો તુકો! અને આખરે બધું ખોઇને આવ્યા" જાનીએ સમજાવ્યું.

"દોસ્તો, મેં હવે એક નવો દાવપેજ અજમાવ્યો છે—એક મારો જાત ભાઇ મીત્ર મને એક ઘેરમાં લઇ ગયો હતો, જ્યાં એક ઉડતી ચીરયાં હાથ કરવાનો મારો વીચાર છે. જો કે ત્યાં બીજી પોઇરીઓ એક મોટર બસ ભરાય તેટલી છે, પણ તેમાંથી એકને મેં પસંદ કરી છે." વાઘરાએ કહ્યું.

"તો શું તે ઉડતી ચીરયાંને આપણે ત્યાંની સુંદરી અને મલકાની સાથે રહેવા લાવવાનો છે?"

"જટ. બી હેંગ! કેવો સ્ટુપીડ આઇડીયા! હું તેણીને મલકા અને સુંદરી પાસે લાવીને તમો લોકોને આઇતું સાંધણ પુરૂં પાડું? નેવર નેવર! હું તો તેણીને માટે આ આબરૂથી શેહાદીની માંગણી કરનાર છું અને એકવાર શેહાદી થઇ ગઇ કે પછી તેણીને કેવે રસ્તે મુકવી તે મારૂં કામ છે." વાઘરો બોલ્યો.

"અરે વાહરે શેખચલ્લી! એટલે તું કોઇ ઉડતી ચીરયાંની સાથે શેહાદી કરીને અહીંથી ખરતી માપવા માંગે છે કેમ? તેમજ કરવું હોય તો એ રીત અમોને કરતાં નથી આવડતી શું?"

"તમો લોકને! તમો લોકથી શું થાય? એક ભુંજ્યો પાપડ નહીં ભંગાય! ટીવાઓની ટોળીમાં મેં ત્રણ વરસ ગુજાર્યાં તે અમદાં નહીં, તમો લોકને ઇંગલીશ વાતોનો એક કંકો નહીં આવડે અને હું મારી ઇંગ-લીશ વાકચાતુરીના પ્રતાપે ગમે તેવા વેશમાં ધામો નાંખી જેન્ટલમેનમાં ખપી શકું અને ફાવી શકું."

"અરે એ છુટો થવા માંગે તો જવા દયો—એ શેહાદી કરી ઉડતી ચીરીયાંબી લાવશે તો પણ આપણું કામ તો એને પડશેજ કેની? બચ્ચા જા તું નવું ઘર તો માંડ—પછી તને જોઇયે એટલા———"

સલીમ હજી તો પોતાનો વાક્ય પુરો કરવા જાય તેટલાંમાં ચાંદ હોમાયો—

"ચાલ વાઘરા, તારા નવા સાહસમાં અમે ફતેહ ઇચ્છીયેછ, પણ અમારો હક ભુલતો–ના; અમોને ખાતરી છે કે તારી ઇંગ્રેજી ફેંકાફેંકીથી તું અમારા કરતાં ગૃહસ્થાઇપણામાં વધારે ફાવી શકશે, એ તો ધારોજ છે દરેક માણસની સંખ્યાબંધ ખામીઓ માંહે એક પણ ખુબી હોય–અને તું

ગમે એવો અમારા કરતાં વધુ બદમાશ છતાં જેન્ટલમેનમાં ખપી જવામાં એક્કો છે; એટલે નવવાણું ટકા તું ફાવવાનો."

"ઠેંક્યુ ચાંદ—ઠેંક્યુ તારી મારે મારેની સીફારીશ માટે ઉપકારી છું. મને શેહાદી તો કરવા દ્યો દોસ્તો, પછી જુવો કે તમો ડુબી જાવો એટલો એવડો તેની સલામતીમાં તમો લોકને પાવું"—વાઘરાએ ચલાવ્યું. "પણ દોસ્તો મારી એક અરજ છે—હવેનો કાંઈ તડાકો પડે તો તેમાંથી એક રકમ મને ઉછીની આપો. અને હું તમો કહેશો તેવી રીતે તે વસુલ કરી આપીશ, વાત એમ છે કે—હું એક મોટો પૈસાદાર છું, અને મને મોટી આવક છે એવું દેખાડવા, પહેલે કાંકરાની માફક મને પૈસા ઉડાવવા પડશે, અને એકવાર સોનાની ચલ્લી–પેલી ઉડતી ચીરયાં હાથ આવી કે તમે લોક જેનજેની, તે એવી તો 'ગુલગુલે અનાર' જેવી છે કે ઘરબેઠાં ભલાભલા પૈસાની ગદ્દરી તેના પર નીશાર કરી જશે."

"એમ? લે દોસ્ત વચન! તને કંઈભી કરીને અમે ત્રણે મલી એક રકમ આપશું! પણ જોજે તારૂં વચન ભુલ્યો તો તારૂં માથું ને અમારી ડાંગ, પછી અમોને છેડયા તો જન્મથી ખલાશ સમજજે!"

"કબુલ!" હાથ પર હાથ ઠોકતાં, વાઘરો બોલ્યો જે મારૂં તે તમો ભાઈઓનુંજ છે. અને હું કદીભી બેઈમાન થઈશ નહીં.



## પ્રકરણ ૨ જું.

ગયાં પ્રકરણમાં વાઘરાનું જન્મ વૃત્તાંત વાંચ્યુંનો? તે પોતાના પાલલાઉસ્યા દોસ્તો સલીમ, જાની અને ચાંદથી જુદાજ પ્રકારનો એટલે જેન્ટલમેન લોફર હતો! તેનું કર્તવ્ય ઝીંગીમાર અને બાણુ ચશમાવાલાને ભુલાવે એવું હતું. તેણે ઘણાક ચીલઝડપનાં દાવો અજમાવ્યા હતા અને કંઈક નાણું પેદા કર્યું હતું પણ તે સઘલું જેમ બને છે તેમ ઉસ મુલસે આયા ઉસ મુલસે ગયા જેવુંજ! આપણે વાંચી આવ્યા તેમ શેહાદીની સ્કીમ અને દોસ્તો પાસે નાણાં લઈ દમદમાટ દેખાડવાની તેની ત્રીક તેના અપટુડેટ ખ્યાલને આભારી હતી!

વાઘરાએ શેહાદી માટે પોતાની કુનેહને અનુસરતુંજ ઘેર શોધી કહાડયું હતું. તેનાજ જેવો એક દોસ્ત તેને એક નેકનામીથી ભરચાપુરમાં ઠેકાણે લઈ ગયો. ત્યાં મામલો સઘળો મુંબાઈના એક નામચીન ફરમાશુ

જગાના જેવોજ હતો. પણ કંઇક સુધરેલી ઢપનો! પહેલાં ઓળખાન, પછી ખાણીપાણી, પછી ભેટ સોગાદ, પછી ગાઢી દોસ્તી અને છેલ્લે ઉંડી ખાહી!!

વાઘરો ત્યાં એવા તો અફલાતુન ડૉળથી દાખલ થયલો કે સાસુન ડેવીડનો પૈસો તો તેની આંગલ પાણી ભરે! અને ટુકમાં ત્યાં એક ચોકાસદાર કુલ તરીકે ગણાય ને તેનો પાટલો બંધ બેઠો. યાને તું મુત્રાને દીયે કોણ અને હું મુઇને લીયે કોણ? શેહાદીકી આબાદી હો ગઇ!

લગન રેજીસ્ટરને પોટે નોંધાયાં અને થોડાક દીવસ ગયા કે વાઘરાજી અસલ જાત પર આવ્યા!

વાઘરાની વહુજી–બૈયરનું નામ સાકર હતું! જેવું નામ તેવું કામ! સાકર દેખાવલી નાજુક અને છેલ છબીલી ખરી! ચામડી જરીક ઉજલી એટલે 'સાકર મડમ, તો ધરી ધરાય નહીં–પણ વાઘરાનાં દાંત પીસેલા ડાચાં અને પીધેલાની ધુનમાં દેખાતા વાઘરી જેવા લાલચોળ ડોળાનાં દાબથી તે કંઇક દબાયલી દેખાતી! શરૂઆતમાં તો સાકર સમજતી કે ચીચોડાવાલો ચતુર ધણી મેલવી મેં તેણે ઠગ્યો! અને વાઘરો સમજતો કે વીના પૈસે સોનાની ચલ્લી હાથ લાગી! એટલે કળા કુનેહથી તેણીને ધાકમાંજ રાખવી. પણ થોડાજ માસમાં વાઘરો તેણીને નજરે ખુલ્લો થઇ ગયો! તે મોડી રાત્રે 'હોપ હોપ હોપ' બુટો બકારતો છાકટો ધુન થઇ આવતો અને ઝીતાં છબરતાં સોધી, સાકરને ધમોલા લઇ, તેણીને સરસ્વતી શબ્દનો સંભળાવી તેણીને નરમ ઘી જેવી બનાવવાની આશા રાખતો!

પણ આની બાજુ સંખીની સાકર હતી! તેની ખરેખરજ નરમ રૂ બની ગઈ હોય એવો દેખાવ કરતી, અને "જી હુકમ" જે કહે તે બજા લાવતી! લગન અગાઉથીજ વાઘરા માટે પ્યાર જેવું કાંઈ તેણીમાં હતું નહીં પણ તેની રીતભાતથી જે જરા રતી તેને માટે ખુરદાપાણી બાબદ માન હતું તેબી અલોપ થયું–એટલે હવે બાકી રહ્યો ધીક્કાર! હા–તેણી અંદરખાનેથી પોતાના વાઘરી વરને ધીક્કારતી અને નાહક લગનની જુસરીમાં જોડાઇ તે માટે પસ્તાવો કરવા લાગી; તો પણ તે ઘોળાયલાં દુધપર સંતાપ કરે તેવી હતી નહીં. પોતાનું સુખનું સાંધણ (?) તે શોધતીજ રહેતી અને આવા પાજી પડેલા પતી સાથે કેવી રીતે કામ લેવું તેના મકમ ઠેરાવ ઉપર આવી! વાઘરો દીવસ આખો પીઠાંમાં, જુગારખાનામાં, યાતો નવા શીકારો સોધવામાં ગુજારતો અને વાઘરણ–સાકર આખો દીવસ પોતાનાં જુનાં દોસ્તો અને આડોસી પાડોસી સાથે, મોજમજાહ ગાન તાન અને નાચ-

રંગમાં ગુજારતી. વાઘરો આવવાનો વખત થાય કે નકરી જાણે સતી-સીતા! જાણે કસ્સામાં છેએજ નહીં!

જુગાર ને દારૂ માટે વાઘરાને જેમ જેમ પૈસાનો ખપ પડતો તેમ તેમ તંગીમાં તણાતો.

એક દીવસે સલીમ ચાંદ અને જાની સાથે તેને ટપાટપી થઈ અને ધુમ વટેરાયું! તેઓ તેને ઉછીના આપેલા પૈસા પાછા માંગતા, અને તે વામા તામા કરતો. બન્યું એમ કે સલીમે વાઘરાની કંઇક પક્ષ ખેંચી, એટલે ચાંદ અને જાનીએ તેને પણ કહેરે મોહડાં શું ભાવે છે નો સરોપાવ આપ્યો! છેવટે સલીમે તે દીને સારો હાથ મારેલો એટલે ખીસામાં પૈસા હતા તે ચાંદ અને જાનીને ભાગે વાઘરાના ધીરેલા પૈસા ચુકાવી આપ્યા! એટલે ત્રણને બદલે વાઘરાનો એકજ લેણદાર સલીમ બન્યો!

હવે વાઘરાનું પુછવું શું? તે સલીમ ઉપર ફીદા ફીદા થઇ ગયો; અને કહેવા લાગો "બસ તુજ મારો સાચો દોસ્ત! આજે મારી નોક જાળવી! ચાલ આજે પેલાં સામેનાં બાગે બેહસ્ત-પીઠામાં-ઘુસ્એ. ખોદા રાખે આજે તો તું તાજો છે!"

અલ્લાહ માલુમ કે સલીમ મીયા કોણ જાણે શી ગણત્રીમાં હતા? તે વાઘરાને કહેવે પીઠામાં ઘુસ્યો, અને પીવાય તેટલો પોતેબી પીધો ને પેલાનેબી પાયો!

તેઓ બન્ને શરાબ રજાના હાથમાં હતા, યાને રોશન બાશાદ-'ચીકાર ભરક' બની ગયા હતા; વાઘરો તો છેકજ અથા-તથા થઇ ગયો અને સલીમ કે જે 'લીકર પ્રુફ' બની ચુકો હતો તે કંઇ રૂપીએ બે આના સુદ્ધિમાં હતો.

"અરે યાર, તારૂં ઘર ક્યાં છે? ટ્રામ ટ્રેન તો બંધ થઇ ગઇ, હવે ભાડુતી ખટારા વગર છુટકો નથી. પણ તું એકલો કેમ જશે?" સલીમે પૂછયું.

"અરે મમમમારારા જીગર જાન દોસ્ત, તું મમમારી સસસાથે આવ મમારૂં ઘેર તો જો, મમામારી મીમીઠી સાકર ને તો જો જે, તારૂં દીલ શાદ થથઇ જજજશે. એ ગગાડી વવાળાળા મમા મમા માહર બાવરી પપર હાંક—"

વાઘરો બોલતો બોલતો ગાડીમાં લાંબો છર થઇને પડયો, અને ગાડી મહાર બાવરી તરફ હંકરાઇ.

જેવી વાઘરાના ઘર આગળ ગાડી ઉભી કે જેમ તેમ શુદ્ધિ રાખી વાઘરો ઉતર્યો અને સલીમના ગળામાં હાથ નાંખી તેને અંદર લઇ ગયો. અને સાકરને ભાગા તુટા શબ્દોમાં કહ્યું કે જે "આય મારો પુરાણો દોસ્ત છે એની સારી પરોણાગત કરજે, એ મારા ઉપર આજે ઘણો મહેરબાન થયેલો છે."

સાકરે ગરદન હલાવી ખુરસી આપી સલીમને બેસાડયો અને અડધી રાત વીતી ગયેલી છતાં એલાર પેલારની વાતો તેણી તેના સાથે કરવા લાગી, સલીમનો મેલો ખાર અવતાર જોઈ તેણી મનમાં વીચારવા લાગી કે "આવો માણુસ તે શું મારા વરને મદદ કરી શકયો હશે ?"

સલીમે સાકરને જોતાની સાથે તેનો દારૂ ઉડી ગયો ને તેને બદલે તેના પેટમાં સાકરના શીરા ઓટાવા લાગ્યા એટલે સલીમે પોતાની લટાફટ ઠીક ચલાવી.

વાતચીતમાં થોડી રાત થવા આવી. એટલે સાકરે સલીમને રાતવાસો ત્યાંજ તોડી પાડવા બોહશ કરી અને દરદીને જોઇતું વૈદે ફરમાવ્યું.

બીજે દીને સલીમ અને વાઘરો ઘરેથી સાથેજ બાહેર પડયા. અને સલીમ કંઇક ઉંડા ખ્યાલમાં તેની સાથેનો સાથેજ રહયો. આજેબી સલીમનાં નશીબે યારી આપી, ગઈ કાલે જે કાંઇ વર્ષ્યુ હતું તે સઘલું પાનાપર રમ્યો અને સાંજ પડતાં તો સારી જેવી રકમ તે બીજી કમાયો ! બત્તી થતાં તેઓ પાછા પીઠામાં ઘુસ્યા. ઘુમ પીન્ચો; અને સલીમે છુટા પડતાં કાલે કયાં મલવું તે વાઘ્રેરાને પુછયું.

"નહીં રફીક, તે નહીં બનશે, આજેબી મારે ઘેરેજ ચાલ. આપણે ઘેર જઇને બીજી એક બાટલી મંગાવશું અને સાથે સાથે મજાહ ઉડાવશું ! હજી તો સક્કારૂં છે ફકત આઠ વાગા !"

તેઓ બંને ઘરે ગયા. સાકરે સલીમને હસીહસીને ડોકાં કરયાં, ઘરે પુગતાં સલીમ પાસે દારૂના પૈસા લઈ વાઘરો દારૂ લેવા દોડયો. સલીમ અને સાકર એકલાં પડયાં.

સાકર ઉંડી નજરની હતી ! કોઇબી જાત હોય કે પ્રજાત, અમીર હોય કે ફકીર, માહર હોય કે ચમાર, પોતે જો ઇચ્છતી તો તેને એક લોહચુંબક મીસાલ બનાવી નાંખતી !

તેમાં રેશમી ફુલ દીઠો કે તેની ઉપર તે થોડી થોડી થઇ જતી અને ખુશામદી શબ્દોથી તેને નવાજતી! તેણી ફક્ત પૈસાને પીછાણુતી.

સલીમ દેખાવે તો તદન જરીપુરાણો હતો. તેના ડાચાં દારૂ પી પીને બેસી ગયાં હતા, ડોળા બહારે નીકળી આવ્યા હતા. ટુંકમાં પીલહાઉસી જીંદગીનો તે હુબહુ નમુનો હતો. છતાં સાકરને મનથી તે ભલો હતો. કારણ કે તે વાધરાનો દોસ્ત હતો એટલે વાધરાની કોઇ ભેદી હકીકત તેની પાસેથી મેળવી લેવા તે તેની સાથે વધું પલોટાતી રહી.

સલીમ તેણીની આગલ બડાઇ મારતો કે "વાધરાને મેં કેદમાં જતો એમ બચાવ્યો ને તેમ તેનું કરજ મેં ભરયું, ને એમ મેં ખરચ કર્યો ને તેમ હેરાન કરયું!" વળી વાધરાની પાછલ સલીમ તેને ધુમ ગાળો દઇ ધીક્કાર દેખાડતો. એટલે સાકર ધીમે ધીમે તેને વીશ્વાસમાં લઇ, વાધરા બાબદનો પોતાનો ધીક્કાર તેણીબી બતાવતી; તેણી પ્રથમ તો જરા અચકાઇ પણ જેમ જેમ સલીમ સાથે વાતચીતનો ઘરોબો થતો ગયો તેમ તેમ તેણી સલીમ ઉપર ભરૂસો મુકતી ગઇ.

દીવસો ગબડી ગયા. સલીમ મેલો ઘેલો અને ગંધ મારતો લોફર જેવો ખુલ્લો દીસ્તો પણ સાકરનું જરાબી કાંઇ કામ પડે તો તેણીની મદદે લાગતો એટલે સાકરને મતથી તે ગોયા ગોવાલ્યરનો પ્રીન્સ હતો!

એક દીવસે સાકરની તબીયત બગડી. અને બોલ બોલતાં તેણી ખાટલે પડી. સલીમે તે દીને વાધરાની સાથે બાહેર નહીં જતાં ઘરેજ રહી, બજાર હાટ આણી રાંધીસીધી ઘરની મદારત કીધી!

સાકર અને વાઘરો તેની પર ખુશ થઇ ગયાં. સલીમને રાંધવાની સારી આવડત હતી, તે અગાઉ કોઇ કોઇવાર જમાતનું જમણ થતું ત્યારે રાંધવા જતો અને થોડાક કલાક કામ કરી કડકા હોય ત્યારે સારી કમાણી કરતો. પણ જ્યારથી ચાંદ, જાની, અને વાધરા જેવાઓની સોબત લાગી ત્યારથી તે પુરો બાતલ થઇ ગયો. તે એકબી કુછંદમાં બાકાત હતો નહીં.

કાગનું બેસતું ને તાડનું પડવું થયું! સાકરનું સીક પડવું અને સલીમનું રાંધવા માટે ઘરે જાથુકનું રેહવું ઠડયું; કારણ કે સાકરે સલીમને હાથના પકાવેલા ખાણાની તારીફ પર તારીફ કરી અને વાધરાએ તે સ્વીકારી! એટલે સલીમખાન જાણે સરવીસપર ઠસ્યા હોય તેમ, ખેંચ પકડ મુંજે જોર આતા હય, કરીને એકટીંગ ઉપરથી પરમીનન્ટ થયા! સલીમની પાસે થોડું ઘણું જુગારમાંથી બચેલું હતું. એટલે તેનેજ પૈસે બજાર લાવી રાંધી

૨૫૪૩૬

ખવાડતો અને કલાક બેકલાક એકાદ ખુણે ખંટોલે જઇ બે દાવ રમી આવતો, કોઇ દી એકના બમણા કરી આવતો ને કોઇદી ખાલી હાથે પાછો ફરતો; રાત્રે વાઘરો આવે કે તેને માટે નવી નવી તરાહનું ખાણું તૈયાર! અને દોડતો જઇ પોતાને પૈસે દારૂઅી લાવી તેને આઇતો પાતો! એટલે વાઘરાને મનથી ગંગા પાયા! તે આખો દી હારે કે જીતે ગમે તે થાય! પણ રાતે કુમેસ્તાની ને બબો થોકવાની હાયવાયતો નહી? તેને મનથી તો સલીમ જેવો જાની દોસ્ત દુન્યામાં બીજો કોઈજ નહી! એટલે વાઘરાએ જાણે પોતાનું ઘર ને ઘરધણીયાણી બન્ને તેને સોંપી દીધું. સલીમ પણ સમજે કે આ ઠીક છે—"ઘરનો ધણી હું બાહર નીકળ તું!"

## પ્રકરણ ૩ જું.

મહીનાઓ વહી ગયા. સલીમ સાકર અને વાઘરો ત્રણેનો એક સંપ વધતો ચાલ્યો. સાકર અને સલીમ તો જાણે દુધને પાણી મીસાલ એક થઇ ગયાં! હવે વાઘરા અને સાકરને એક પળવારબી સલીમ વગર ચાલતું નહી!

વાઘરાને પાનામાં હારની હારજ આજકાલ મલતી; પેલી તરફ સલીમનેબી સુકમણાં પડવા માંડયાં—બીજી તરફ વાઘરાએ જુના દોસ્તો ચાંદ, જાનીને તીલાંજલી દીધી હતી, એટલે વાઘરાએ નવનવા દોસ્તો શોધવા માંડયા. કોઇબી સદ્ધર બોલ્લુ મલતો કે વાઘરો ચાલાકીથી તેની સાથે દોસ્તી કરતો અને તેઓને ઘરે લાવી દારૂ પાઇ ખુશ કરતો, વળી દોસ્તો ઘરે આવતા તો તેમણે માટે દારૂ ઉપરાંત મડમનાં ડરેસમાં સાકરનું સાકરયા ખેંચાણ! અને દારૂ ખાણાં પીણાંની મેનીજ માટે ત્રીજો સલીમ બંદો તૈયાર એટલે પછી મના શેની હોય?

એક દીને કાસમ ખાટકીને દોસ્તીનો હાથ આપીને વાઘરો ખેંચી લાવતો, તો બીજે દીને કાળીયા કોલીને લાવતો, તો ત્રીજે દીને પાપ્યાં પેસ્ટાંઉ, તો ચોથે દીને કોઇ ગામરયા ધાંચીને પેદા કરી લાવતો! ગોઠવણ મુજબ નેમેલો વખત થતો કે સાકરયા વાઘરણ, ગાલીચો બીછાવી કેવીક નીમાજમા મશગુલ હોય તેમ કુરાન પઢવા બેસી જતી, એટલે પરોણા આવનારને આબાદ છાપ બેસતો કે આ કોઇ ફરેસ્તારૂપી અરબસ્તાનની હુરીજ હતી! જેવો પરોણો આવતો કે બીસમીલ્લાહ બોલી સાકર નીમાજથી ફારેગ થતી, અને પરોણા સાથે મનમોહક વાતો ચલાવતી અને વાઘરો "સલીમ સલીમ" હાંક મારતો દોડધામ કરતો સલીમ સાથે બાહેર નીકળી પડતો.

સાકર, પરોણા આગળ પોતાનાં દુઃખો રડતી અને વાઘરાને ઉંધે હાથના ઓવારણા દઈ ગાળો દેતી અને પોતાનાં દુઃખમાં ભાગ લેનારૂં કોઇ મીત્ર નથી માટે હરહમેશ અહીં આવતા રહેવાની વિનંતી કરતી.

પરોણો બાપડો દારૂની લેહર અને સાકરની વાતોની મેહરથી, દયાથી દાઝી પોતાના ખીસામાં હાથ નાંખી છુટે હાથે તેણીને નવાઝતો અને સાકર બીચારી "નહી—નહીરેજી શાને વરે તકલીફ લેવોછ—" કહી બેદરકારીથી પેસા ગાયબ કરતી અને ઉપરથી શબ્દોરૂપી સાકરયા શીરો રેડતી જતી !

વાઘરો ઘડીકવારે પાછો ફરી પરોણાને તર બનાવી અરધે રસ્તે વેર તેને પોંહચાડવા જતો, પોતે ઘણીજ સંકડાસમાં હોવાનું જણાવી થોડુંક નાણું ઉછીનું માંગતો. જો પરોણો ડાહયો દોહરો થઈ આપે તો ઠીકાઠીક— નહી તો બીજીવાર ઘરે બોલાવી તેનો ઘાટ ઘડતો !

એક દીને એક બચુમીયા બાબર-(હજામ) સોનાનો અછોડો, અને અરધો ડજન આંગળે અંગુઠીઓ ઘાલીને આવ્યો હતો. બચુમીયાં પાસે સાકરજાને તો રાબેતાની રૂમડી ઠીક બોલાવીં. અને બચુમીયાંને સદ્ધર બીલ્લું જાણી વાઘરાની ગેરહાજરીમાં બીજે દીને આવવાનું આમંત્રણ કર્યું ! એવી મતલબથી કે વાઘરો તેના સર્વે ખીસાં ખાલી કરી લે-તે તેણીને શું કામ આવે ? જો દીવસનાં આવે તો સલીમ અને તેણી બંનેના ઉપયોગમાં તેનું નાણું આવા શકે. આ ગોઠવણને લીધે, વાઘરો જ્યારે બચુમીયાંની પાછળ પાછળ તેને અડધે વાટે ઘરે પુગાડવા ગયો ત્યારે રાબેતા મુજબ તેને તંગી અને મુસકેલીની વાત છેડી, બચુમીયાં અગાઉથી પામી ગયલો એટલે "અચ્છુ અચ્છું હું બીજી વખતે દેખીસ, હાલ તો ખીસામાં બરકત છે," એમ બાહણા કાઢવા લાગ્યો. વાઘરાના લેહરી દોસ્તોમાંથી પહેલ વહેલોજ સુંવાળો માણસ આ મળેલો જાણી તે તરત વેળા તો દાંત્યાં પીસી દીલમાંજ ગમ ખાઈ ગયો. શરૂઆતમાં ઉછીની રકમની માંગણી કરી, પછી કાંઇ નહીં હોય તો હાલ તરત થોડાબી આપવાની ઓફર થઇ. તેબી "નન્નો" વાસ્યો, એટલે રૂપીઆ દસ, પાંચ અને છેવટે એક ઉપર માંગણીનો દડો ગબડયો; પણ બચુમીયાં બંદો નહીં હાલ્યો, નહી ચાલ્યો કે નહીં ખસી ઘામીને ખીસામાં હાથ નાંખ્યો.

"વારૂં ત્યારે બચુભાઇ, હું કાલે તમારાં સેલુનમાં આવું ? મને એક સારી જેવી રકમ કરી આપશો ?"

"અરે યાર છોડ વાત ! હું કોઇ વખત જોઇશ."

પણ વાઘરો બચ્ચો કાંઈ એમ તેને જતો મુકે ?..."નહીં—બચુભાઈ તમે એમ શું કરોછ ? મારી આવી તંગીની વખતે તમો જેવા દોસ્ત પાસે નહીં માંગું તો કોણ પાસે માંગુ ? ખરા, ત્યારે એમ કરો—હું કાલે તમારે સેલુને છેક મોડેથી આવીશ, એટલે આજની માફક આપણે સાથેજ લગાર છાંટોપાણી લઇ અહીં ઘરે આવશું, અને ઘરેબી જરા મજાહ કરીશું કેમ કબુલ ?"

"ઠીક કબુલ ! બચુમીયાંએ જોયું કે આ મેલું કાંઇ ફીટે એમ નથી, એટલે તેને રવાના કરવાને જુઠાઇએ હાનું ડોકું ધુણાવ્યું.

બીજે દીને નેમેલે ટાઇમે—બચું મીયાંને નીકળવાને ટાઇમે—તે એક ઓટલા ઉપર ઉભો રહી રાહ જોતો ખોટી થયો; પણ બચુમીયાં હોય તો મલે કે ? તેવણ તો માહરબાવડી પર પેલી માહરૂખનો વાયદો પુરો કરવાને વટી ગયલા, તપાસ કરતાં વાઘરાને તેને મથકેથી જવાબ મળ્યો કે બચુમીયાં ઘણાં અગત્યના કામસર બાહેર ગયા છે !

આખરે થોડો ઘણો ઉધાર સુધાર ગામઠી રમનું એકાદ ગલાસ ચહડાવી વાઘરો નીરાશ જેવો ઘરે આવ્યો. તેને સ્વપનેબી ન હતો કે બચુમીયાંએ દીવસનાં આવી આજે સલીમમીયાંની બરકતે તેને ઘરેજ પઠારી કરી હતી !

સલીમ અને સાકરને વાઘરાની નાડ માટે કાંઈ પુછવું પડે ? બચુમીયાં પાસે મેલવેલા પૈસામાંથી અમનચમન ચલાવી, વાઘરાને આવવાને વખતે તેને વીદાયબી કરી નાંખ્યો હતો ! એટલે જાણે બંને જણ કસામાં છેજ નહીં ! વાઘરો છીટાં સોહઘતો ઘરે ભાડાંભાંડ કરવાના મનસુબે આવ્યો કે સલીમે સાકરને બીલ્લી ટપકાવી ! એટલે સાકરે વહેલી બીડી પાન ચાહ આગળ મુકયાં અને પલવારમાં સલીમ છાંટાની બાટલી એક લાવ્યો કે વાઘરાજીનું સઘલું વઘન ફરાર ! અને ઠંડાગાર ! !

બચુમીયાની આમદથી ઉલત પકડી સલીમમીયાં બચુમીયાના જેવોજ ખોરીયા ખાપરીચા પણ ભર્યાં ખીસાવાલાઓને દીવસના શોધતોજ રહેતો ! એટલે દીવસના સલીમ અને સાકરની ભાગીદારીનો સોદો ધીકતો ચાલ્યો અને રાત્રે વાઘરાની રોજી જાગતી ચાલુજ રહી ! પણ દરરોજનો બ્યાહનો કરતોબી લાજે ! તેમ વાઘરાને એકાદ દીવસ જુગારમાં તડાકો પડતો તો બીજે દીને કોઇ પરોણો ખટાવી જતો ! તો ત્રીજે દીને સુકમણુ ચાલતા તો ચોથે દીને પોબાર પાસાઓ દગો દેતા !

એક દીને બચુમીયા સેલુનમાંથી ઘરાકની દાઢી બોડીને બાહેર જવાને ઉતરતા હતા કે સામેજ વાઘરો મળ્યો.

"કેમ બચુમીયાં, તમે તે દહાડે એવુંજ વચન પાળ્યું કેમ ? હું બે ચાર ધકા તે પછી ખાઈ ગયો પણ તમારો તો પત્તોજ નહી મળે. ખેર લો ચાલો, હવે મને કંઈ ઉછીના પૈસાની જરૂર નથી. તમને ખપ હોય તો હું સાંખ્યા આપું !" વાઘરાએ વાઘરી ગત કીધી ? ચાલો આજે આપણે સાથે જઇએ, જરા ઘરે બે ઘડી વાત–ગમત કરશું. પૈસા બૈસા કાંઇ સાથે લેતા ના, આજે તમારી દુવાથી મારી પાસે અલ્લાહની મહેર છે !"

બચુમીયાં ના કહી શકયો નહી ! તે સમજ્યો કે " આજે વાઘરો પોતેજ ખરચનાર છે એટલે મફતની મજાહ કરી આવવામાં કાંઈ ગયું નહી !"

બચુમીયાં અને વાઘરો ઘરે પુગયાં. રાબેતાની દારૂ પીવાડવાની પરોણગતની ધામધુમ ચાલી રહી અને વાઘરો બચુમીયાને ટં બનાવી થોડીક વાતચીત પછી ઘરની બાહેર ગયો ને સલીમને પણ સાથે લેતો ગયો.

પેલી તરફ બચુમીયાં તો હવે આ ઘરમાં નવા જુના થઈ થયેલા એટલે જાણે ઘરમાં પોતાની પરણેતર સાથે બેસી ફરાગતથી વાત કરતા હોય તેમ સાકર સાથે સટાકા મારી રહ્યા હતા અને વાઘરાએ જાણી જોઇને પીવાડેલો વધુ–એટલે સાકર સાથે છુટથી અટકચાલી કરવા જતા હતા–તેવોજ "ખબરદાર"! કરતો વાઘરો છુપાયેલો જાહેર થયો અને પછી બચુમીયાંની પર શું વાદળ ?

"બદમાસ ! સ્ટુપીડ ! બ્લાડી ફુલ ! તુંને સારૂં માણસ સમજી મારી બૈરી સાથે વાતચીત કરવા બેસાડયો તે શું આવું કામ કરવા માટે કે ?" એમ કહી વાઘરાએ એક સલાપ બચુમીયાને અને બીજી સાકરને ખેંચી કાઢી !

બચુમીયાં ફીકા ફચ મારી ગયો અને તેનો પીવેલો દારૂ સઘળો હવા થઈ ગયો. "કાફર હેડ હજ્નમ ! આય વડીએ સો રૂપીઆ કહાડ નહી તો તારો ખુરદો કરી નાંખશ." વાઘરો આ બોલતો ત્યારે સાકર તો ત્યાંથી ઉઠીને વંજો માપી ગઈ, અને સલીમ નજીકજ ઉભેલો હતો. એટલે બચુ સમજ્યો હતો કે મામલો ગંભીર થઈ પડયો. એટલે મુંગે મોહડે રૂ. ૧૦૦ ની મોટનો એક ટુકડો વાઘરાના આંગપર તેને ફેંકયો !

તરત તે નોટ ઉંચકી લઇ વાઘરો બોલ્યો, "અંહ શાબાશ બચ્ચા ! મેં તે દીને છેવટની ઘડીએ રૂ. ૧ માંગેલો તો તેટલોબી તારાથી અપાયો નહી, અને હવે કેવા રૂ. ૧૦૦ ઝટ તોડ્યા ? એતો વાંકી આંગલી વગર ઘી નીકળેજ નહીં ! !"

બચુમીયાં બાપડો તેરીબી ચુપ ને મેરીબી ચુપ કરી ત્યાંથી ચાલતો થયો ! કાંદો ખાઈ મોંહ સુગાડવા કોણ પાસે જાય ?

બચુમીયાં ગયા પછી વાઘરો, સલીમ અને સાકર ખડખડ હસ્યા. આજે ઘર બેઠે મળેલી રકમ માટે હરખાઈ ગયાં. પણ અંદર ખાનેથી સલીમ અને સાકર અદેખાઈ કરવા લાગ્યાં. આજની આવક વાઘરો હોઇયાં કરવાનો, તેમાં કાંઇ ભાગતો મંગાયજ નહીં. વળી બચુમીયાં બીલ્કુ વાઘરાની ગેરહાજરીમાં આવતો તેબી હવે આજના બનાવથી કદાપી બંધ થાય ! એટલે સલીમ અને સાકરને તો નવવાણું ટકાની ખોટ હતી.

વાઘરાની સ્લાપનો સ્વાદ, સાકરનાં મોહ ઉપર તાજોજ હતો. અને બીજે દીને, આમ વારંવાર હાથ ઉંચકતો વાઘરાને કેવી રીતે બંધ કરવો તેની સલાહ સલીમ પાસે તે લેવા બેઠી.

"બાઈ, હું તો તમોને એવો ઇસ્મે આજમ ઇલિમ બતાવું કે વાઘરો તમારો સદા પગ ચુમતો રહે. પણ મને ડર લાગેછ—કોઈ દીન ભોળપણમાં મારી એજમતી હીકમતની વાત બોલી દો, તો હમારી દોસ્તીમાં સદાનું ભંગાણ પડે."

"ઓ સલીમ ! તુને મારા પર એટલો વીશ્વાશ નથી ? હું કબીબી એવી નાદાની કરૂં ખરી કે ?"

બંને વચ્ચે કેટલીક તાઝીમ તવાજ થવા પછી સલીમે એક યુક્તી સાકરનાં કાનમાં કહી.

"જો ગમે એવો મરદ હોશે તે આ દવાઇથી મીન માફક પીગલી જશે. એક સાથા કે ઓળાની મીસાળ તારી પાછળ પાછળ ઘુંમશે. તું બેસ કહેશે તો બેસ્સે ને ઉઠશે. બસ—તારો ગુલામજ બની રહેશે."

"અહા હા હા ! એટલું બધું ? મારા માનવામાં આવતું નથી." સાકર ખુબ ગેલમાં આવી બોલી. "ખેર, હું પહેલી તકેજ તે અજમાવશ."

શું સલીમની આ જાદુઇ દવા ખરેખરી અચુક હશે ? જો તેમજ હોયતો સાકર જેવી એક અલબેલી અબલાના હાથમાં તેવી ચીજ આવતાં ભુતના હાથમાં ચોટલી જેવું નહીં બનશે ? વાઘરા ઉપર આ ઇલમ અજમાવતાં જો ફતેહમંદ નીવડે તો પછી બીજાઓ પર તેની અસર શું થાય ?

હા ! દુન્યા કોઇ ચીજથી ખાલી નથી. સલીમની દવા હાથમાં આવવા પછી આ હીંદી કલ્યોપેત્રા શું પાર્ટ ભજવે છે તે ધડકતી છાતીએ આપણને વાંચવાનું છે.

# પ્રકરણ ૪ થું.

પૈસો મારો પરમેશ્વર, બાયડી મારી ગુરૂ !

અહો, છાંટો સારીઆમ-સેવા કોણી કરૂં ?

**[ સંસારી કાવા દાવા ! તકલીદી ચાહનો ચિતાર ! ખરા પ્યાર ને નામના ખુનો ! અં-હું, શું મર્દોને વસ કરનારી મોહીણીબી વળી આવતી હશે ? હોય પણ, દુન્યા કોઇ ચીજથી ખાલી નથી ! ગુનાહમાં ગાફીલ કરનાર પાપી કોણ ?—મરદ કે ઓરત ? ]**

"અલ્લાહને બનાઇ જોડી-એક ખુંધી ઓર એક ખોડી"। તે સાકર અને વાધરો—પતી પત્નીનો હીસાબ સઘળો તેવોજ હતો ! ધણી પોતાની ગતમાં લોટતો ને ધણીઆણી પોતાની મતલબમાં મલકાતી; સલીમે બતાવેલી પેલી જાદુઇ યાકુતી-લોહચુંબક મીસાલ મર્દોને પોતાં તરફ ખેંચનારી ઇસ્મેઆજમ દવાઇ-ની ખુબી પીછાણવા પછી સાકરને આખી દુન્યા ઉઠલાવનારૂં હવસી જોમ બર્પા થયું ! તેણી હવે અગાઉ કરતાં વધું છુટથી સલીમ સાથે વર્તતી, અને સલીમ માત્ર લેહાજને ખાતર વાધરો ઘરમાં હોય તેટલોજ વખત નોકરનો પાત્ર ભજવતો-બાકી તો તે શેઠ ને શેઠાણી બન્નેનો શેઠ થઈ ગયો હતો !!

સાકર સોનેરી ટોળીના પ્રાક્રમમાં અને પૈસા ઓકાવવામાં જે જરા રતી અપુર્ણ હતી તે હવે સલીમની સોબતમાં 'પરફેક્ટ' બની ગઇ ! સલીમ હતો તો આફ્રીકન હબસી જેવો રૂપાળો (!) પણ વાધરાની ગેરહાજરીમાં સાકરને "વીછ્છણ વાઉં" બનાવવામાં તે રાંધણરૂપ થઇ પડયો. ડગલે ને પગલે તે સલીમની સલાહ મુજબ ચાલતી. તે સમજતી હતી કે તેણીના પૈસા ધુતવાનો અરમાન પુરો પાડવા માટે સલીમ જેવા એક અંગત સાગેરદની તેને મોટી અગત હતી, તેથી સઘળી પોતાના દીલની વાત તે સલીમને કહેતી. સલીમ પણ આ સહેલ્લાઇથી મળેલી દલ્લી માટે શેતાનના શુક્ર કરતો ! તેને આગળની માફક ચોરી લુટફાટ અને ઘર ફાડવાનો ધંધો કરવાની હવે જરૂર હતી નહિ-વગર ભાડાંના કીલામાં ચાંચડા મારવાનો ભય હવે તેને હતો નહી. એટલે તે સાકરને હર રીતે રાજી રાખવામાંજ પોતાનું સાર્થક સમજતો. એમ તો કોઇવાર આવેલી આવકનો બધોજ ભાગ તે હાઉ કરી જતો, પણ ઘડીભરના રૂસામણા પછી બન્ને પાછાં એકના એક થઇ જતાં હતાં.

તે બન્નેની દોસ્તીમાં ખલલ કરવા જેવું વાઘરા માટે, કશું કારણુજ નહીં હતું. તે તો આપણુ આગળ વાંચી આવ્યાં તેમ પોતાના ભુજંગી છંદ-લખમાં ગુલતાન હતો. તેને મનથી જુગાર રમવા પૈસા, અને પેટ ભરીને દારૂ મલે તો દુન્યાં આખી જહાનમાં જાય! જો કડકો થતો તોજ તે વાયદા પર આવતો, નહી તો કે દીલ ચમન!!

સલીમે બતાવેલી પેલી પાપી પ્રવાહી જાણ્યા પછી સાકર જંપીને એઠીજ નહીં, તેણીને પહેલે તો મતલબ હતી સલીમને ગોલામ બનાવવાની! અને પછી વાઘરાને ચમટીમાં ચોલતાં વાર કેટલી?

એક રમુજી દાખલો કદાપી વાંચનારને યાદ હશેઃ—

**એક વકીલે એક આરોપીને એક ગંભીર આરોપમાંથી છોડવવા માટે યુક્તી બતાવી, તેને પોતાના કુળને શીખવ્યું કે કોર્ટમાં કાંઈબી સવાલ પુછે તો "ઉ-હું" કરી બોલવું, એટલે તને દીવાનામાં ખપાવી છોડી દેશે.**

**તે આરોપીએ વકીલની સલાહ પ્રમાણે કોર્ટમાં કાંઇબી સવાલ પુછાવી વખતે "ઉ-હું" કરી બોલવા માંડ્યું, પરીણામમાં તે છુટી ગયો.**

**છુટો થવા પછી વકીલે પેલા આરોપી પાસે પોતાની ફી માંગી અને પોતાની તારીફ કરવા માંડી, પણ આરોપીએ વકીલની યુક્તી વકીલને કપાળે વલતી ચોંટાડી! વકીલે ફીની ઉઘરાણી કીધી કે એજ તેનું પાછું ઉભરી આવ્યું "ઉ-હું"! વકીલે કપાળ કુટ્યું.**

આવોજ કાંઈક મામલો સલીમ ને સાકરના બાબમાં બન્યો! સલીમનું શીખવેલું કીમ્યું સાકરે પહેલે સલીમ પરજ અજમાવવાનું મન સાથ છુપું બીડું ઝડપ્યું. એકાદવારની મીઠી મીઠી ચાહથી તે કીમયાંની સલીમ પર ધારેલી અસર થયલી સાકરે જોઇ! પણ આણીગમ સલીમ બચ્ચો જેનું નામ; તે કયાં કમી હતો? તે તો માહરબાવરીનાં આ સાકરયા ઘરમાં પેઠો ત્યારથીજ ગરમ ગરમ સ્વીટડીશમાં પોતાનું કીમ્યું તેણીપર અજમાવી ચુકેલો અને સાકર ઉપર આજની હદ સુધીનો કાબુ મેળવવામાં ફતેહ પામેલો! એ તો પેલી કવિતા માફક—

"જેસે કું મીલે તેસે, તેસે કું મીલે વાઈ
ઔર દીનો મીલકે તુનતુની બજાઇ"

જેવો મામલો થયો! કવીતામાં જણાવવા મુજબ "તીનો મીલકે તુનતુની બજાઇ" તેમ રહયો સહયો વાઘરાને પણ તેની વાઘરણે કીમ્યુ પાઇ પોણાચંદ જેવો બનાવી નાંખ્યો! હા! હવે તેણીને કોણ પુછનાર હતું?

એક દહાડો, સાંજના સાડા પાંચેકનો વખત હતો. સલીમ પોતાના રૂમમાં તરતની ચાહે પીને બીડીનાં ધુમાડા ઉડારતો બેઠો હતો. સાકર તરતની નાહી ધોઇને બારી નજીક ઉભી રહી પોતાના છુટા બાલ હોળતી હતી...તેણી ઘડીમાં ગાઉન પહેર્ડી મડમ બનતી, ઘડીકમાં હીંદવાની બનતી, અને ઘડીકમાં પારસી લેડી બની જતી, જે આપણે આગળ વાંચી આવ્યા છીએ. આજે તેણીએ નાહી ધોઇ પારસી બાઇ ફેશનની સાડી અને ડરેસ સજ્યો હતો. અને હવે બાળ હોળી સંપુર્ણ થવા ચ્હાતી હતી. હાલ તેણીનું ધ્યાન આરીસા અને બ્રસમાંજ હતું.

તેણીના ઘર આગળથી અનેક ગાડી ઘોડા અને મોટરો પસાર થતી હતી. પણ એકાએક મોટો ધડાકામાર અવાજ થયો એટલે તેણીએ બારીયે ડોકાવ્યું, તેણીએ જોયું. એક બહુજ ભપકાદાર મોટરની અંદર, એક કદાવર બાંધાનો યુરોપીઅન ડરેસમાં સજ થયેલો જવાન, વીચારમાં ઉપર નીચે જોઇ રહ્યો હતો. તેણીને અનુમાન કરતાં વાર નહી લાગી કે હમણાજ જે મોટો અવાજ થયો હતો તે એજ મોટરનું ટાયર ફાટવાને લગતો હતો. પેલો મોટર માહેલો જવાન વિચારમાં પડયો કે વીસરભોપણાથી કે બેપરવાઇથી તેની મોટરમાં ફાલતું ટાયર કોઇબી હતું નહી. અને મોટર અટકી પડી તે ચલાવવી કેમ? ચતુર સાકર તે જવાનના વીચારો તરત પામી ગઇ. તેણી તે જવાન તરફ જોઇને હસી અને ડોકાંનો લેહકો કરી નખરાંથી બોલી:—

"કંઈ અમારી મદદની જરૂર છેજી? મારા નોકરને મોકલું?"

"ઠેંકયું, ઘણી મહેરબાની. હું એજ કહેવા માંગતો તો પણ:—"

"અરે કંઇ નહિંજી હું ઑય મોકલું.—" તે જવાનને વધુ બોલતો અટકાવી સાકરે–"સલીમ સલીમ કાંહ મુવો?" એવો સહાદ મારયો.

સલીમને કંઇ કહેવું પડે તેમ નહી હતું, તે તરત મોટર ભણી દોડયો. અને પેલા જવાનને અંદર આવવા બાઇજતથી ઇજન કીધું.

તે અંદર આવ્યો. અને દાખલ થતાંજ સાકરને નમીને કહ્યું, એક્ષકયુઝ મી. બાનુ, તમોને કંઇ હરકત નહી હોય તો હું અહીં જરા થોભસ. અનફોરચ્યુનેટલી મારો સોફર જરા સીક થઇ ગયોછ ને મોટરમાં અડીભીડીને વાસ્તે ટયુબ ટાયર કે એકસ્ત્રા ઇન્સ્ટ્રુમેંટસ રહેવાં જોઇએ તેનું મને કંઇ ભાન રહયું નહી.

"ઓ તેમાં શું છે ? તમારૂંજ ઘેર છે, બેલાશક બેશોજી. તમુંને મોટર સંબંધી કંઇ કહેવું હોય તો આય મારો નોકર છે તેને કેહો, તે બધા ગોઠવણ કરશે.

"એએમ ? ઓ, ત્યારે તો તમારી ઘણી મહેરબાની !" એટલુ બોલી તે જવાને પોતાની પોકિટમાંથી ચપક કરતી રૂ. ૫૦ ની એક નોટ કહાડી સલીમ ભણી જોઇને કહ્યું, "જોની ભઈ, આ નોટ છે તેમાંથી તું આય મારી મોટર મારે બંગલે નેપયનસી રોડપર કોઇબી રીતે પહોંચરાવી આવ અને ત્યાંથી પાછો ફરતાં મારી બીજી મોટર તૈયાર છે તે લઈ આવ. લે આય મારો કાર્ડ.

"બહોત અચ્છા શેઠજી !" કહી સલીમ તે એડરેસનો કાર્ડ અને નોટ ખીસ્સામાં મારી ચાલતો થયો.

## પ્રકરણ ૫ મું.

સાકર શ્રીમંત શીકારોની પરોણાગત કરવામાં એકકી હતી. અને પહેલેજ તડાકે સામાનું દીલ પોતા તરફ ખેંચાઇ આવવા માટે તેણી તદબીર લગાવતી તે—ટાંકલા તીર મીસાલ આબાદ પાર પડતી હતી.

"માફ કરજો હું–ઇફ યુ ડોન્ટ માઇન્ડ ! એકલા બેસવું પડે તો—હું જરા મારૂં કામ આટોપી લેઉં, તેટલાં આએ "ફેવરીટ" ની ચોપડી છે તે જરા વાંચજોજી." સાકરે જાલ બીછાવવા માંડી.

"ઓ ઠેકયું ઠેકયુ" કહી તેણીના હાથમાંથી તે જવાને ચોપડી લીધી અને વાંચવા મંડી ગયો.

સાકર ઝડપી કદમે બીજા રૂમમાંથી અફરગાન્યુ સુખડ લોબાન ને ભણુવાની ચોપડી લાવી, અને છુટા બાલ પર માથાબાનાંને બદલે અમંડા રૂમાલ નાંખ્યો અને તે જવાનથી થોડેક કદમ દુર ભણુવા બેસી ગઇ...પેલો જવાન સાકરને આતશ સાંમે ભણતી અને નમસ્કાર કરતી બાડી આંખે જોતો રહ્યો. તે પોતાના દીલ સાથ વિષમય પામ્યો. "ખરેખર આવા ગંદીલા–પરકોમની વસ્તીવાલા–લત્તા પરબી જરથોસ્તી રહે છે ? ને તેબી આસ પાક પરેહજગાર ગોલાબ જેવી છોકરી આખા ઘેરમાં એકલી ?"

તેણી જલદીજ ભણી રહી અને આતશને સેજદો કરી તે જવાનની નજીક એક ખુરસી લાગી બેઠી, "હી હી હી—હું ભણુવા બેઠી તે તમુંને

એકલું ઘણું ડલ લાગું હોશે ? ચાલો હવે તમારી સાથે હું પેટ ભરતી વાત કરવા પરવારતી થઇચ, કંઈ ચાહે લેશોજી ?"

"ના—હેં કયું."

"હંઅ—તમે મોટા લોક અમે ગરીબને ઘેરની ચાહે કાંહથી પીયો ?"

"નહીંજી તેમ નહી—પણ હું અત્યારે ચાહે નથી પીતો. હવે તો કલબમાં જઇ મારો પેગ લેવાનો ટાઇમ થયો !"

ઓવ ! આઈ-સી ? ત્યારે તો લેવની વીસ્કી બ્રાંડી જે માંગો તે તૈયાર છે !" સાકર ચતુરાઇથી બોલી.

"બાનુ, તમે કોઇ ઘણાજ અસરાફ ને ભલાં છેવ, તમે પોતે અગવડ ખમી મને માણસ આપ્યો, મારી મોટર સીક થઇ તે તક સંભાળી ભર રસ્તે મારો ફાર્સ થતો બચાવ્યો. મને આવકાર આપી બેસાડયો ને ઉપરથી ચાહે ને વીસ્કી પુછોછ ? હદ થઇ ગઈ. ગરીબોમાં આવાં ઉદાર મનના બાનુઓ પડેલાં છે એવો મને આજે નવો અનુભવ મળ્યો."

"ઓ નોનસન્સ, એમાં શું મોટી વાત ? માણસ માણસની ફરજ છે કે એક મેકની અગવડ ટાળે ! ઇફ યુ ડોન્ટ માઇન્ડ, તમારૂં મુબારક નામ શું જી ?

"મારૂં નામ ફીરોઝ !"

વાહ, તમારા દેખાવ જેવુંજ શોભાતું નામ છે." સાકરે આગલ પગથીયાં ભરવા માંડયાં. "મી. ફીરોઝ, એમજ સમજો કે આજે ખોદાએ તમોને મારી સાથે ઓળખાણ કરવાજ મોકલ્યા ! એમજ જાણો કે આજે કલબને બદલે અહીંજ કલબ કીધી !"—આટલું બોલી તે વહેલી વહેલી ઉઠી કબાટમાંથી વીસ્કીની બાટલી કહાડી, સોડા, ગલાશો વગેરે લાવી એક ટીપાઇ ઉપર મુકયાં, અને વીસકી ધડધડ ગ્લાસમાં પોતાને હાથેજ નાંખી, ફીરોઝની નજીક ગલાસ ધરયું.

ફીરોઝે તે ખુશ થતાં ઉપકાર સહીત લીધું. "અને તમે——"

"ઓહયસ ! હુંબી લેવુંછ," બોલી, તેણીએબી તેટલુંજ ગલાસ ભરયું. બન્નેએ ગુડવીશીશ કીધી અને ગલાસ સીપ કરવા માંડયું.

"બાનુ, તમે મારૂં નામ તો પુછયું પણ તમારૂં નામ પુછવાની આએ સેવકને રજા છે ?"

"જી મારૂં નામ સાકર !"

શું કેહવોછ ? મારી મશ્કેરી તો નથી કરતાં ? જો તમારૂં, સાકરજ

ખરેખર નામ હોય તો તમોને છાજતું ને તદ્દન 'એપ્રોપ્રીયેત' છે! ખરેખર તમારો દેખાવ સાકર જેવો મીઠોજ લાગેછ!"

"તમે બી શું? હી હી હી—નામ સાકર તેથી શું હું તમુંને મીઠી લાગી ગેઇ?"

"ખચીતજ તમે આય ગંધાતી ગટર જેવી વસ્તીમાં એક મીઠો ગોલાબજ છેવ, તમે ભણતાંતાં ત્યારે હું અફસોસ કરતો તો કે તમારાં જેવી એક નેક છોકરી આય જગા પર આવવા કેમ પામી?".

"નશીબ—નશીબ! હું તમુંને એટલી બધી ગમુંછ, પણ મારાં દુઃખનો ભેદ ખોદાનેજ ખબર છે!

ભેદ ખોદાનેજ ખબર છે!

"માઈ હેવન્સ! શું તમે દુઃખી છેવ? તમારા મોહણાં પરથી તો તમે કોઇ ઘણાંજ સુખી સંતોષી જણાવોછ?"

"બીજો બોલ ખરો, પણ પહેલો ખોટો—એટલે સંતોષી ખરી પણ સુખી નહી!" તેણી હસ્તે મુખડે બોલી..."વેલ, એ વાત જવા દેવો"...સાકર વાત ઉડાવતા બોલી—"જરા બીજો વીસ્કી લેશોજી?" તેણીએ બાટલી હાથમાં પકડી એ શબ્દ બોલતાંની સાથ ખાલી ગલાસ ઉંચકવા જતી હતી, તેટલા તેણીનાં ગલાસ ઉંચકવાના હાથ પર પોતાનો હાથ મુકી તેણીને અટકાવતાં ફીરોઝ બોલ્યો.

" નહી સાકર બાનું હવે બસ! જો કે મારા જેવો અઠંગ પીનારો અને મોજમજાહ કરનારો હજારમાં એકજ હોશે પણ એટીકેટની પણ હદ હોય, તમારી ભલમનસાઈ ઘણી છે, હું તમારો અતીશય ઉપકારી છેઉં!"

"છી! એમાં શું મોટી વાત? મેં એટલો બધો તે શું એક મોટો ઉપકારનો પહાડ ચઢાવી દીધો જે એવું બોલોછ? તમુંને મારા સમ છે. જરાબી જુદઇ રાખો તો, આય ઘેર તમારૂંજ સમજો. ને તમોને ગમે તેટલો પીયો. આટલો પુરો કરો તો હું બીજી બાટલી ઉઘાડશ!"

ફીરોઝે સાડા બે આંગળ જેટલો બીજો ધમધમાગ્યો! અને તેને નવી તાઝગી આવી.

સાકર, તમારા જેવી ગમ્મતી મોજીલી અને ખુલ્લાં દીલની છોકરી મેં કોઇ દહાડો નહીં જોયલી."

"નહીં જોયલી તો આજે જોઈ લેવો!"

"શું જોઇ લેવું મારૂં કપ્પાલ! હું લેડીઝ છમખાનાની ને યુરોપીઅન લેડીઝ ફ્રેંડોમાં એટલો તો પલોટાયલો છેઉં કે તે સરકલના કીડા સમાન ગણાવુંછ, પણ આજ સુધી તારા જેટલી ભડભડ બોલીને મન ખુશ કરનારી છોકરી મેં અનુભવી નથી."

"ઓહો એટલું બધું? ત્યારે તો હું ધારૂંછ કે આજથી તમે મારા જીવજાન દોસ્ત થઇ રહેશો ને કલબ છમખાના ને લેડીઝ ફ્રેંડો કરતાં મારી આગળ વખત સોહવારવાનું તમુને વધુ ગમશે."

"ઑફકોર્સ! બેશક! તેમા જરાબી શક નહીં, મારી પાસે ખોદાયનો આપેલો પૈસો બેસુમાર છે ને તમારા જેવી ગરીબ પણ બટકબોલી લવલી ગર્લને મારી ફ્રેંડોમાં ઉમેરો થયલી જોઈ હું મગરૂર થવશ."

"થેંકયુ, તમારી મહેરબાની! મારા જેવી ગરીબ ને દુ:ખી પર દયા કરશો તો ખોદાએ તમુંને આપ્યું છે તેમાં હજાર ઘણો વધારે ઉમેરો થશે."

"શટનલી! આજના મારા કલાંકો જે ગમ્મતમાં તમે પસાર કરાવ્યાછ તે હું કદી ભુલશ નહીં." અને અહીં તેની એક હાર્મોન્યમ પર નજર પડતાં તેણે પુછ્યું. "એની પર મ્યુઝીક કોણ વજાડેછ?"

"શું ધારોછ કોણ વજાડતું હોશે?" તેણીએ ખડખડ હસતાં પુછ્યું. "તમારી ગરીબરી લવલી ગર્લ એકલી એકલી ગાયન વજાડે, વરી બીજું કોણ?"

"ત્યારે તો તું દરેક વાતે ખામી વગરની છે! ખોદાએ તુંને દરેક વાતે સંપુર્ણ બનાવીછ, ફક્ત ગરીબને ઘેર તું જન્મવી નહીં ઉતી એટલીજ કચાશ રહી ગઈછ, કેમ ખરૂંની?"

"—ને તે કચાશનો બાકી રહેલો ખાંચો પુરો કરવા ખોદાએ તમુને અહીં મારી પાસે મોકલી આપ્યા તેબી ખરૂંના?" અહી તેઓ બંન્ને સાથે હસી પડયાં. "હું એમ પુછું કે, તમુને તો તમારી લેડી ફ્રેંડોમાં પ્યાનાનો ટયુન્સ, અને ડેનસીંગ સીસતમ ગમતો હોશે તે આવું નેટીવ મ્યુઝીક—હારમોન્યમ કેમ સાંભળવા ગમશે?"

"હું ધારૂંછ કે તું દરેક વાતે સ્માર્ટ છે તેમ આગે દેશી બેંપુડામાંબી કમાલ કરતી હોશે."

"ઠીક ત્યારે તો તમે બસ હાથ ધોઇને મારી તારીફ કરવામાંજ લીન થઈ ગયેલા લાગોછ. તમે મને ગાતા સાંભળી નથી તેની અગાઉ મારી વખાણ શી રીતે કરી શકો?"

"ઓહ ! હું ચાલતી છોકરીને નખમાં પારખું ! મને એક્ષપીરયન્સ છે, તો તારી આગળ તો હું કલાકોથી બેઠોછ તો તારી નાડ જોતાં મને વાર કેટલી ?"

"વાહ, હી-હી-હી ! તમે તો કેહા નારી વૈદ્યની દેખું ! એમ બધી તમે મારા દીલનાં અંતરની ઇચ્છા પારખી નાંખશો તો હું કાંઇ મરશ !"

આ પરસપર ધડાંપડાંની મીઠી વાતો ચાલતી હતી તેમાં બાહેર આવી ઉભેલી મોટરના ભોંપારે ખલલ કીધી. અને સલીમ તેમાંથી ઉતરીને અંદર આવ્યો.

"તમારી સીક મોટર પુગાડી આવ્યો સાહેબ !" મીલીટરી સલામ કરતો દાખલ થતાં સલીમે કહ્યું. "અને આય તમે આપેલી નોટમાંથી બાકી અવેજ—" એમ કહેતાં વધેલી નોટો તેને ફીરોઝ સમક્ષ ધરી.

"અરે નહીરેજી ! એ શું કરોછ ? તમારી એને નજીવી સેવા બજાવી તેના બદલામાં એટલું મોટું ઇનામ કાંઇ હોય ? નોકર માણસ એમ તો બગરી જાય !

"નહી હું આય ભાગ્યશાળી જગા પર મારાં ગજવામાંથી કહાડેલી નોટનું બેલેન્સ કોઇબી રીતે પાછું લેવા માગતો નથી. જો તમારા નોકરને તે આપવા સામે વાંધો હોય, ફકિ યુ ડોન્ટ માઇન્ડ તો તમેજ લઈ લેવો, ને તમે લેશો તો હું વધારે ખુશી થવશ."

"નહીરે બાઆ ! હું પૈસાની ભુખી નથી હું તો તમારા જેવા સાચા દોસ્તની આરજુમંદ છેઉં...જો હું પૈસા લેવું તો તમો પર નજીવો જેવો કીધેલો ઉપકાર મેં વેચેલો કહેવાય, આય તો મારા પર તમારો આભાર લટકતો હોય તો કોઇબી દહાડા મારા જેવી ગરીબને યાદ કરશો ને ફરીથી મારી આગળ આવશો તો મારે મનથી તેજ મોટી દોલત છે."

"સાકર, ડીયર સાકર, તું ખરેજ એજમતી ઓરત છે, દરેક વાતે મેં તુને કસી જોઇછ. પણ મારે મનથી એક કોહીનુર હીરા જેવી તું બેમુલી લાગી છે. બસ લે આય બાકીની સમ"-ફીરોઝે તેણીના નાનાં ગજવામાં ઘડી કરેલી, નોટો પોતાના હાથેજ દેસવતાં કહ્યુ અને સેકહેંડ માટે હાથ લંબાવતા ત્યાંથી વીદાય થવા ઇચ્છયું.

સાકરે સેકહેંડમાં તરત વલતો પોતાનો હાથ આપ્યો, ફીરોઝ તેણીના નાજુક હાથના સ્પર્શથી, પીધેલા બહારમાં હતો તેનાં કરતાં વધુ બેંચાયો;

"ઓ, એટલા વારમાં શું ચાલ્યા ? બેસોની, તમે તો મારા ગજવામાં નોટનો ચોરો ખોસી શરમાવીને મને મારી નાંખી !"

ફીરોજ પાછો બેઠો ! એટલે સાકરે પોતાના ગજવામાં પડેલા ભારથી ગમત પામી, ફીરોઝની વધુ આગતા સ્વાગતા કરવા મંડી, સલીમને ઇસારત કરી એક પળમાં ચીઝ, સેન્ડવીચ 'હાફબોઇલ્ડ ઍગસ' વગેરે હાજર કરયું.

"જરા લેશોજી ? તમો જેવા મોટા માણસને લાયક કંઇ નથી."—એમ કહી એક ચીઝનો ટુકડો, બટરપફ બીસકીટ સાથે સાકરે પોતાને હાથે ફીરોઝનાં મોંહમાં મુકયો. અને પોતેબી હસ્તી હસ્તી સાથે ખાવા લાગી ! "જરા આએ સેન્ડવીચ તેસ્ટ કરો, મારા કુકે બનાવ્યાછ તમોને ઘણાં ગમશે." તેણીએ સેન્ડવીચની ડીશ ઉંચકી તેની નજીક ધરી. "શરમાતા ના, આએ ઘેર તમારૂંજ સમજજો. મારા મોટાં ભાયગ કે આજે તમારા જેવા બ્યુટીફુલ જવાનની પરોણાગત કરવાની મને સરજત થઇ."

ફીરોજ ખરેજ આ છોકરીથી આજે ઘણો ખુશ થયો હતો; લગભગ સાડા નવ વાગવા આવ્યા અને હવે સભ્યતાને ખાતર ઉઠવું જોઇયે એમ માની તે જવા ઉઠયો.

"ઓ લેરે ! વરી પાછા ઉઠયા શાના ? જમીનેજ જજોની !" આ બોલવા સાથે તેણીએ ધારયું કે વાઘરો કદાપી હવે આવી લાગશે એટલે ફીરોઝને વીદાય કીધેલોજ સારો.

"તાહરે તું શું મને કાંઇ એઢી બેઢી સમજેછ સાકર ? હમણાં તો તેં હાફબોઇલ્ડ એગસ અને સેન્ડવીચનાં ડબુસા મારાં મોહમાં તારે હાથે હાથે દબાવ્યા ને એટલામાંજ શું મને પાછો ભુખો ડાંસ થયલો સમજેછ કે ? બસ હેંકયું, હવે મને બીજી કશી બોંહશ કરતી ના, માઇ ડીયર ફ્રેંડ, હું બીજી વાર આવશ તાહરે તું કેહશે તો ખાલી હોજરે આવી ગાહું ભરીને જોભરશ ! બસ, હવે કંઇ છે ?"

"વેલ જેમ તમારી મરજી ! તેહરે હવે કાહરે આવશો ? કાલેજ આવજોની ? જરા સકકારેથી આવજો હું તમોને મારા હાથનું કુક કીધેલું ડીનર જમારશ, તેનો જરા ટેસ્ટ તો જોજો !"

"વેલ હું કહી નહી શકતો, પણ હું એટલું તો તુંને પ્રોમીશ કરૂંછ કે હું કાલે અથવા મારી બનતી પહેલી 'તકે અહીં પાછો ફરી, એ ઘડી "એનજોય" કરવાને હું ચુકશ નહી."

"બસ તાહરે, મને એટલુંજ જોઇયેછ" તેણીએ પોતેજ પોતાનો હાથ સેકહેંડ માટે ફીરોઝ આગળ લાંબો કીધો, ફીરોઝે તે ઘણા હાવભાવથી

પકડીને હીલાવ્યો—"અરે બસ રે શું કરોછ? મારો હાથ બાથ લચકાવી નાંખશો કે? થોડું જોર કાલને વાસ્તે રેહવા દેવની?" આમ બોલી હસતાં હસતાં ધીમેથી ફીરોઝના ખભાં પર તેને બે આંગલી મારી. અને ફીરોઝજી ઘૂમ ગમત પામતો વીદાય થયો.

તેણી તુરત બારી આગળ બાહેર આવી અને ફીરોઝ લાંબે વેર પોતાની મોટરમાં હંકારી ગયો ત્યાં સુધી "ફ્લાઈંગ કીસ" કરી તેણીએ પોતાનો સુંદર હાથ અને રૂમાલ હીલાવ્યો!

## પ્રકરણ ૬ ઠું.

**[ મોટે ઘેરની મોટી પીડા! માટી બૈયરના ખ્યાલ જુદા! પરનેતરનો પ્યાર! ભરથારનો તુચ્છકાર! લુચ્ચાંની દીવાળી! બદ ખસલતનારની ખુશાલી! એ મોજીલી દુન્યાં તમે લોક કાં પરણ્યા? પછી શું?-વાંચો આ દાસ્તાને દીલરૂબા——!! ]**

સાકર સલીમ અને વાધરાની ટોળી આ સંસારી તખ્તા ઉપર કેવો ખેલ ભજવી રહ્યાં છે, તેનો એક અચ્છો ચીતાર આપણે આગળ વાંચી આવ્યાં છીયે. હવસ, પૈસા જુગાર અને દારૂનો લખ પંપાલવાને ખાતર, આવી ટોળીઓ આજકાલ જગેજગ ફેલાઇ ગઇ છે! ધોળે દીવસ અને રાત તેઓ એક જાતની લુટ ચલાવે છે. કંઇક મહીંના પઇસા ઉપરાંત મગજોબી ખુંચવી લેવામાં આવે છે, કંઇક કુટુંબીઓ ખુહવાર થાય છે, કંઇક પરણેલો સંસાર ખરાબે અડડાય છે, કંઇક નારીઓનાં કલેજાં આર-પાર કોનરાઈ જાય છે અને કંઇક ઘરોમાં મોટાં ભંગાણ પડે છે! પણ ચોકશ સંજોગોએ આવાં પરસ્તાની પલીદો કાયદાની ચુંગાળમાંથી આશાન છટકી ખુશાલ રંગ મચાવે છે!

ગયા પ્રકરણમાં ફીરોઝ અને સાકર વચ્ચેનો જે ખુશ વાદ વીવાદ વાંચી આવ્યાં, તે ફીરોઝ કોણ હતો? ભલેકાજ તેનું મોટર ટાયર ફાટી બેઠું કે સાકરના હાથમાં એક ચલકતો ચીકાશદાર શીકાર સપડાયો!

અજબ ખુદરતના ખેલ છે! પાપીઓને ઘર બેઠા આવી સોનેરી તક મલે છે, અને જેના દહાડા ભરાયા હોય તે કમનશીબે આંધળા થઇ, આવે મથકે અંધારામાં ભુશકો મારે છે!

ફીરોઝ જેવો તેવો માતબર નહીં હતો! તેના બાવા કેરસાસ્પજી પીટીટનો તે એક પુરો હોવાથી કરોડના આંકે ગણાતી પોતાની દોલત આ

સપુતને સોંપી ગયા હતા. તે પુરતી કેળવણી પામેલો, પણ નાનપણથી લાડમાં ઉછરેલો હતો; કેરસાસપજીએ પોતાની હયાતીમાંજ એક મોટે ઘેરની નાજાં નામની એરીસ્ટોક્રેટીક છોકરી સાથે ફીરોઝને ઠેકાણે પાડી દીધો હતો, કે જે વેળા ફીરોઝની ઉમર બાવીસ વરસની હતી.

વરસ એકના ગાળા પછી, નાજાંએ એક ગોલાબ જેવી ખુબસુરત બાળકીનો જનમ આપ્યો, જેણીનું નામ "મેહરાં" રાખ્યું હતું. મેહેરના જનમ પછી છ એક મહીનામાં કેરશાસપજી સ્વર્ગવાસ થયા અને સઘળી દોલત ફીરોઝને મળી !

ફીરોઝ ચવીત્રો અને કુછંદી તો હતોજ, પણ બાપના મરણ પછી જે થોડો ઘણોબી તેના ઉપર અંકોશ હતો તે જતો રહયો. ઘણી જવાન વયે દોલતનો ડુંગર અને સ્વતંત્રતાપણું હાથ લાગ્યું, એટલે પછી ફીરોઝને પુછે તેને જમ પુછે !

તે કલબ, જીમખાના, ડેનસીંગ હોલ, અને બાર બીલયર્ડનો લાભ બે અખત્યાર લેવા લાગ્યો; કમાવાની કે ઘેરસંસારની ફીકર તો તેને ટચાકડી ભાર હતીજ નહી ! તેને મનથી દીવસ અને રાત સરખીજ હતી. શરૂઆતનાં એકાદ બે વરસ તે નાજાં સાથે મન મુકીને એક સાચા ભરથાર તરીકે રહયો પણ નવી નવી "બ્યુટી"ઓની ઓલખ પિછાણ થવા પછી નાજાં ગમે તેવી સુંદર છતાં તેને મનથી "સો સો" દેખાવા લાગી !

નાજાં, ખુબસુરતીનો એક નમુનો હતી. તેની બ્યુટીમાં કોઇબી તરેહની કચાશ પરમેશ્વરે રાખીજ નહીં હતી. જેટલી તે દેખાવડી હતી તેટલીજ ગુણવંતી હતી. તેને દરેક રીતની સંપુર્ણ કેળવણી લીધી હતી,–પછી તે કેળવણી ઇંગ્રેજી કહો,–મ્યુઝીક કહો,–રાંધણ કળા કહો–કે ડાનસીંગ અને સ્વીમીંગ કહો;–ઉપરાંત તે મગજની ઘણીજ જોરદાર હતી ! ચાલાકી અને અક્કલમાં ભલી અફલાતુન નારને તે બાજુએ બેસાડે એવી હતી. આટલા ગુણો ધરાવવા છતાં તેણી શાંત સબુરીવાલી અને એક ચાહવાજોગ નેક મોહરદાર હતી.

પણ ફીરોઝની નજરે તો તે સઘળું ભેંસ આગળ ભાગવત હતું ! તેને શાંત સાચ્ચી વફાદાર પ્રીત કરતાં છેલછબીલી ને રંગીલી રસીલીનો મોહ ઝાજો હતો ! અને ફીરોઝનો સઘળો મામલો એટલો બીચકી ગયો હતો કે નાઝાં કદી પોતાનો જાનબી કહાડીને આપે તો તેને મનથી તુચ્છ હતું ! તેમ બીજી તરફ નાજાંબી કાંઇ કુંજરી નહી હતી, તેણી ફરવા, હરવા, તરવા

અને મેલાવડા પાર્ટીમાં ભાગ લેતી અને ખુશાલ ઝીગરે ખુલ્લાં મનથી રહેતી હતી. પણ ઉપર કહ્યું તેમ પરણ્યા પછી એએક વરસે, ફીરોઝે ખુબ લાલ વાવટો છોડી દીધો; નાજાં તથા ચુચકલી મીઠ્ઠી મેહરને મહીરે ધકેલી દીધી અને ફીરોઝ એક આખું વરસ લંડન, ફ્રાંસ, ઓસ્ત્રીયા, જરમન વગેરેનાં પાણી પી તેનામાં જે કાંઇ સારા આચાર વીચારમાં થોડું ઘણુંબી બાકી હતું તે બધું ત્યાં ઉંધે મસ્તક રેડી આવ્યો!

આવી રીતે ફીરોઝ નાજાંને એકલી છોડી ગયો. તે નાજાં માટે લાગણી-સબુરી—ખમી શકે તે કરતાં વધુ થઇ પડયું! કારણકે નાજાં ફીરોઝને અણહદ પ્યારથી ચાહતી હતી. એક સાચી પરણેતરના સાધારણ પ્યારથી આલા પ્યાર નાજાંનો ફીરોઝ ઉપર હતો; તેણી પોતાના વ્હાલા હજારમાં એક હોય એવા-ખુબસુરત અને કદાવર ભરથારને જાનથી જ્યાદા ચહાતી હતી. તેણી ફીરોઝને એક ઘડીભર નહીં જુવે તો વીહલી પડી જતી અને તેને માટે તરસતી હતી! તો ફીરોજ તેણીને ગમે તેવી તકલીદી સુખની વચ્ચે અહીં છોડી, એકલો—અને તેબી બાર બાર મહીના વેર દુરદરાજ ચાલી જાય તે નાજાંથી કેમ ખમાય? આ વરસ દહાડાની જુદાઇથી નાજાં પોતાની આંઝી નાંખનારી બ્યુટીના તેજમાં જરા રતી ઘટે તો તેમાં કાંઈ નવાઈ છે? કારણકે ફીરોઝ એટલો બેદરકાર હતો કે વરસ દહાડામાં પ્યાર ભર્યા કાગલોબી ભાયગે એકાદ બે મોકલ્યાં હોય!

ફીરોઝ યુરોપની મોહીણીમાં એટલો ગુલતાન બની ગયો હતો કે હજી પણ તે બીજા વધુ મહીનાં ત્યાં કહાડતે, પણ તેટલાં તો કમભાગ્યે નાજાંની માતા ગુજરવાનો તેને તાર મલ્યો અને નાજાં એકલી હવે કોણને આશરે રહે?-કાંઇ નહીં તો પોતાની મીઠ્ઠી બાલકી મહેર ઉપર તેનો ઘણોજ જીવ હતો. અને તેથી દુન્યાના ડરને ખાતર નહીં તો-તે સ્વીટ ડારલીંગને ખાતર તે તાર વાંચતાંજ યુરોપથી નીકળી પડયો.

નાઝાંની માતા ગુલબાઈ પણ કાંઇ કમતી માતબર હતાં નહીં. તેવણ પોતાની દીકરી નાજાં માટે સારૂં નાણું મુકી ગયાં. કારણકે તેઓનો એક દીકરો વરસોથી દેશવટો ભોગવતો હતો અને તેનો પત્તો હતો નહીં. એટલે નાજાં અને ફીરોઝને ઘેરે પૈસાની કશી કમી હતીજ નહીં. જે કાંઇ કમી હતું તે વરબઇયર વચ્ચેની એક સંપીમાંજ હતું!

ફીરોઝે યુરોપથી આવવા પછી, નાજાંનાં ચહેરામાં જે ફીકાસ ને ઉદાસી જોઇ, તેથી જરીક તે ખસ્યાણો તો પડયો! તે ગમે એવો કુછંદી

હતો, મોજીલો હતો, પણ પોતાની પરણેતર સાથે માનથી વરતતો હતો. તેને દુઃખી જોઇ તે દયાથી દાઝતો, પણ હરગીઝ ધીક્કાર બતાવતો નહીં, તે ગમે એવો પણ એક ગૃહસ્થ ખાનદાનનો નબીરો હતો. યુરોપથી આવ્યા પછી, ઘણા વખતનો ઘરથી દુર રહેલો હોવાથી તેને નાજાં અને દીકરી મહેરપર ઘણુંજ વહાલ ઉતરી આવ્યું અને તેથી તે થોડોક વખત સુધી ઘણો સારી રીતે નાજાં સાથે વરત્યો, અને તેથી નાજાં પણ પોતાની માતાનો ગમ જલદી ભૂલી, પાછી ગુલે ગોલાબ જેવી હસ્તી રમતી બની ગઇ.

પણ અફસોસ ! પેલી પેરીશની રંગીલી મજાહ ફીરોઝને વારંવાર ગળે આવીને ખુટતી હતી ! તેને નાજાં સાથે ફરવા હરવાનું રફતે રફતે પાછું પડતું મુક્યું અને અરધી અરધી રાતવેર પોતે મોજમજાહમાં જીંદગી ગુજારવા લાગ્યો.

## પ્રકરણ ૭ મું.

ઉપલા બનાવને કેટલોક વખત વહી ગયો. ફીરોઝ તથા નાજાંનો મામલો, દીન ઉગે બગડતોજ ચાલ્યો. નાઝાં વધુ ને વધુ લાયકીવંત, નમ્રતાવાળી બનતી ગઇ અને ફીરોઝ વધુ ને વધું મોજીલી જીંદગી ગુજારવા લાગ્યો. ફીરોઝને નાજાં તથા તેનો મહેલ જેવો બંગલો જાણે કરડવા આવતું હોય એવું લાગતું. બંગલાનો સઘળો વહીવટ, નોકર, ચાકર, બોય, બુટલેર, આયા, દાયાની સઘળી ખટપટ નાજાં પોતેજ ઉઠાવી લેતી. ઘરમાં તે એક બાહેરનો પરોણો હોય તેમ અરધી રાત્રે ઘડીભર આવતો અને બપોરે બાર વાગે બાહેર ચાલી જતો. તે ઘણું તો સવારે છોટા હાજરી લેતો અને બપોરે બ્રેકફાસ્ટ લેતો, રાત્રે તેનાં જમવાની કે ઘરે આવવાની રાહ જોવા જેવું હતુંજ નહીં.

જે રાત્રે તે વાઘરાને ઘેરથી સાકરને મળીને આવ્યો તેજ રાત્રે મોટો બૉલ હતો, સાકરને ત્યાંથી પરભારો તે રાત્રે તે ત્યાંજ ગયો અને અઘુરામાં પુરો બીજો ઇંગલીસ છાંટો અરધી રાત સુધી પીધો તે જુદો !

તે બીજે દીનની સવાર હતી.

રાબેતા મુજબ બંને માટી બ્રાયર અને મેહર—કે જેણી હવે આઠ વરસની થઇ હતી—તે ત્રણે ડાઇનીંગ ટેબલ ઉપર નાસ્તો કરવા બેઠાં હતાં. મેહરાં પણ સમજણની થઇ હતી. તેની હમેશ પપાની નજીકજ બેસ્તી અને બીજા હાથ પર નાજાં બેસ્તી. નાજાંને ફીરોઝનો ચેહરો જોવાની હવે તો હોવાઈ જેવુંજ થયું. ફક્ત સવાર બપોર જમતી વખતે ફીરોઝ પાસે બેસતો

તેજ, ઘણીક વખત તેઓ મુંગા મંતર જમીને ઉઠતાં, કોઇ કોઇવાર ફીરોઝ મેહર સાથ જરા રતી હસતો અને જમીને ઉઠતી વખતે તેણીને કીસ કરી રમાડતો !

પરંતુ આજે સઘળુ ચુપચાપ હતું. "આજે પપી કાંઇ બોલતા નહીં" એમ જાણી મેહર આંખના પલકારા મારી ડીબો ખેંચ્યા કરતી અને બુક બાચકા ખાતી ! તેવોજ હાલ નાજાંનો હતો. તેણી એકી તસે ફીરોઝ ગમી જોતી, ફીરોઝ જ્યારે ડપોડપ ચાર બુકા ઉછારી જતો ત્યારે નાજાં એકાદ ચીજ છંછેરતી !

કાલે રાતે તમે કેઠે પારટી બારટીમાં ગીયાતા શું ?" નાજાંએ ધીમે અવાજે ફીરોઝને પુછ્યું.

" હા–કાંય ?"

" આજે તમારે મોહણે વધારે ઠાઠરો ચહરેલો લાગેછ ને આંખ લાલ લાલ થઇછ, પોપચાં સુઝી આયાંચ ને——"

" તેનું તું શું કહેવા માંગેછ ?"

" હું શું કેહવું ?—તમેજ આરસીમાં જોવની, તમારૂં મન સમજે તો ઘણું છે !"

"જો ! નાજુ, તું એમ મારી સાથે ચીઠરાં ફારવાની હોય તો સાફ કેહી દે હુ મારા રૂમમાં હવેથી જમવાનું મંગાવશ."

"તમે એમ ગુસ્સો ના કરી પરો ! તમે અરધા અરધી રાત ઉજાગરા કરોછ ને ખાધા પીધામાં કાંઇ જોતા નથી તે તબીયત બગારસો, તેની મને ફીકર થાયછ."

" વેલ, મારી ફીકર કરવાની તુંને કશી જરૂર નથી. તું તારે ખાઇ પીને મજાહ કર, હું મારે ખાઇ પીને મજાહ કરૂંછ, વધારે પંચાતી તારે શું કરવા રાખવ ?"

" હું તમારી પરણી બઇરી, હું નહી કાળજી કે કનવાર તમારી કરૂં તો કોણ કરે ? તમે રોજ રાતે———"

"શત–અપ ! હું વધારે સાંભળાવા માંગતો નથી. હું રોજ રાતે કાંહ જાવુંછ ને કાંય જાવુંછ, એવા સવાલો તુંને પુછવાનો હક નથી ! હું તારો વર છેઉં, કંઈ બૈરી નથી—હું તારો ધણી છેઉં કાંઈ નોકર નથી કે તું બધો મારી પાસેથી તેનો હીસાબ માંગે, વોટ નોનસન્સ !" અને તે ફફરતો ચટકતો ત્યાંથી ઉઠી ચાલી ગયો.

અને થોડાક વખતમાં ડરેસ કરી મોટરમાં માહરબાવરી તરફ હંકારી ગયો.

× × × ×

બીજેજ દીને, ધારયા કરતાં વેહલોજ દોડ બાંધ્યો ફીરોઝને આવેલો જોઇ, સાકર તો જાણે કેટલાંક વરસોની તેની સાથે ધાડી ઓળખાણ હોય તેમ વાતો કરવા મંડી ગઈ!

જતાંને વાર ફીરોઝે તેણીને હાથી હાથાંનિ સેકહેંડ કાધા! સાકરનો ચેહરો ફીરોઝને જોતાંજ ખીલી ગયો!

"હો હો હો, તમે મને કાલે જાણે ઘેલી કરી મુકી! તમે થોરીજ પીછાણમાં એવા હસમુખા બોલકણા જણાયા કે જાને તમે ઘેરમાંથી ગીયાજ નહીં હોય ને અહીંજ હોય તેવો બરયો ધખારો મને આવ્યા કરે! રાતે ઉંઘમાંબી એનો એજ વીચાર!"

"ઓહો એટલું બધું! હું તે શું એવો દેવનું ડાકું આયો કે મારા વગર એકજ દહારામાં તું હાંફરી ફાંફરી થઇ ગેઇ?"

"છી દેવ શું, તમે તો મારા ગોલાબ–રોઝ–પેહલવાન! તમારૂં મોનું જેયું હોય તો આખો દહારો હસ્તો જાય!" આટલું બોલી તેણીએ સલીમને હાંક મારી બોલાવ્યો અને હુકમ કર્યો કે "કાલવાલા શેઠ આવેલા છે તે ખાણી પીણીની બરોબર તૈયારી કર!"

"જી હાં બાઇ સાબ!" સલીમે તાબેદારીનો આબાદ પાર્ટ ભજવી ગરદન નમાવીને ચાલવા માંડયું, અને થોડીક વારમાં એક ટીપાઇ, ગલાશ બાટલી ઇત્યાદી સરોશ યજદનાં હાથમાં જવાની સામગ્રી આવી લાગી!!

"હેં વરી દીસાદીસ એ શું? હમણાં કંઇ સાંજ કે રાત છે? હજી તો અગીયાર વાગા તેટલાંજ?"

"રંગીલા મોજીલા માણસને વરે અગ્યાર વાગે કે અગ્યાર કુ બાવીસ વાગે તે બધું સરખુંજ છે, લેવો ચલાવો, નહીં તો કાલની કાની મારે હાથેજ ગરામાં રેરી દેવશ!"

"ત્યારે તો બા તું હાથેજ રેરી દે—હું તો એવી બાબતમાં આલશી પદેરો છેઉં!"

સાકરને આટલોજ ઇસારો કાફી હતો! તેણીને બે વાર કહેવું પડે એમ નહીં હતું. તેણીએ ગલાસમાં મજેહ તરેહથી ચાર આંગળ જેટલો હોમાવ્યો અને નાનાં બચ્ચાંને જેમ પોતાની માતા દવા પાય, તેમ સાકર ફીરોઝની

ખુરસી પાછળ ઉભી રહી, તેનું માથું પોતાના દીલ સાથ ટેકવી, પોતાના બે હાથ ફીરોઝની ગરદનને લગાડી દારૂ પીવાડવા માંડયો.

"લે ચાલો જેવું પીયો નહીં તો મોહડું ભચરીને ચમચાએ પાવશ" ગલાસ તેને મોહડે લગાડતાં તેણી બોલી.

"ઉંહું—આપરે તો આ કાંઇ જાણતાં નહીં!" ફીરોઝ ગેલ કરવા મંડયો.

"લેવો ત્યારે મોંહનું "આ" કરો!"

"તે શું હું કાંઇ ધેરો બેરો છેઉ, કે "આ" કરાવી તું ઉચેથી રે રે?"

"અરે નહીરે, મોંહનું ખોલો તો હું તમારા મોંહનાને ગલાસ વરગાવી પાવું કેની?" અને એમ કહી તેણીએ ફીરોઝની એક હાથે દાઢડી પકડી, બીજે હાથે તે એકી ટાંસે પીવાડી દીધો!" અને બંન્ને જણ ખડખડ હસવા લાગ્યાં.

હા! સલીમે પેલી સાકરને બતાવેલી જાદુઇ સીરમ આ બીજીવાર ફીરોઝના ગળામાં દારૂ મારફતે ઉતરી! અને વળી સાકરે તે લાડેલાડે તેનું મોદું માથું પસવારીને પાઇ! એટલે ફીરોઝ સાકરનો અરધો ગોલામ તો બની ચુકો! તેણીએ પાન સોપારી એલચીનાં મખવાશનું એક બીડું તે પછી બોંહસ કરીને ફીરોઝના મોંહમાં દાબ્યું. અને પછી, સીગરેટ મેચીશ તેની આગલ ધરી. ફીરોઝનો સુધરેલો નેચર તે પામી ગઇ હતી, તેણીએ એક સીગરેટ સળગાવી, પોતાની પાપી થુક લગાડીને બે ચાર શરૂકા પીધા અને પછી તે ફીરોઝનાં મોંહમાં વલગાડી!

"માઇ ગૉડ! તેં કેમ જાણ્યું કે મને સ્મોકીંગની હેબીટ છે?"

"મારા ખોદાયજીરે! હું માણુસના નેણ પરથી પારખુંછ?"

"ત્યારે હમણાં મારા મનમાં શું છે તે પારખ જોવું, ત્યારે તુંને હું ખરી સમજું?"

"હં—પારખું? જો જો હં—ચાલો પારખું તો શું ઇનામ આપશો? વધારે નહી—ફક્ત—એક ગીની આપશો?"

"હા કબુલ—કબુલ! મારી પાસે ગીની તો નથી—પણ લે આય મુકી, દસ દસની બે નોટ! બોલ પારખ જોવું?" ફીરોઝે શરત બકી!

"બસ પારખ્યું! હું તમુને ઘણીજ ઘણીઇઇજ ગમુંછ; તે એવી કે———" અને તેણી કાંઇ ફીરોઝના કાનમાં બબડી!

"ઓહ, હા હા હા હા! હી હી હી હી! બસ આબાદ, આબ્બાદ એજ મારા મનનો વીચાર! ડીયર સાકર, મારી સ્વીટહાર્ટ ડારલીંગ ઇલેક્ટ્રીક ગરલ ફ્રેન્ડી, મે સેંકરો લેડીઝ

સાથે મોઝ ઉડાવીછ, પણ તારા જેવી ગમ્મતી કોઇજ નહીં!—અહીં અહીં મુંબઇમાં તો શું, ઇવન યુરોપમાં બી નહીં!!"

"વાહ, ત્યારે તો તમે વેલાત પેરીસ બધું ખુડાવી મારેલું લાગેછ! પેરીસમાં પરીયાંઓના માળામાં તમે વસેલા કે ડીયર?"

"તું પુછજ—ના!"

"અંહ ત્યારે તાંહની એકેકથી સરસ બ્યુટી તમે જોઇ આવેલા એટલે હું તો મુંઇ તમારી નજરે એબલગામણી જેવી લાગતી હોવશ?"

"નોટ આ બીટ! ગમે તે, પણ તે ગોરી જાત; નેટીવનું લોહી તો નેટીવ તેસ્ટ તરફજ દોરે! ને તું સુગરકેન્ડી એવી તો સ્વીટ છે કે જેમ સાકર ચુસે ચુસેને તેનો મીઠાસ આવ્યાછ કરે તેમ તું——"

"જા—બા! તમે તો મને છાપરે ચહરાવીને શરમમાં ડુબારી દેવોછ."

હજી આ રસરસ્તી તાજીમ તવાજ ચાલ્યાજ કીધી હતે, પણ વચમાં સલીમે આવીને ભંગાણ પાડયું—"બાઇ સાબ ખાણાં તૈયાર હય!"

"ચાલો ડીયર જમવા—તેણીએ એક હાથ ફીરોઝનાં ગળાંમાં નાંખી તેને ઉઠાડતાં કહ્યું—ઓ, આજે તો મારા ગરીબ ઘેરનું નીમક રોટલી તમુંને ગમશે કે?"

"મને તો ગમશે, પણ તુંને અંજાણું લાગતાં કદાચ અરધી ભુખે રહેવું પરશે."

"મને—મને?"—તેણી ખાણાંની ટેબલ આગળ ખુરશીને બદલે મુકેલા સોફા ઉપર ફીરોઝને બેસાડતાં બોલી—"મને તો આજે તમુંને જોઇને ડબલ ભુખ છુટીછ"—લગભગ અરધી અરધ દીલ ઉપર પડી, ફીરોઝનાં પાસાંમાં દબાતાં તેણી બોલી—"રોજ તો મુવું એકલું ખાતાં ગરે ખુટેછ, પણ આજે તો મારે મનથી દીવારી છે!"

તેઓ બંને ખાણાંને ઇન્સાફ આપવા લાગ્યાં; સલીમે ખાસ તજુમલથી ફીરોઝને ગમે તેવી તેસ્ટદાર વાણીઓ બનાવી હતી. સાકર બેદરકારી ઢપે એક હાથ ફીરોઝના દીલપર મુકી હસ્તી ટોલટપ્પા ચલાવતી અને ખાતી જતી હતી! થોડે થોડે વખતે જુદી જુદી વાણી તેની આગળ ધરતી જતી હતી.

"યેહ! તમે તો ઘણુંજ થોરૂં ખાવોછ, આવા મોટા માટીડા થયા ને એ શું, દારૂ પીધો, તેની ઉપર ખુબ ખાવું જોઇયે, લેવ, આય તરેલી પપેતી પર તો હાથ લગારયોજ નહીં" એમ કહી તેણીએ બે ત્રણ જીણી પપેતી તેનાં મોંહમાં દાબી, વળી જરા વખતે બીજું ત્રીજું એમ બોહસા બોહસ કરી તેણી ફીરોઝનાં મોંહમાં ખવાડાવીજ ગેઇ!

ખાણાં પછી પ્રીશેઝને સોફા પર લેટાડી, પાસાંમાં ધપ દેતી બેસી ગેઇ, તેને મોહડાંનો મખવાસ કરાવ્યો અને થોડાક વખત પછી બોલી—

"લે ચાલો ખાઇને અલ્લુ પારાની કાની લેટયા શું, આય હારમોન્યમ આગલની ઈઝીચેર પર બેસો અને હું વજાડું ને તમે કંઇ લલકારો!"

"ઓહ, મારો સાહદ એવો બુલબુલે અનાર છે કે બધા કાગડા પંખેરા સાંભરવા એકઠાં થઈ જશે?"

"નેવરમાઈન્ડ, જે હોય તે, તમે જેવી રીતે પરફેક્ટ ઘાટઘટમ ધરાવોછ તેવોજ તમારો હલક બી મીઠો મધ હોશે એમ હું ખાત્રીથી ધારૂંછ"—અને વધું કેહવાની રાહ જોયા વગર તેણીએ જુદા જુદા ઈંગ્લીશ ટયુનો પોતાનાં નાજુક આંગળાથી ચપોચપ વજાડી તેને આઇતા રાગો આપવા માંડયાં."

પ્રીશેઝ રંગમાં હતો. તે કલબને જીમખાનામાં ખાના ઉપર તરેહ ફીસમનાં ઈંગ્લીશ પીસ ગાતો ને વજાડતો.

અહીં તેને વધુ સ્વીટ લાગે તેવો એક સીલેકટેડ પીસ ગાઇ સંભળાવ્યો.

"ઓ કેવું નાઈસ!" ખુરસી પર કુડકા મારતી ને તાબડા ફોડતી સાકર બોલી. ઘણુંજ સ્પ્લેન્ડીડ! ચાલો ત્યારે હું એક ગાઈ સંભળાવું?"

"તું અજબ ભડભરી ને ભોરી છે, હું તુંને કેહવાનોજ હતો તેટલાં તુંજ કહી સમજાવેછ!—ડીયર, ગાય તો કોઇ હીંદુસ્તાનીજ ચલાવજે!"

"એમ, તાહરે તો ટબલાને વાસ્તે સલીમને બોલાવવો પરશે ને આપરી એકલી મજાહમાં એને સામેલ કરવો પડશે.

"તબલાની શું જરૂર છે? વગર તબલેજ સ્વીટ લાગશે." પ્રીશેઝે કહ્યું અને સાકરે નીચે મુજબ ગાવા માંડયું.

"જી! પ્રીતકા વાયદા કરકે પીયા તુંને, પ્રીત લગાના છોડ દીયા!
મેહરકી અખીયાં ફેર લંબાપે, લબકા આના છોડ દીયા—પ્રીતકા
જરા તરસ લગાકે બોલ સજન તેરે બોલપે વારૂં મેય તનમન!
ઇસ આસમેં બોયા સબ જોબન હયું, હમકા આના છોડ દીયા!

"ઓ વેલડન, એકસલંટ! પ્રીશેઝ ઇઝીચેર પર તરો થઈ તેણીને એક કીસ લેતાં બોલ્યો. "આહા! કેવું ફાંકડું ગાયું? મારાં દીલના તારેતાર જાણે ઉભા થઈ ગયા!" ડીયરી એક બીજું! તારો વોઇસ, ખચીત કેહવુંછ કે અજબ મીઠાસ ભર્યો છે!"

પ્રીશેઝને પોતાપર ગાંડો થયલો જોઇ તેણી હસી. પોતાના નેણના

નજારા સાથ એવું તો મોંહ કરી ફીરોઝ ગમી જોયું કે ફીરોઝ એકવાર ફરી પોતાનું દીલ થોભાવી શકયો નહીં ! અને હવે બીજું ગાણું તે લલકારવા લાગી.

નીકાલે દોંસલે કીસદીન, નહાહવને, મેરે દીલકે,
નહી આવાજ તક હુટે, અગર સાગર મેરે દીલકે—નીકાલે.
ચલે દારે ફનારસે હમ ઉઠાકે, જુલ્મ કાતિલકાઆઆઆ—ચલે,
ઉંમીદે આજ રોતી હય, ગળે આપસમે મીલ મીલકે—નીકાલે.
તરીકા સીખલે જબતે જુનુકા હમસે અય મજનુ ઉઉઉ—તરીકા,
રહે મુસ્તાક બરસોં લોગ, આવાજે સલા સીલકે,—નીકાલે.
હવાયે ઇશ્ક લયલાસે અસર હય ખાકે મજનુમેં એં એં એં—હવાયે,
ઉંમીદે આજરોતી હય, ગળે આપસમે મીલ મીલકે—નીકાલે.

"અહાહા ! શું શું બોલી ?" આજ ગળે આપસમે મીલ મીલકે," શું કરેછ ? કાંઈ મીનીંગ સમજાવશે ? તેં તો આજે મને ખુશાલીથી ગોંડ બનાવી દીધોછ. શું ફક્કડ રાગ ને શું અફલાતુન તેં ગાયું, ખરેખર સાકર, તુંને આફ્રીન છે. તારા જેવું બુલબુલ મારા જેવાના એક તાલેવંટ મેહલમાં શોભાવાને લાયક છે, આ જગા તારે વાસ્તે નથી."

અને સાકરે તેના જવાબમાં શું કહ્યું ? તે વાંચનારેજ કલ્પી લેવું. તે પાપી સાકરના શબ્દો અતરે ઉતારી આ વાતોને અપવિત્ર કરવી મુનાશેબ નથી.

## પ્રકરણ ૮ મું.

**[ ભાઈ બહેનની માયાનો ચમત્કાર ! માતાના બાપ-ઘણુ-આઆઆંજ ખરાબ !! હાય કુદરત, ગજબ સરજત ! સતી પરણેતર સ્ત્રી તો ઘણી જોઈ હશે, પણ ખરો વફાદાર "સતો મર્દ" કોઈએ સાંભળ્યો છે ? નીચલાં પ્રકરણો પર જરા નજર દોડાવો:— ]**

દુનીઆના રંગ ઢંગ એવાજ છે ! જ્યાં ચારો છે ત્યાં ચલ્યાં નથી ! જ્યાં પૈસો છે ત્યાં સુખ નથી, જ્યાં સુખ છે ત્યાં તે ભોગવવાને પૈસો નથી. જ્યાં દોલત છે ત્યાં તંદુરસ્તી નથી ! જ્યાં લાચારી છે ત્યાં દરદ નથી ! એજ પ્રમાણે ઓરત મરદના જોડાં સબંધી જાણવું; જ્યાં મરદ હરામી, સ્વચ્છંદી હશે ત્યાં તેની પરણેતર પાકજાદ હશે, જ્યાં ઓરત બદકાર હશે ત્યાં મરદ નીતીમાં ઓસ્તવાર થશે !

નાન્જં નેકીનો નમુનો હતી! તેના જેવી સર્વંગાની ધીરજવંતી અને દુઃખના પહાડોને ગરક કરી જઇ, બહારથી હસ્તુ મેં રાખનારી અબલા આ જમાનામાં થોડીજ હશે. પોતાના પ્યારા ફીરોઝ તરફથી જુદાઇનું અણુહદ દુઃખ તેણી સહન કરતી હોવા છતાં, પોતાના મિત્ર મંડળમાં કે સોસાયટીમાં તેણી એક હરફ વટીક—એક વરાળબી—પોતાના મોહમાંથી બાહેર પાડતી નહીં હતી. તેની જગા પર બીજી કોઇ અબળા હોતે તો ગમથી જુરી મરતે, યા તો પોતાના ભરથારની આબરૂ ઉઘાડી પાડી ફજેતી કરતે યા તો છુટા છેડા મેળવતે, યા તો પોતાના પતીને પગલે ચાલી તકલીદી હવસી પ્યારનાં વલખાં મારતે! પણ નહીં,—એ માંહેલું કાંઇબી તેણીએ કરયું નહીં. તેણી બાહેરથી તો કેવળ સુખી—એક રાજવંશી રાણી જેવી દીસ્તી હતી. તેણીના એરીસ્ટોક્રેટીક સોસાયટી સરકલમાં તેણીને ખુશમીઝાજી, હસમુખી અને સંસારમાં સુખી સમજવામાં આવતી, પણ અફસોસ! દીલકી બાત તો રામ જાણે!

આપણે છઠ્ઠા પ્રકરણમાં વાંચી આવ્યાં તેમ, ફીરોઝ નાસ્તા ઉપરથાં ફરડી ચટકીને ઉઠીને પોતાના રૂમમાં ચાલી ગયો. ત્યારે નાજંના મોંહમાંનો બુક ગળામાં ગોયા અટકી બેઠો! તેણી પાંચેક મીનીટ સુધી તેની આવી અસભ્ય ચાલ માટે ગમગીન વીચારમાં બેઠી. નાની મેહેર પોતાની માતાનું મોહોં જોઇ દીબો ખેંચ્યા કરતી. તેણીની આંખમાંથી મોતી જેવાં એકાદ બે આંસુના ટીપાં તેણીના ગાલ પર સરી પડયાં. તે દીલકસ બાળકી એકલીનેજ તે માટી બૈયરના સડેલા મામલાનો જરા તરા ખ્યાલ આવતો અને તે નિર્દોષ બાળા પોતાના પપ્પીના આવા ગુસ્સાથી હેબતાઇ ગઇ.

પણ તેની મમા સદા, બાહેરથી હસ્તો દેખાવ કરી તે મીઠી મેહેરાંના ભય ટાળતી હતી. તે ગમનાક વીચારમાં, નાસ્તો નાસ્તાની જગાએ રહી ગયો; તેણી ઉઠી, અને વહેલી કે ઝડફ કદમે ફીરોઝનાં રૂમમાં તેને સમજાવવાની મતલબથી ગઇ, પણ તેણી રૂમમાં દાખલ થાય તેટલાં તો તેણીને કાને બંગલાના કંપાઉડમાંથી મોટરનો ખડખડાત સંભળાયો, અને તેણીને અનુમાન કરતાં વાર લાગી નહીં કે ફીરોઝ છેડાઇને અંતે આજે, રોજ કરતાં કલાકો અગાઉથી ઘરની બાહેર ચાલી ગયો હતો.

નાજંની પાછળ દીકરી મેહરાંબી ફીરોઝના રૂમમાં દોડી આવી. "મમ્મા, પપ્પા કાંહ છે? શું ચાડઇને ચાલી ગીયા?"

"નહીં દીકરા—એવણનું સાહું અગતનું કામ હતું નેથી જલ્દી કપડાં પેહરીને બાહર સધાવ્યાજ, એોય પાછા આવશે; તું કાંઇ ફીકર ના કર."

તે મા દીકરાં વચ્ચે આ વાત ચાલી રહી હતી. તેટલાં બોયે આવીને કહ્યું કે "કોઇ એક જેન્ટલમેન આવ્યાછ ને તે તમોને મલવા માગેછ."

"મને મલવા માંગેછ? જો કાંઇ બરોબર તેં સાંભરયું નહી હોશે, કહે કે ફીરોઝ શેઠ ઘેરમાં નથી."

"હાજી તેમજ મેં કહ્યું-પણ તેવણ કહેછ, મીસીસ ફીરોઝને હું મલવા માગુંછ."

"મને?" ધણીની ગેરહાજરીમાં કોઇપણ ગૃહસ્થને મલવાનો નાજાંનો રીવાજ ન હતો. આમ જાહેર સોસાયટીના મેલાવડાઓમાં તે બાનુઓ ઉપરાંત ગ્રહસ્થો સાથે ખુલ્લાં દીલે ધણી છુટથી ભેળાતી, હસ્તી, બોલતી, પણ પોતાના ખાનગી મકાનમાં, અને તે પણ તેના ધણીની ગેરહાજરીમાં, તેણીને ખાસ મલવા આવે એવો એકબી તેનો અંગત દોસ્ત હતો નહી; તેથી નોકરની વાતથી તેણી તાજુબ થઇ! "બોય તું ભુલતો હોશે-તેં એ જેન્ટલમેનનું નામ કાંય નહીં માંગ્યું?"

'જી—માંગ્યું જી! પણ ધણી બોહસ કીધી ત્યારે તેવણ કહેછ કે જા-નામની જરૂર નથી. કહે કે તમારા સગા મલવા માંગેછ!"

"મારા સગા! માઇ ગુડનેસ! મારો સગો વરી કોણ ફુટી નીકરયોછ? જહાં છે તાંહ વરી કોઇ ફંડ બંડનું ચીઠરૂં લઇને રૂપીઆ લેવા કોઇ આવ્યું હોશે"—એમ કહી નાજાંએ તે નોકર પાછળ રૂમમાંથી નીકળવા માંડયું, તેણીએ દીવાનખાના નજીક જતાં સ્કીનમાંથી જોયું, તો ઇંગલીસ ડરેસમાં એક જવાન ગૃહસ્થ દમામદાર અદાથી સોફા પર અઢેલાઇને બેઠેલો હતો.

તે ગ્રહસ્થને જોતાંજ નાજાંને ગોયાં એક ઇલેકટ્રીક આચકો લાગો! તે ઓળખીતો હતો? તેણે તેણીને કયાં જોયો હતો? તેણી ઉમંગભેર હવે હોલમાં દાખલ થઇ અને તે ગ્રહસ્થ સામે રોબથી જઇ ઉભી.

"જી તમે કોણને પુછોછ, મી० ફીરોઝ બાહેર ગયાછ ને—"

"ઓ નાજાં, તું મને નહીં ઓલખી શક્તી? હું તારો ભાઇ—"

"કોણ જેમી? ઓહ તમારામાં કેટલો ફેરફાર? હું તુને ઓલખીબી નહીં શકી! આટલાં આટલાં વરસ તું કાંહ ઉતો? માય બીચારાં તારે ખાતર તવલી તવલીને મારગે લાગાં-તેવણ તો તુને મરીજ ગયેલો ધારતાં તાં."

"હું તુને બધો ખુલાસો પછી કેહુંછ-પહેલાં તો મને કહે કે માએ ક્યારે ગુજરયાં અને આપરા બંગલા-વારીનું શું થયું?"

"એવણુને તો સાત વરસ બી થઇ ગયાં, ને વારી બંગલા બધું વેચી સાટીને તુંને સુવેલો જાણીને બધું મારાં નામ પર કરી ગયાં.

"વેલ, તારાં નામ પર બધું કરી ગયાં તેનો કંઈ મને મુન્જારો નથી, પણ તું સુખી છે કે, તું કયારે પરણી, તારા વરનો સ્વભાવ કેવો છે ?

"અરે, પણ તું બધું સામટુંજ એકદમ પુછેચ, તે હું શું કહું ? માયજી ગુજરવાની બે એક વરસ અગાઉ હું પરણી; ને મારો ધણીજ મઝાનો છે; ને હું સુખી છેઉં; પણ કાંય સુખી સબ્દ પુછવાનો શું સબબ મળ્યો ? ખોદાયનું મને આપેલું આટલું બધું છે ને ?" નાજાંએ મનમાં ગમત પામતાં ટંકોરમાં પુછયું.

"નહીં–હું જોવુંછ કે તું સુખી લાગતી નથી–જો કે હું લગભગ નવ–દશ વરસે મુંબઇમાં પાછો ફરૂંછ, તો પણ હું જે વખતે ઘેર છોરી ગાંયો, તે વખતે જે તારૂં રૂપ રંગ ઉતું તે આજે નથી."

"ઓ, તે શું માણસ મોટું થાય તેમ ફેરફાર નહીં થાય ? જોની તારામાંજ કેટલો ફેરફાર થયોછ ?

"હા, મારામાં ફેરફાર થયોછ, તે ઘણો તંદરોસ્ત અને સુખકારક છે, જ્યારે તારામાં તો તારી બ્યુટી ગોયા અરધી મરી ગઇછ, કે જેણે બદલે હું તેને એક જુદાજ દેખાવની જોવા ધારતો તો."

"પણ જેમ ઉમર મોટી થાય તેમ બ્યુટી ઘટે કે વધે ?"

"યસ, તે ખરૂં, પણ તે કયારે ? ચાલીસ વરસ પછી. આગે તો હું તુંને વીસ વરસની જોઈ ગયલો, આજે ઘણું તો તુંને ૨૮–૨૯ હોસે, કે જે ઉમરે તો માણસ પોતાની ખીલતી જુવાનીના જોશમાં હોય, જ્યારે તારો ચેહરો તો કરમાયલો ને તારી લવલી આંખો ગમગીન જેવા મને દીસેછ."

આ સાંભળી નાજાં હસી પડી ! તે કેમ પોતાનાં દીલની વાત એકદમ કહે ? આજ સુધી તેણીએ કોઇ આગળ પોતાના અથાગ દુઃખની એક વરાળ પણ કાહડી નહી હતી. પણ આ તો એક મા જણ્યો ભાઇ હતો. શું તેની આગલ પણ પોતાનાં પેટનું દુઃખ નહીં કહેવું ? બે પળ તેણી વીચારમાં પડી, અને હસીને બોલી, "શું જો જેમી, તું વરી જોષી કેદાહરથી બની ગયો ? કે મારા મોહણાં પરથી તેં મારૂં સુખદુખ બી પારખી કહાડયું ?"

"જોની, વહાલી બેહન નાજાં, મને ને તુંને ખોદાએ જોઇએ તે કરતાં જયાદા બખસ્યુંછ–એટલે તું મને હવે દુન્યામાં સઉથી વહાલી–અને તુંને

સઉથી વહાલો એક પુરો તે હું...હું ભઇ જેવો ભઇ એક દાહેકે વહાલી બેહનને જોવું ને તેને દુઃખી જોવું, તો મારૂં કલેજું નહીં કપાય ?"

"ઠેંકયુ વહાલી જેમી, ભઇ હોય તો એવાજ હોજો. જ્યારે તું સાફ દીલથી મારી આગળ કહેછ, તો હું બી જે હોશે તે મારૂં દુઃખ તને કેહ-વશ. જો કે હજી સુધી હું ને મારા ખોદા સીવાય મારી આફત ત્રીજું કોઈ જાણતું નથી. પણ મારી વાત હું તુને નીરાંતે કેહવશ. પણ તું આટલાં વરસ એમ દુન્યાદારી છોડી કાંહ ભરઈ બેઠો તો, બેહનની સાથે સાથે માયને બી ભુલી ગયો તો કે?" નાજાંએ તાણો મારયો.

## પ્રકરણ ૯ મું.

જેમીએ દસ વરસનો જે દેશવટો ભોગવ્યો તેનાં ઉંડાણમાં પ્યારની બોહકાણ હતી! તે વખતે જેમી કોલેજમાં હતો. અને એક ગરીબ ઘેરની શીખવા આવતી ઘણીજ રૂપસુંદર બચાં નામની છોકરી સાથે પીછાણ થઇ. તે પીછાને પ્યારનું રૂપ પકડયું. અને બન્ને વચ્ચે એટલી તો ગાડી મિત્રાચારી થઇ કે એક દીવસ પણ બંન્ને એક બીજાને નહીં જોય તો ચાલે નહીં! બચાંની માયની મરજી, જેમીનું પોતાની દીકરી સાથે કરવાની હતી પણ જેમીના ઉંડા પાણીની માહીતી તેની માતા ગુલબાઇને હતી નહીં. છેક છેલ્લી ઘડીએ, અદરાવાની ક્રીયાને આગલે દીવસે, જેમીએ પોતાની માતા આગલ એ વાત છેડી. તે માતાએ તે છોકરી જોઇ. તેણી બેશક ખુબસુરતીનો નમુનો હતી. પણ તેણીનું ખાનદાન, ગુલબાઇ જેવા માલેતુજ્જર બાઇને ગળે ખટકયું. કારણ કે છોકરીની માતાની હાલત તદ્દન કંગાળ હતી. અને તે એક નાનકડાં ખરખરયા ઘરમાં રહેતી હતી. આ માટે ગુલબાઇએ વાંધો કીધો અને જેમીને ઠપકો આપ્યો. પણ આજના જવાન્યો જેમી માતાનું સમજે ખરો કે? તે માતાની ઉપરવાટો થઈ અદરાઇ ચુકો, અને એકાદ મહીનામાં લગનનો દીવસ નક્કી કીધો.

જેમી અને બચાનાં એ રીતે કોલકરાર થઈ ચુકેલા હોવાથી તેઓ દીવસનાં એક પરણેલા માટી બૈયર મીસાલજ સાથેજ ફરતાં હરતાં અને રહેતાં. તે વેળા કોલેજમાં અકટોબરની રજા હોવાથી જેમી દીવસ આખો પોતાના સાસરાંના ઘેરમાંજ પડયો પાંઠરયો રહેતો.

એમ બે એક અઠવાડીઆ વહી ગયા, હવે લગનના દીવસો નજીક-

માંજ આવતાં હતા, પરણનાર જોડું અતી ઘણી હોંશ ઉમંગમાં હતું! પણ ખુદાની સરજત ઑરજ હતી.

એક દીને સહવારના પહોરમાં એક ધાગી જેમીને નામની ચીઠી લઇને તેને બંગલે આવ્યો. જેમી હજી સુતેલો હતો અને તેની માતા ગુલબાઈ અને નાજાં—કે જે વેળા તેણી કુંવારીજ હતી—તેઓ તે ચીઠી વાંચી હરણ ફાર થઈ ગયા. તે ચીઠીમાં શું હતું?

**ભાઇ જમશેદજી,**

**જત પ્રાઇમસનો ચુલ્હો એકાએક ફાટવાથી બચાંબાય કપડાં સાથે આખી સલગી ગઈ છે. ને તરત પરાણ મુકી દીધો છે.**

**લી૦ દુખી માતાની વતી......**

મહા હેબતનાક દુઃખ વચ્ચે તે ચીઠી બીછાણા પર વાંચી, એક ઉછલતા વાઘ મીસાલ જેમી ઉઠયો અને મોહ હાથ ધોવા કે સરખા કપડાં પણ સજવા વગર મારતી મોટરે પોતાને સાસરેને ઘરે જઇ પુગો, ઓ? તે વખતનો દીલ કંપાવનારો ચીતાર! જેમીના આખા જનમમાં તેવો સીહા દહાડો કદી તેને જોયો નહીં હશે! બચાંના એમ એકાએક ગુજરવાથી જેમીને જબુન ફટકો લાગો. જેમી ખાનદાની હતો. અને પોતાની ધારેલી પરણેતર માટે પોતાનો જાનબી સદકે કરે એવો વફાદાર હતો! પણ હવે ઘોળાયલાં દુધપર શું ચારો?

જેમી દીવાના મીસાલ બની ગયો. ઉઠતાં, બેસતાં, સુતા, બસ બચાંને બચાંનીજ તગર કીધી, અને તે માંદગીને બીછાંણે પડયો. ડૉકટરે તેને ચેન્જ પર જવાની સખત ભલામણ કીધી, ડાકટરે જણાવ્યું કે જેમીને મરનાર બચાંનો ગમ અતીશય લાગો છે, અને અહીંથી કોઈ બીજે દેશાવર ઉપડી જવાની તેને મોટી અગત્ય હતી. આ ડાકટરનું કહેવું જેમીને કાને ગયું કે તેને પોતાના મન સાથ મકમ ઠરાવ કીધો કે કોઇબી દેશાપાર નીકલી જવું અને આ નેહસ્ત મુંબઇનું ફરીથી નામજ નહીં લેવું. જેમીને પોતાની માતા પરખી ગુસ્સો આવ્યો. તેણે ધાર્યું કે તેની માતાએ કકલાત કીધો અને તેણીના શ્રાપથી તેની કાજગરી મેના પાંજરાંમાંથી બોલ બોલતાં ઉડી ગઈ! અને તેથી તે રૂસામણી રીતેજ મુંબઇ છોડી ગયો.

કયે દેશાવરે જવું તે તેને નક્કી કર્યું નહીં હતું. તેને મનથી તેની બચાં વગર દુન્યા અકારી ઝેર સમાન હતી; તે એક ઉપડતી સ્ટીમરમાં બેઠો. તે પછી અમેરીકા જવાની ગોઠવણ કીધી. પણ રસ્તે સ્ટીમર એક ખરાબે

અહડીને કોઇ બીયાબાન ઉજડ ટાપુપર જેમી ઘસડાઇ ગયો. તે ઉજડ ટાપુથી થોડેક માઇલ દુર એક નાનું ગામડું આવ્યું હતું જ્યાં જેમીએ બે વરસ વસવાત કીધો, તે પછી તે અમેરીકા ગયો. ત્યાં એક મોટી વેપારી પહેડીમાં નોકરીએ રહયો. પોતાની ચાલાક ઝેનથી તે બહુ આગલ વધ્યો. તેની સાથ પહેડીના માલેકે ભાગ કીધો, અને ગયે વરસે તે કાંઇબી વારસ વગર મરણ પામેલો હોવાથી એક ભાગ્યા તરીકે મોટી દોલત જેમી મેળવવા પામ્યો. કારણકે થોડોક વખત વીટયા પછી પહેડીના મરનાર માલેકની વીધવાની સંમતીથી આખું કનસર્ન તેને બીજાને વેચી નાંખ્યું અને જેમી એક જંગી દોલત સહીત મુંબઇ આવવા ઉપડયો.

મુંબઇ આવી સાન્ટાક્રુઝ મધે એક સુંદર પણ એકાંત બંગલો વેચાતો લીધો અને નોકર ચાકરના રસાલા સાથે તે એકલો ત્યાં રહેવા લાગ્યો. કેટલોક વખત સોધખોળ ચલાવવા પછી તેને જાણ્યું કે તેની બહેન નાજાં મોટે ઘેર પરણી ચુકી હતી અને માતા ગુલબાઈ ગુજર પામ્યા હતા.

જેવી નાજાં પાકજાદ અને નેક હતી તેવોજ તેનો આ ભાઇ જેમી હતો. બચાંના મરણને આજે દશ વરસ થઇ ગયાં હતાં. જો કે તે કંઇ જેમીની પરણી મહોરદાર હતી નહી તે છતાં તેણીના મરણ પછી—જેમીએ આજ સુધીની—તેની ચોત્રીસ વરસની ઉંમર થઇ તો પણ—કોઇદી લગનનો કે પ્યારનો એક ખ્યાલ વટીક તેને કર્યો નહીં. જેમી જેવો ઓસ્તવાર અને વફાદાર જવા-મર્દ આજે દુન્યામાં કેટલા હશે ?

ઉપલું બ્યાન જેમીએ નાજાં આગલ લંબાણથી કરયું હતું પણ વાંચનારની સગવડ અર્થે તે અત્રે સીલ સીલાબંધ ટુંકમાં દર્શાવ્યું છે.

જેમીનો હેવાલ સાંભળવા પછી નાજાં બોલી:—

"ઓ મારા જેમી, તેં કેટલું કેટલું ખમ્યું ? હવે બધો વીચાર છોડી દે ને કંઇ સારૂ જેવું સોધી કહાડીને પરણી જા તો હું ખુશી થાઉં."

નાજાં, મેં એક દાહેકાની અંદર દુન્યાની લીલી સુકી ઘણી જોઇછ અને હું તારો સખુન કબુલ રાખી કેદેબી મારૂં કારજ ગોઠવશ. પણ તેં મને વચન આપ્યુંછ તેમ હવે તારી હકીકત કહે, "બોલ બોલ, વહાલી બહેન, તેને નાજાંનો હાથ પકડી પોતાની છાતીએ ચાંપતા કહ્યું. તુંને શું દુઃખ છે તે મને કહે, ને મને ઉડાવવાનું ને રમુજ કરવાનું છોડી દે!"

અત્રે નાજાંએ જેમ જેમીની હકીકત સાંભળી, તેમ નાજાંએ પોતાની સઘલી હકીકત કાંઇ પણ છુપાવ્યા વગર પોતાના વહાલા ભાઇને કહી દીધી.

નાજાંની સઘળી હકીકત વાંચનાર જાણતાં હોવાથી તે નાજાંના શબ્દોમાં ફરીથી અત્રે રજુ કરી વાર્તામાં રસકસ વગરનું ટાહેલું ઉમેરવાની જરૂર નથી.

"પણ ત્યારે એ ફીરોઝનો રસ્તો શું કરવો? તું કાંહ સુધી એમ મુગે મોંહણે દુઃખમાં સબરયા કરશે?"

"નહીં જેમી, હું તુંને સાફ સાફ કહી દેઉંછ કે મારી દુઃખની કહાણી સાંભળ્યા પછી, તે તારા મનમાંજ રાખવી. ને જો તું સાચ્ચો અને મારી કદરનોજ ભાઇ હોય તો હું જ્યાં સુધી તારી મદદ માગું અને હું તુંને કેહું તાંહ સુધી તારી ખુશીથી કાંઇબી પગલું ભરવું નહી! તું મને એ વીશે વચન આપ, તો હું મોકલા દીલે રહી શકશ. નહીં તો એવું નહીં થાય કે તારા વીશ્વાસમાં મેં મારા સંસારની ખાનગી વાત કીધા પછી મને પસ્તાવામાં પરવું પરે!"

"લે આય વચન! નાજાં નાજાં, હૂં હવે આમળ માફક ઉશ્કેરાઈ જાઉં એમ નથી. હું હવે પુરતો ધરાઇ ચુક્યોછ, અને તું જેમ કહેશે અને સુખી થશે તેમજ ચાલીને તુંને મદદ કરવા મારો જાન કુરબાન કરવા તત્પર રહેવશ."

ઓ ઠેંકયું—ઠેંક્યું! તારા એવા જવાબથી હું ઘણીજ ઉપકારી થઇછ, હું—હું જોવુંછ—ફીરોઝ આજે એ પાછો ફેરે પછી કેવો મામલો છે? ધીરજ અને સબુરી રાખી કળા કુનેહથી કામ લઇશું તો આપણે ફીરોઝને સુધારી શકશું ને તેમાં તું વહાલા ભાઈની હવે મને ઘણી હીંમત થઈછે.

શું ફીરોઝ સુધરશે? નાજાંનો સંસાર સુખી થશે? પણ વચમાં વાધરા ને વાધરણ સાકરનું નવું લફરૂ ઘુસ્યુંછ તેનું કેમ? પેલી મન વશ વર્ધક સલીમની સીરમ ફીરોઝે ગળામાં ઉતારી છે તેનું તે શું?—આપણે જોઇશું.

## પ્રકરણ ૧૦ મું.

**[જુવાન જીંદગીનો મેહમાર! ચઢતી પડતીનો ચીતાર! વાર્તાની નાયકાની કારકીર્દી! જેહરી નાગણ કોણ હતી? તેણીનાં આબાપ કોણ? ઇશ્વરકૃપાથી નશીબ ફરયું! દુઃખનાં ડુંગરમાંથી સુખના સાગરમાં! ખાનદાની ખાસ્યત પછી તે ઉંચ હોય કે નીચ-તે કેમે કરી જાય?—"વન તેવો વેળો!"]**

વાધરાની વિક્રાલ જીંદગીનો સફો આપણે સ્વીસ્તર વાંચ્યો છે. સલી-

મની સકર ગંદેરી ગત—અને વસ કરનારી વસ્તુની નીચ ખસલત—આપણે જોઇ છે ! ફીરોઝની તકલીદી ફીદાગીરી અને તેના જેવા પૈસાથી ફુલી ફાટી ગયલા જવાનો આજે ગુન્હામાં ગીરેફતાર છતાં દુન્યામાં કેવા ફાવી રહ્યા છે, તે નાટક પણ આ વાર્તાના તખ્તા ઉપર વાંચનારે ભાળ્યો છે.—નાજાં અને જેમી પોતાના ખાનદાની ગુણો કેવાં દેખાડી રહ્યાં છે ? આ ભાઇ બહેન પૈસે પુર છતાં ચુસ્ત વફાદારીમાં, સંસારનો તરીકો જાલવવામાં, ઉંચ ખસલતમાં એકમેક પર સરસાઇ મેલવે એવાં નિર્દોષ ખાલેશ લાઇફ 'ગુજાર-રનારાં છે; તે પણ આપણે આ વાર્તાનાં આગલાં પ્રકરણોમાં વીગતે વાંચી આવ્યાં છીયે.

હવે કોઈ ખુદરતી સવાલ કરશે કે આ વાર્તાની ખુદ નાયકા સાકર વિષે આપણે કંઇજ હજી જાણયું નથી. તેણીના નીચ વીચારો સેહજ ઉપર ટપકે આપણે જોઇ આવ્યાં છીયે. પણ એ સાકર જાતની કોણ ? તેણીના માબાપ કોણ ? તેણીનું ખાનદાન કોણ ? તેણીની આગલી કારકીર્દી શું ? તે સઘળું અત્યાર સુધીની જીંદગી એક કાહણી કીસ્સા મીસાલ રસરસ્તી અને લંબાણ હોવાથીજ તે ખાસ કરીને આ સફાઓમાં પછાત મુકાઇ છે, પણ હવે તે વાંચનારાઓને માહેતગાર કરવાનો મોકો આવ્યો છે.

સાકરના બાપનું નામ ભીખો ધાભર હતું તે સુરતના કતારગામ નામના ગામડાને પાધરે એક નાનાં ઝુપડાંમાં રહેતો. તે દારૂડયો હવસી બદમાશ અને બદનજરનો હતો. તેને એક રાંક બાઇ સાથ પારસી ધારા મુજબ લગન કરયાં હતાં; પણ તે એકાદ વરસમાંજ માર્ગે લાગી ગઇ હતી. તેણીનાં મરણનું કારણ એ બન્યું કે એક કુંભારની બહુજ ગોરી ઘટમારી છોકરી સાથ તેને દોસ્તી માંડી હતી. અને લગનને છએક માસ વીટા નહીં તેટલાં તો તે કુંભારણને પોતાને ઘરે નોકરીને બાહણે રાખી. આ મામલો ભીખાની ધણીયાણી ચેતી ગઈ અને તે બીચારી ભીખાના બસથી લગનને વરસ વીટે તેટલાંજ બળી જળીને મરણ પામી. કોઈ કહે એ તો ભીખાએ તેણીને કાંઇ ઝેર આપીને લાંબી કરી નાંખી ને કોઇ કહે તેની નોકરડી ભીખી કુંભારણે પોતાની "શોખ" ને પુરી કરી નાંખી !

ભીખાની મહોરદારનાં મરણ પછી તે ઘરની એકલી માલેક હવે ભીખી બની, તેણી જાતે હીંદુ કુંભારણ છતે દેખાવમાં પરીસુરત હતી, પણ ખવાશે તો નીચજ ! ભીખો જો કે ભુખરી બારસ હતો. અહીંથી તહીંથી મારકુત કરીને પેદા કરી લાવે ને રાત્રે તો બધું બેવડામાં સફાચત ! ભીખી

ભીખાના પૈસા પર કાંઇ લોભાઈ હતી નહીં, પણ તે જાતનો પારસો પડયો અને પહાણુ જેવો કદાવર મજબુત બાંધાનો હોવાથી ભીખીની નજરે તે ગમી ગયો ! ભીખી પણ કાંઇ બદમાસીમાં ભીખાથી ઉતરે તેવી નહોતી. તેણીએ પોતાના જાતભાઇમાંથી કંઇક માટીઓ કરીને છોડી દીધેલા ને છેલ્લો ભીખાનો આશરો શોધ્યો !

આ ભીખો ધાભર અને ભીખી કુંભારણ તે કોઇજ નહીં પણ આપણી વાર્તાની નાયકા–સાકરના મા બાપ હતાં. સાકર થોડું ઘણું લખતાં વાંચતા શીખી હતી. તેણી તેર વરસની થઇ કે તેની માતા મરણ પામી. એટલે સાકરનો બાપ ભીખો હવે તેની એહસ્તન બાઇડીને ભાગનો બધો દોર દીકરી પર કરવા લાગ્યો. ભીખો મરનાર ભીખીને પણ કામકાજ કરવા ને કમાવા મોકલતો. તેમ તેણે હવે સાકરને બહાર પાડી, અને ઘેરેઘેર કામકાજ કરી તે જે સાંજના કમાઈ લાવે તેનો તે દારૂ પીને ચમન કરતો હતો.

પણ સાકરની માતાના મરણ પછી ભીખો કાંઇ પાધરો બેઠો નહીં, તેને એક પીરોજા નામની વીધવા પારસી બાઇ સાથે નાત્રું કીધું. અને ઘરમાં સાકરને માથે નવી માનો ત્રાસ લાગુ થયો. "હું મુવાને લીયે કોણ ને તું મુવાને દીયે કોણ" જેવોજ આ નવી વહુનો મામલો હતો ! પીરોજા કાઇ બટી પાખંડી હતી. અને કુંભારણની પોરી સાકરને પોતાની સાવકી દીકરી તરીકે જોવા તેણીને તે કાંટા ભાસાલ ખુંચતી હતી.

એમ થોડાંક વરસ વહી ગયાં ને સાકર લગભગ ૧૮ વરસની થઇ. તેણી જો કે બાહેર નોકરીએ જતી ત્યારે પોતાની મરનાર માતાની હીંદુ સાડીનું એકનુ એક છીછકું પહેરીને જતી. અને ઘરમાં હોય ત્યારે પીરોજાનો જુનો સદરો કે જુની કસ્તી કરારે પેહરીને પારસણ બની જતી ! તેણીનો ઘાટઘટમ અને દેખાવજ એવો રૂપાળો હતો કે જેબી પહેરતી તે શોભતું હતું.

એક દીને એવું બન્યું કે તેણી જે ઠેકાણે નોકરીએ જતી હતી ત્યાંના શેઠના છોકરા સાથે કાંઈ અટકચાલી કરી હશે, જેથી તેણીના શેઠ શેઠાણીએ રજા આપી. એટલે તેણી આજ ત્રણ ચાર દીવસ થયાં હમેશ મુજબ પૈસા લાવ્યા વગર પાછી ફરતી, એટલે ભીખો તેણીને મારફાડ કરીને હાડમાર કરતો. ને પીરોજા વળી ઉપરથી તે ડોકરાને ચહડાવી આપતી ! સાકર પર નવી મા ઉપરાંત બાપનો જુલમ ઘણોજ હતો, અને અણુશમાં

પુરા રોજના હાથમાં મલતા પૈસાની નોકરી જતી રહી એટલે પુરી સંતાપમાં પડી.

એક દહાડો તેણી નોકરીની શોધમાં ને શોધમાં દુરદરાજ ઠેઠ શહેરમાં આવી આવી. એક ભપકા ભરેલી દુકાણુ આગળ તે જોતી ઉભેલી હતી. વેટલાં એક ધરધર કરતી ડોગકાર્ટ ગાડી આવી. એક બુઢો યુરોપીયન ગૃહસ્થ તેમાંથી ઉતરી, દુકાણુ તરફ ધસારામાં ચાલી આવતો હતો તેટલાં, કાંઈ ઠોકર લાગવે તેનો પગ લપસ્યો અને તે પડી ગયો. પડતાંની સાથે તેના ખીસા માહેલી પોકિટ ઉછળીને રસ્તામાં પડી, જેની પર નજર પડતાં તે સાકરે ઉંચકી લીધી અને પેલા પડી ગયલા ગૃહસ્થને હાથ આપી વાંકી વળીને સાકરે ઉઠાડયો, અને વાંકી વળી તેમના ધુળે ખરાબ થયલાં કપડાં પખોડી નાખ્યાં.

પેલો યુરોપ્યન ગૃહસ્થ સાકરની આ સેવાથી ખુશ થયો. અને તેણીનો ઘણો ઉપકાર માન્યો. પણુ તેણીએ તેટલાં તો પેલી રસ્તા પરથી મળેલી પાકીટ તેના હાથમાં મુકી. તે કે જેનું નામ સર વોલ્ટર હતું તેવણે "ઠેંકયુ વેરી મચ." બોલી પાકીટ લીધી અને તેમાંથી સાકરને કાંઇ બક્ષીસ આપવાને હાથ લંબાવ્યો; પણુ સાકરે લાયકી બતાવી તે બક્ષીસ લીધી નહીં. અને કહ્યું કે બક્ષીસને બદલે મને નોકરીની જરૂર છે—દરરોજ દીવસના થોડાક કલાકનું મને કામ મળે ને હાથમાં ને હાથમાં પૈસા મળે તેવું કાંઈ દેખાડો." તેણીએ ભાંગી તુટી ઉર્દુ ગુજરાતી મીક્ષ ભાષામાં કહ્યું.

"વેલ, હું તુંને ખુશીથી નોકરી આપું, મારે ત્યાં એક તારા જેવી ગવરનેસની, જરૂર છે પણુ તે રાત દહાડો ત્યાંજ રેહેવું પડશે." વોલટરે સમજાવ્યું.

તે પછી તેણીને વીચાર કરતી ઉભેલી છોડીને વોલટરે તે દુકાણુ ઉપરથી કાંઇ લેવું કરવું હતું તે લીધું અને ગાડીમાં પાછો બેસવા જતાં, સાકરનો હાથ પકડીને લઇ ગયો અને પાછું પુછયું.

"કેમ શું વિચાર? તું મારે ત્યાં નોકરી રહેવા ખુશી છે? હું તુંને સારો પગાર ને સારાં કપડાં પહેરવાના આપીશ, તું ઇંગ્લીશ ડ્રેસમાં દીપી નીકળશે."

"હું નોકરી રહેવા તો ખુશી છેઉ—પણુ હું છેક કતારગામથી આવીછ—ત્યાં મારા માબાપ છે તે લોકને પુછીને હું જવાબ આપું."

સાકરની ખુબસુરતીથી અને તેની ભાંગી તુટી બટક બોલીથી સર વોલટર મગન થયો હતો. તેથી તેણે કહ્યું. "ઓલરાઇટ, તું મારી સાથે આ

મારી ગાડીમાં બેસ, હું તારે ઘેર તુંને મુકતો જવું ને તારા માયબાપ નોકરી વીશે કાંઈ જવાબ આપે તેટલાં હું ત્યાં ખુશીથી થોભશ."

"ઓ ત્યારે તો તમારી ઘણી મહેરબાની, મને ઘણી સાંજ પડી ગઇ છે ને હું ફીકરજ કરતીતી કે મને ગામમાં જતાં ઘણી રાત થશે, ને મને મારો બાપ ઝોખી નાંખશે."

ગાડી હંકારાવા પછી તેણીએ ઉપર ટપકેથી પોતાની બીના કહી, જેમાં માબાપનાં જુલમ વીષે પણ તેણીએ ઇસારો કર્યો. તેણીનું ઘર આવી પોંહચતાં તે ઉતરી અને વોલટરને કહ્યું "કદાચ જવાબ મેળવતાં મને જરા વધારે વાર બી થાય તો તમે તાંહ સુધી વેટ :થશો ?"

"ઠીક ત્યારે હું અહીં નજીકમાં મને કામ છે ત્યાં જઇ થોડીક વારમાં પાછો ફરશ, અને પાછો ફરતાં આ ઝાડ આગલજ ગાડી ઉભી રાખશ." સર વોલટરે કહ્યું.

રાત થવા આવી હતી. ત્રણ ચાર દહાડાથી સાકર કાંઈ ખરચી લાવતી નહીં તેથી તે બાપ–ભીખો ધાભર ફફડી ચટકાંજ રહયો હતો. પણ આજે પીરોજાએ થોડાક દારૂના પઇસા તેને આપેલા હોવાથી તે પી ધરાઇને તેણીની સાથે ગેળ કરતો બેઠો હતો. તે ભીખો ને પીરોજા બંન્ને ઉંચ ખવાસ અને એટીકેટના ગોયા અણઘડ વેરી સમાન હતાં. તેઓ જે રીતે હમણા બેમહલાજે બેઠાં હતાં તેવી રીતે સાકરનાં દેખતાં પણ તેઓ બેસતાં અને તે કુમળાં મગજમાં ખરાબ વીચાર થસ્સે કે બચ્ચું બગડે તેની તેઓને ભજ પરવાહ હતી. સાકર જે વેળા ઘરમાં દાખલ થઇ ત્યારે તેઓ તેજ હાલતમાં બેઠાં હતાં. થોડીક મીનીટ બાદ તેઓ બંન્ને છુટાં પડયાં અને ભીખાએ વીક્રાળ અવાજે કહ્યું—" આટલી મોડી રાત વેર કાંહ દતાઇ મુઇતી ?"

"પૈસા ને નોકરી મેળવવાની સોધમાં મને આજે છેક શેહરવેર જવું પડયું પણ—"

"લાવ કેટલા પૈસા લાવીછ ?" તે ખવીશે પોકારયું.

"નહીં આજે તો કંઇ નથી લાવી પણ—"

"નથી લાવી તો ઝાહનમમાં જા !" તે ફફડી ચટકી મોહડામાંથી બેલ ફેલ ગાળો દેતો બેઠો.

સાકરે જોયું કે સર વોલટરની નોકરી વીશે વાત છેડવાનો આત્યારે મૌકો નહીં હતો, તેથી તેણી નીરાશ થઇ ઉભી. તેટલાં પીરોજાએ બોલ્યું

કબાડવું. અને તેણીને જમવા કહ્યું, પણ તેણી જમવા વગરજ બીજા રૂમમાં ચાલી ગઇ! તેના બાપે બરાડ મારી, પણ તેણીએ કાંઇ જવાબ આપ્યો નહીં; તેથી પીરોજાએ ભીખાને ખુબ ઉશ્કેર્યો. પીરોજાએ તેને કહ્યું કે "મેં જમવા કહ્યું તેબી નહીં, તમે હાંક મારી તેબી નહીં, એને વળી પાછી ખુબ માર મારવા વગર ઠેકાણે આવશે નહીં"—આ બોલો સાંભળી ભીખો ઉઠયો. તેને આજે જાસ્તી પીએલો અને પીરોજાના ઉપકારમાં હતો એટલે પુરતો ઉશ્કેરાઇ ગયો, અને હાથમાં લાકડું લોઢું જે આવ્યું તે લઇને સાકર આગળ ધસી ગયો. અને તેને પોતાના જબરા હાથો વડે સાકરને ગુંદી ગુંદીને મારીને ધમોધમ ધમોલા લીધા! પીરોજા હસ્તે મુખડે આ તમાશો જોતી ઉભી હતી.

આખરે હ્યાહીણુ રીતે મરણતોલ માર પડવાથી સાકર ભોંય પર પટકાઇ પડી, એટલે તે બંને માટી બૈયર તેનો ઓરડો બંધ કરી ગોબા તેણીને કેદ કરીને ચાલ્યાં ગયાં અને કરારે જમવાં બેઠાં.

સાકર થોડીક મીનીટે હાડકાં પાસળાં દાબતી જમીન ઉપરથી જેમ તેમ ઉઠીને બારી આગળ જોયું તો પેલી સર વોલટરવાળી ડાગ કાર્ટ ગાડી પેલાંજ ઝાડ આગળ ઉભેલી હતી. તે પોતાના રાક્ષસ જેવા માબાપથી કંટા-ળીજ ગઇ હતી, તેમાં આજે અવધી થઇ. મા તો તેની સાવકીજ હતી અને બાપ સાવકાથી પણ નબેટર ઘાતકી હતો. તેથી તેણીએ માબાપનો જવાબ મેળવ્યા વગરજ ઘેર છોડી જવાનો વીચાર કીધો. પણ રૂમનું બારણું બંધ હોવાથી ત્યાં એક દોરડું પડેલું હતું તે બારી નજીક બાંધ્યું અને તે દોરડાં વડે સડસડાટ ઉતરી પડી વોલટરવાલી ડોગકાર્ટમાં જઇને બેઠી, અને ગાડી ત્યાંથી હંકરાઇ ગઇ.

જમી રહ્યા પછી પીરોજાએ બારણું ઉઘાડી સાકરના રૂમમાં નજર કીધી તો સાકર ત્યાં હતી નહીં, કશી ચીઠી પત્રીબી હતી નહીં. ફક્ત બારી આગલ લટકતુ દોરડું તેણીએ જોયું અને તરત ભીખાને ખબર આપી. તેઓ બન્ને જણ સમજી ગયાં કે સાકર ઘર છોડી નાહસી ગઇ હતી. તેઓ થોડાક વખત ફફડ ચટક કરીને રહ્યાં અને સાકરની કશી પરવાહ કે શોધ ખોળ કરી નહીં.



# પ્રકરણ ૧૧ મું.

બે વરસ વ્હી ગયાં.

એ બે વરસ દરમ્યાન સાકરના બાબમાં સર વોલટરને ત્યાં સંખ્યાબંધ બનાવો બની ગયાં. વોલટરનો બંગલો ભાયખલાની યુરોપીયન વસ્તીના મધ્યાનમાં આવેલો હતો. સર વોલટર લગભગ પચાસ વરસની ભરતીનો રીટાયર્ડ લાઈફ ગુજારતો ગૃહસ્થ હતો. લેડી વોલટર (તેની વાઈફ) આજ ચાર વરસ થયાં ગુજરી ગઇ હતી. તેને બે બચ્ચાં હતાં તેઓ પણ તેની વાઇફની અગાઉનાજ ગુજરી ગયાં હતાં. એટલે તે જે પાંચ પૈસા પાસે હતા તેનાથી એકલી જીંદગી ગુજારતો હતો. પણ સાકર તેને ત્યાં નોકરી રહેવા આવી ત્યારથી તે જરા રતી ઉમંગ લેતો થયો. તેને ત્યાં બીજાબી નોકરો હતા. પણ સાકર દેખાવડી હોવા સાથ ઘણી ચતુર હતી, તેથી તેણીની સાથના સોહવાસમાં તે હસી ખુસીમાં રહેવા લાગ્યો. વોલટરે સાકરને ફ્રોક ગાઉન ઇ૦ ઇંગ્રેજી ડ્રેસો પહેરાવ્યા. તેને લખતાં વાંચતાં ઈંગ્રેજી શીખવતો અને વાતચીત પણ ઈંગ્રેજીમાંજ કરતો, એટલે સાકર ૭ મહીનામાં ઈંગ્રેજી ભાષા ઉપર પોપટ મીસાલ કાબુ ધરાવતી થઇ. વળી વોલટર તેણીને સોસાયટીમાં પણ સાથે બેધડક લઇ જતો. અને પોતાના ફ્રેંડોમાં પોતાની "સ્ટેપ ડૉટર" તરીકે તેણીને ઓલખાવતો હતો; તેથી સાકર વોલટરની લાડકી અને સઘળા તેના મીત્રોમાં "લવલી ગર્લ" થઇ પડી. પણ બીલાડીને આદુ જરે નહીં! આખર કરેને સાકર હલકા માબાપનુ ફરજંદ હતી, એટલે તેની હલકી ખાસ્યત પર જવા લાગી. તેણી સર વોલટરના જુદા જુદા જવાન ફ્રેંડો સાથે ઘણું અતેરૂ કરવા લાગી. જેબી વોલટરનો મીત્ર જવાન અને ફાંકડો હોય તેની ઉપર મરી પીટતી. અને વોલટર એ બાબદ તેણીના ઉપર કશો આંકોશ રાખતો નહી. વોલટરના સંખ્યાબંધ ફ્રેંડોમાં ગેસ્ટન નામના એક જવાન ઉપર તેણી વધુ ધ્યાન આપતી હતી. કારણ કે ગેસ્ટન ગુલાબી મનોહર મુખડાનો જવાન હોવા સાથ પૈસામાં પુર તેણીને જણાતો હતો. એકાદ બે વાર તેના તરફની ભેટ સોગાદની ચીજો પણ તેણીએ સ્વીકારી હતી.

એક દહાડો આગલે દહાડાની ડેન્સ પાર્ટીના ઉજાગરાથી થાકી ગયલી ને બેચેન જેવી તે લાગતી હતી; ગેસ્ટન આવ્યો ત્યારે તેણી બીછાણા ઉપર હતી. સાકરની આયાએ ગેસ્ટનને કહ્યું કે આજે તેણી કોઇબી ફ્રેંડને મળી

થકશે નહીં કારણ કે તેણીની તબીઅત બરોબર નથી. ગેસ્ટન પાછો ફર્યો અને દીવસમાં બે ત્રણ વાર તેણીની ખબર અંતર પુછી ગયો; ગેસ્ટનની આવી અથાગ કાળજી વીશે આયાને મોહડેની વીગત સાંભળી સાકરને તેના વીશે સારી અસર થઇ.

એક દહાડો એમ્પેલસીયરમાં ઈંગ્રેજી નાટક હતો. સર વોલટર અને તેના બે ફ્રેંડો અને સાકર તે નાટક જોવા બેઠાં હતાં. ભોગજોગે તેજ દહાડે ગેસ્તન પણ બીજી બાજુ નાટકમાં બેઠો હતો, તેને સાકરને પુર ભપકામાં બે મીત્રોના પાસામાં બેઠેલી જોઇ, સાકરની અને તેની નજર એક થઈ અને બંન્ને હસ્યાં.

નાટક ખલાસ થયો. અને સાકરને આવતી જોવા માટે ગેસ્ટન દાદર આગળ થોભ્યો. ગેસ્ટન સાથે તેનો એક ફ્રેંડ હતો, તે ઘણો સમજદાર અને અકલવંતો હતો. ગેસ્ટનની સાકર માટેની પ્યારભરી લાગણી વીશે તે જાણતો હતો. ગેસ્ટનનાં ભલાં માટે તેને વારંવાર સાકર વીષે ચેતવણી આપી હતી; અને જ્યારે હમણા દાદર આગલ ગેસ્ટન ઉભો હતો ત્યારે પણ તેણે કહ્યું કે—"એ શૈતાન સુંદરી ઉપર તું ઘણો લોભાય છે, પણ કોઇ દીવસ પસ્તાશે. તેણીનો પ્યાર મેલવવો અને એક ઉડતાં પંખેરા સાથે રમત કરવા બરોબર છે. કારણ કે તેણી હમણાજ તો બે ફ્રેંડોની વચમાં બેસીને છુટથી ખીખી ખાખા કરતી હતી." પણ તે મીત્રની શીખામણ ગેસ્ટનને ગળે ઉતરી નહીં.

તેણી આવી. અને લોકોની ગીરદી વચ્ચેજ ગેસ્ટનને શેંકડ કરી તેના સાથ વાતે વલગી, ગેસ્ટન તેણીને બારમાં લઇ ગયો. અને ખુબ વાતચીત ચલાવી, સાકરે આવતી કાલે પોતાને ત્યાં એટલે સર વોલટરને ત્યાં, એક પાર્ટીમાં આવવાનું તેને નોત્રુ કર્યું. "ત્યાં આપણે નીરાંતે મલીને વાત કરીશું." એમ કહી તેણી છુટી પડી. અને સર વોલટરનો એક જવાન ફ્રેંડ જે કયારનો તેની રાહ જોતો ઉભો હતો તેની બગલમાં હાથ આપી તેણી વીદાય થઈ. ગેસ્ટન તેણીના પાછળ મોહડું જોતોજ ઉભો!

બીજે દીને પોતાને ત્યાંની પાર્ટીમાં સાકરને નાચરંગમાં ગુલતાન બની ગયલી અને એક જવાન સાથે ડેન્સ કરતી ગેસ્ટને દીઠી, ગેસ્ટન જરા મોડો આવ્યો હતો, તે એકી તગરે સાકરને જોતો એક બાજુ ઉભો હતો. એવામાં સાકરની નજર ગેસ્ટન પર પડી; એટલે ત્યાંથી પરોણાઓની નજરથી છટકવા માટે તેણીએ એક હીકમત લગાડી. તે ઠોં ઠોં કરી ઠોંસ્વા મંડી ગઇ અને થાકી ગેઈ હોય તેમ હાંફવા લાગી, અને પોતાના રૂમમાં જઈ, થોડીક રેસ્ટ લઈ હું પાછી ફરૂંછ એમ કહી, તેણી ત્યાંથી છટકી ગઇ.

પોતાના રૂમમાં જઈને તેણી સોફા ઉપર સુઈ ગેસ્ટન આવશે એવી ગણત્રીથી બારણું અલગુંજ રાખ્યું. અને મોટે મોટે ત્યાં પણ ઘોરવા લાગી કે જેથી ગેસ્ટન તેણીનો સાહદ સમજી શકે. ગેસ્ટન અંદર આવ્યો, અને તેઓ વચ્ચે ખુબ માયા ભરી ગુફતેગુ ચાલી, ભવીષ્ય માટે કોલકરાર થયા. તેઓ એકમેકનાં પ્યારમાં લીન હતાં, તેવામાં બારણું ઉઘડયું અને પાર્ટી માંહેલી એક લેડી દાખલ થઇ:—

"મીસ વોલટર, તમે પાછું ફરવા કહ્યું ને આવ્યાં નહીં તે તમારી પાર્ટી માંહેલા પરોણા નીરાશ થઈ ગયાંછ—બેટર કે તમે આવી જાઓ."

"નહીં, એક્સક્યુઝ મી! કાંસાની ગુચથી મારી તબીયત બગડી આવીચ તે હું આવી શકતી નથી." મીસ વોલટરે—શેકડું પરખાવ્યું. પેલી પરોણીબી ગેસ્ટનને ગુંઠણ મંડયે પડી તેણીના સાથે પ્યાર કરતો જોઇ મામલો સમજી ગઈ હતી, એટલે ત્યાંથી રૂખસદ પામી. અને સાકરે મોડા રાત સુધી ગેસ્ટન સાથ ઘેલાં ચેડાં કાહડી તેને રોકી રાખ્યો. અને આયંદેહ કાલે રાત્રે અગીયાર વાગે પોતાના રૂમમાં મલવા કહ્યું અને પાછળે રસ્તેથી આવવા માટે એક ચાવી તેને આપી, તે ચાવી ગેસ્ટને લીધી અને તે વીદાય થવા જતો હતો, પણ બારણા આગલ જતાં એક સાકરની સખી તેની નજરે પડી તે ત્યાંથી ચુપચુપ ઉડાવતો ગયો.

બીજે દીને રાત્રે અગીયાર વાગાનો વખત હતો. મીસ વોલટર (સાકર) પોતાના ગેસ્ટનને આવકાર આપવા પોતાની આયા સાથે ટેબલ ઉપર રીફ્રેસમેંટની સામગ્રી તૈયારી કરતી હતી. સર વોલટર તો કયારેકનાં પોતાના બંગલાને ટેક પેલે છેડેનાં પોતાનાં રૂમમાં ઉંઘ કહાડતા હતા. એટ-લામાં કોઇએ બારણું ઠોકયું, સાકરે વીચાર્યું કે ગેસ્ટન આવ્યો હશે; પણ તેને બદલે તો બીજોજ કોઈ અમીર પુરૂષ, પોતાના હાથમાં બેટ સોગાદ લઇને દાખલ થયો. સાકરના એવા તો કંઇક ફ્રેંડો હતા. તેણીને આવે કટોકટ વખતે આ પરોણો જો કે અણગમતો થઈ પડયો, તોપણ તેણીએ તેને આવકાર આપ્યો, અને ખુશ મીજાજથી તેના સાથ વાતચીત કરવા લાગી. થોડેકવારે તેણીએ કહ્યું કે "મને ઉંઘ આવે છે. આપણે બીજીવાર મળીશું." પણ પેલો પરોણો તો ખસરે વસરે શાનો?

પેલી તરફ ગેસ્ટન ઉપલા બનાવની દશેક મીનીટ પછી, પોતાને આપેલી ચાવી ખોલી હરખભેર આવી લાગો. પણ મીસ વોલટરનાં રૂમની બાહેર ટેબલ

ઉપર કોઇ બીજા સખશની હેટ અને લાકડી પડેલી જોઇ તે ચમકયો! ગેસ્ટને તે રૂમનો દરવાજો હડસેલી જોયો તો તે અંદરથી બંધ હતો. બારણાની ફાટમાંથી તેણે જોયું તો મીસ વોલટર એક બીજાજ શખ્સની પાસે બેસીને હસી હસીને પ્યાર ભરી વાતો કરતી હતી. ગેસ્ટનનું હવે કોહી ગયું! તે થોડીક પળ વીચાર કરતો ઉભો. તે એકદમ ગુસ્સામાં આવી ગયો. પોતાના હાથમાંની પેલી ચાવી, ઉશકેરાઇને ત્યાંજ ફેંકી દીધી અને ત્યાંથી પોતાને ઘરે ચાલી ગયો.

ઘેર આવી ગેસ્ટનના મગજમાં વાહરૂં આવ્યું, એટલે તેને બીજી સવારે પોતાના નોકરને બોલાવ્યો અને કહ્યું "કે હું બહારગામ જવાનો છું તેથી મારો બેગ તૈયાર કરવો." જોહુકમનું માથું નમાવવા સાથ નોકર બાહેર ગયો કે તેણે સાકરની પેલી સબી કે જે તે છેલ્લી પાર્ટીમાં ગયો ત્યારે ઉઠાવી લાવ્યો હતો તે જોવા માંડી. "હા! કેવી ખુબસુરત પણ કેવી હગારી?" તે બબડયો. અને દાંત કચકચાવી તે સબી ફાડીને તેના ચીરચે ચીરચાં કરી નાંખ્યાં.

ગેસ્ટન એક પૈસાદાર પીતાનો એક પુત્ર, મા વગરનો લાડકો બેટો હતો. અને તે દાહડે વાહરેનો થયલો હોવાથી પોતાના પીતાની મરજી પુછ્યા વગર ગમે ત્યાં ફરતો હતો. હાલમાં તેના પીતા ઈંગ્લાંડ ગયલા હતા, અને ગેસ્ટન ગમે તેમ પૈસા ઉડાવતો તેને કોઇ અત્રે પુછનાર હતું નહી!

તેને ગુસ્સાથી એક ચીઠી મીસ વોલટર ઉપર લખી મોકલી તેમાં જણાવ્યું કે, "તારા જુના લવરસનેજ તારે સંભાળવા, હું તેઓ સાથે હરીફાઇમાં ઉતરવા માંગતો નથી. આજથી તું મારી નથી."

ચીઠી વાંચીને સાકર સઘલો મામલો પામી ગઇ, તે સમજી ગઈ કે ગઇ રાત્રે ગેસ્ટન વાયદા મુજબ આવ્યો હશે, પણ રૂમમાં બીજાને જોઈ ઉડાઈ પડ્યો હશે. ચીઠી મલતાંજ એક એશકી આપનકટનો ડ્રેસ પહેરી તેના ગેસ્ટનને ત્યાં દોડી આવી. તેણીએ મન સાથ વીચાર્યું કે આવો સુંદર અને આવો શ્રીમંત શીકાર બીજાઓને ભોગે પણ જતો મુકવો નહીંજ, તેથી તે આ ચરીત્ર કરવાનો નક્કી ઠરાવ કરીનેજ ગેસ્ટનને ત્યાં આવી.

તેણીએ રૂમમાં દાખલ થતાંજ ગેસ્ટને "નો કોઠા" કરયાં. તેણીએ તેની ખાંધ પર હાથ મુકી પટાવ્યો સમજાવ્યો. પણ ગેસ્ટને હાથ ખીસાડી નાખી "હવે તેણીનું મોહડું જોવા રાજી નથી" એમ કહ્યું. સાકર જરા હમ ખાઈ ગઇ, રૂમની આસપાસ જોયું તો મુસાફરીની સઘળી તૈયારી

હતી. ભોંય ઉપર નજર કરતાં કોઇની સબીના ટુકડા કીધેલા દીઠા. તે ટુકડાઓ સરખા કરીને જોયું તો તેણીને જણાયું કે તેણીની પોતાનીજ સબી ગેસ્ટને ચીરયાં કરી નાખી હતી.

હવે તેણી ગેસ્ટનનાં ગળામાં હાથ નાખીને પાછી સમજાવવા મંડી. તે બોલી કે.

"તારા વગર હું જીવી શકવાની નથી."

પણ ગેસ્ટને એક ધક્કા સાથ તેણીને નીચે નાંખી દીધી. તે પુર ગુસ્સામાં હતો અને તેને મારેલા આચકાથી સાકર ચટીપાટ ભોંય પર પછડાઇ, તેણીને જરા રતી લાગું, પણ આ તકના લાભ લઇ તેણીએ વધુ ચરીત્ર કરવાં માંડયાં. તેણી ઢોંગ કરી બેશુદ્ધ થઈ ગઈ.

ગેસ્ટન જરા ગભરાયો. રખે તેની મરી ગઇ હોય? તેને તરત પાણી આણીને તેના મોંહ પર છાંટયું અને તેણી દમ લેતી હતી કે નહીં તે તપાસવા લાગ્યો.

તેને તરત એક ગલાસમાં દારૂ નાંખ્યો અને તેણીનું માથું પોતાના ખોળામાં લઇ તેણીનું મોંહ ઉંઘાડી દારૂ પાવા લાગ્યો.

સાકરે આ સઘળી હીલચાલ પોતાની તરફેણની જોઇ બહુ મુશકેલીથી બીડેલા દાંતો ખોલીને દારૂ પીધો.

એ રીતે તેણીના સુંદર શરીરને ગેસ્ટનના હાથ લાગેલા હોવાથી તેનો ગુસ્સો અને દ્રઢ ઠરાવો હવામાં ઉડી ગયા.

તેણે ધારયું કે "કાંય નહીં મીસ વોલટર નીર્દોષ હોય અને પોતે ઉતાવળો વીચાર બાંધી લીધો હોય?"

સાકર ધીમે ધીમે શુદ્ધમાં આવતી ગઇ તેમ તેમ પોતાના હાથો ગેસ્ટનના ગળામાં વીટાળતી ગઇ.

"ઓ હું હવે મરી જવશ—જીવ પર કરશ—તમારા વગર હું જીવી શકવાનીજ નથી. તમે શું કામ મારી પર એટલા ગુસ્સે થયાચ? હું તદન નીરદોષ છેઉં, મને માફ કરો. આએ વાતાવરણમાંથી મને કોઇ ગર ગામડે લઇ જાવો કે જેથી બીજાઓ મને ટંટાળો નહીં આપે. અને તમોને વહેમનું કારણ નહીં રહે."

"શું તું મને ખરેખર એટલી બધી ચાહેછ, મારી સાથ આવવા માંગેછ અને તારા બધા દ્રેદોને તથા સર વોલટરને છોડી જવા ખુશી છે?

"હા."

અંત્રે તેઓ વચ્ચે ફરીથી સઘળા કોલકરાર થયા અને ટુંકમાં તેઓ એક દુર દુરાજ ગામમાં ઉપડી જઇ, માટી બૈયર તરીકે સાથે રહ્યાં.

લગભગ અઢાર મહીના સુધી તેઓ સુલેહ સંપજથી રહ્યાં. ગેસ્ટનની નાડ એક વાર સાકર જાણી ચુકેલી હોવાથી તેણી તેને રાજી રાખવાનું બનતું કરતી. અને પોતાના દર દાગીના કપડાં ડ્રેસ માટે તેની પાસેથી ધુમ ખરચો કરાવતી. ગેસ્ટન પોતાનો સઘળો પૈસો ખલાશ કરી સામો છુપી રીતે કરજદાર બન્યો હતો.

એક દીને ગેસ્ટનને તેના પીતા ચાર્લસ તરફથી એક કાગળ મળ્યો. તેમાં જણાવ્યું હતું કે "ઇંગ્લાંડથી આવ્યો છું અને હું તને મળવા માંગું છું."

પોતાના પીતાને મલવું કે નહીં તેના વીચારમાં ગેસ્ટન હતો. પણ સાકરે તેને ઉલત આપી, કે બાપ જેવો બાપ લખે છે એટલે મળવું તો જોઇયે. એટલે તે એક દીને પ્યાર ભરી રીતે સાકરને મલીને બાપને મલવા વીદાય થયો. સાકરે પણ કંઇક મક્કર કરીને તેને માંડ મુશકેલીએ જવાની રજા આપી.

ગેસ્ટન ગયાને થોડીજ વાર થઇ નહીં કે તેનો બાપ સર ચાર્લસ તેનું ઘેર સોધતો આવી લાગો. સાકરે કહ્યું કે "મારા હસબંડ હમણાજ પોતાના પીતાને મલવા ગયાચ."

સર ચાર્લસે કહ્યું કે "હુંજ તેનો પીતા થાવુંછ. અને તમોને હુકમ કરૂંછ કે મારા દીકરાનો પીછો છોડી દેવ."

સાકરે નેણ ચઢાવી કહ્યું "તમે મારે ઘરએંટે આવીને મને અપમાન કરવા ઇચ્છતા હોય તો બેહતર કે અહીંથી ચાલી જાવ."

"મારા દીકરાએ તારે ખાતર મારા પઇસાની ધુળધાણી કીધીછ, અને છુપાં કરજો કરયાં છે, માટે તેને જે કાંઇ તને હીરાંના હારો, નેકલેસ વગેરે કીધાં હોય તે મને પાછા આપ કે જે વેચીને હું તેને કરજમાંથી મુક્ત કરૂં."

સાકર આ સાંભલી છેડાઈ પડી. તેણી બોલી "તે કદી બનશે નહીં, હું દાગીના તેમજ તમારા દીકરાને કદી પણ પાછો આપાશ નહી."

સર ચાર્લસ પણ ઉસકેરાઇ ગયો. તેને કહ્યું કે હું જોવુંછ કે તું કેમ હારેછ?"

તેણી હવે સર ચાર્લ્સને પુસલાવા ગઈ. તેણીએ આંખમાંથી આંસુ આણ્યા અને ગુઠણે પડી તે બુઢાજીને પગે વલગી પડી. તેમના પગ પસવારવા લાગી.

સર ચાર્લ્સ ઠંડા પડયા અને ત્યાંથી રૂખસદ લેવા માંડી પણ સાકરે કહ્યું "એ નહીં, મને તમારી પર કેમ ભરૂસો આવે? તમે તમારા લાગવગના જોરે મને દુઃખી કરશો. એ મારૂં શું થશે? સસરાજી, મને તમારી દીકરી સમજી એક કીશ કરો અને વચન આપો કે મારી પાસથી દાગીનાઓ પાછો માગશો નહીં ને મને હેરાન કરશો નહી!"

સર ચાર્લ્સ પીગલ્યા.

તેવણે સાકરને એક કીસ કરી અને તેણીને ભવીશયમાં દુઃખી નહી કરવાનું વચન આપ્યું. અને ત્યાંથી વીદાય થયા.

બીજે દીને ગેસ્ટન પોતાની વહાલીને મલવા પાછો ફરયો. અને રૂમમાં જઇને જુવે છે તો સાકર (મીસ વોલ્ટર) ત્યાં હતી નહી! ગેસ્ટને ત્યાં એક ચાઠી જોઇ તેમાં નીચે મુજબ લખ્યું હતું.

**વહાલા મી. ગેસ્ટન,**

**હું મારા જુના મીત્રને ત્યાં પાછી જાવું છું, તમારા પપા મને મલી ગયા. તે ઉપરથી હું જાણી લેઈ સકીઇ કે હવે તમારી સાથે રેહવું મને જોખમ ભરેલું છે.** **મીસ વોલટર.**

હા! તે આખરે તે મારૂં ઘર છોડી ચાલી ગઇ? મેં કેવી ભલાઇ કીધી? સાચાં જીગરથી તેણીને ચાહી કે જેવા દુન્યામાં કોઈને કોઇએ ચાહી નહીં હશે! એ દગાબાજ! બેવફા! ફરેબી શેતાન! હું એનો જરૂર બદલો લેવશ." તે ગેસ્ટન હવામાં મુકકી ગુમાવતો દીવાના મીસાલ તે ચાઠી મુઠીમાં પકડીને ઉભો!



## પ્રકરણ ૧૨ મું.

**[ કર ને જો ! ઈસ હાથ દે-ઉસ હાથ લે ! પૈસા તેજ પ્યાર ! સફેદ સ્કીનનાં શ્રાપ ! પોકલ પ્રેમની સીનાફોડ કાહણી ! બદીનો અંજામ બદ નહી હુતે, તો નેકી કરતેજ કોણ ? તો-તો બદીમાંજ સઘલું દુન્યાનું સુખ સમાયલું ગણાતે ! ]**

સાકર એક કુંભાર માબાપની દીકરી છતાં, તેની ખાસ્યત, ખાનદાન, ઇજત કેવળ ઉતરતાં છતાં, ઉજલી ચામડી અને મોહડાંના ફાંકડા ઘાટ ઘટમને લીધે સર વોલટર જેવા લખ્ખોપતીને ત્યાં જવા પામી અને તેણી માબાપના અથાગ જુલમથી છુટકો પામી તથા નશીબનું ચક્કર ગોથા ફરી ગયું. તેણી એક અત્યંજ વર્ગ જેવી હીંદુ પોરી ઉપરથી મીસી બાબા-મડમમાં ખપવા લાગી ! પૈસા, પોષાક, અને પરી સુરતથી તેણી સર વોલ ટરના જવાન ફ્રેંડમાં ગોથા પુંજવા લાગી ! પણ પાછળથી તેણી કેવી જાત પર આવી ? ગેસ્ટન સાથે તેણી દુર દેશાવર જઇ રહી, તેને પૈસાથી ચાક કરી નાખ્યો અને જ્યારે પોતાના લવરને તેના બાપને મોહડેથી કરજદાર જાણ્યો એટલે તેનો આશરો છોડી ગઇ !

ગેસ્ટન તેણીની એકદર ચીઠી વાંચી હરણુ ફાલ દીવાનો બની ગયો, તે માનીજ નહી શકયો કે તેને જાન પટકો આપનારી ખુબસુરત માયાળુ છોકરી એમ એકાએક દગો દઈ ચાલી જાય ! ઓ ! તેને એક ઝાંખો સ્વપ્નો પણ નહીં હતો કે બેવફાઇનો કારી જખમ કેવો થતો હશે ? તે આશા ઉમંગથી ભરેલું જવાન જીગર એકદમ કરમાઈ નીરાશ થઇ ગયું.

બે માસ વીટવા પછી એક પાર્ટીમાં એક અંધાર પુરૂષ સાથે ડેન્સ કરતી ગેસટને સાકરને જોઇ, આ તમાસો દેખી ગેસ્ટનનું કલેજું વીંધાઈ ગયું, પણ એતેફાક તે પાર્ટીમાંથી ગેસ્ટનને એક આગલી ફ્રેંડ મીસ વાઈટ મલી આવી, તેણી ગેસ્ટનને જોતાંજ જાન પ્રાણ કાહડી આપવા લાગી. ગેસ્ટને જોયું કે સાકર પર કીનો લેવાનું આ ચાઈતુ સાંધણ ઠીક મલ્યું, માટે તે તરત તેણી જુની ફ્રેંડ સાથ હળી ગયો. અને તેણી સાથ તે પણ ડેન્સ કરવા મંડયો. હવે સાકરની નજર ગેસ્ટન અને તેણી સાથની સુંદર છોકરી પર પડતાંજ, સાકરને પેટમાં આડાં અને ઉભા આવવા લાગ્યાં !

ડેન્સ પછી તેઓ સઘળાં ટેબલ ઉપર પાના રમવા લાગ્યાં, ઘડોઘડ

પાના પર પૈસા મુકાયા ! એવામાં ગેસ્ટન ને પેલી સુંદરી આવી લાગ્યાં. સાકરના નવા અઘોર સાથીની બાજુમાં આવી ગેસ્ટન ગોઠવાયો. અને તેની પાછળ ગેસ્ટનની નવી સફેદ ચલી,–મીસ વાહીટ–પ્યાર કરતી ઉભી રહી સાકરનું ગેરવતી હતી !

ગેસ્ટને તે અઘોર પુરૂષને પાના સાથે રમવાની ચેલેંજ કરી અને ઝટ-વારમાં સેંકડોની નોટ ગેસ્ટન જીતી ગયો અને મીસ વાહીટ ગેસ્ટનની ખુરસી પાછળ ખુશીના ટાહુકા સાથ કુદકા મારતી હતી.

પોતાના આગલા લવની આવી જીત અને મીસ વાહીટ તરફનો તેના ઉપરનો પ્યાર જોઈ સાકરને અદેખાઈનો અંગાર થઈ ગયો !

અધુરામાં પુરૂં ગેસ્ટને જીતીને ઉઠતાં તાણો માર્યો કે "ઐરી–ઐરીમાંબી ફરક છે, એક સેકંડહેંડ નેટીવ ગર્લ ક્યાં ને એક સ્વકોમની સુંદરીનું નશીબ ક્યાં ?"

આ આબાદ તાણાથી સાકરનો સાથી છેડાઈ પડયો. પણ તેના જવા-બમાં ગેસ્ટને એક ટપડાક પેલાને એવી લગાવી કે ત્યાં રંગમાં ભંગ થઈ ગયો.

જોરાવર જવાન ગેસ્ટન બીજી એકાદ મુક્કી ચઢાવે તો વાત વધી જાય તેમ જોઈ સર્વેએ ગેસ્ટનને મનાવીને બસાડી લીધો, સાકર ને તેનો સાથી પણ ભરયા ભારમાં ત્યાંથી બીજા હૉલમાં વંજો માપી ગયાં ! પણ ઉશ્કે-રાયલા ગેસ્ટનને કાંઈ એકાએક જુદો વીચાર આવવાથી પોતાની વલણ બદલીને મીસ વાહીટ સાથે તે પાછળ ગયો. અને બંનેને ઉભાં રાખી કહ્યું:–

"હું જાણુંછ કે તમે ગૃહસ્થ છો, તમારા વગર વાંકે મેં ખોટું કામ કર્યું માટે હું દીલગીર છું. પણ આય તમારી સાથની જેહરી નાગણ–જેણી પૈસાનેજ પ્યાર ગણે છે–તેણી પર થુંકીને હું મોટા ધીક્કાર સાથ આ જીતેલા પૈસા ફેંકું છું !" એમ કહી ગેસ્ટને તે જીતેલી નોટોના કુકડા સાકરના મોંહ પર છુટા ફેંકયા અને એક તીરસ્કાર ભરી નજરે ફેંકી તે મીસ વાહીટના પાંખડાં પકડી ત્યાંથી ચાલી ગયો.

ગેસ્ટનના શબ્દોથી તે સાકરના સાથી ઉપર અસર થઇ, તેથી તેને પોતાના હારેલા પૈસા પાછા મલેલા જોઈ ખુશી થતો તે ઉંચકી લીધા. પણ સાકરે તે નોટ ઉપર ત્રાપ મારવા તેનો હાથ પકડયો ! પણ તે પુરૂષે એક પાઈ પણ સાકરને આપવા વગર તેણીને નીચ જાણીને છોડી દીધી !

પેલી તરફ ગેસ્ટન મીસ વાહીટ સાથ પરણીને સુખી થયો અને સાકર સર વોલટરને આશરે પાછી રહેવા ગઈ, પણ સર વોલટરે તેણીનું મોંહ

પણ જોયા વગર નોકરો પાસે ધક્કા મરાવીને તેણીને હાંકી કહાડી! અને સાકર હવે રખડી ગઈ.

તેણીને હવે કશો ચારો રહયો નહીં એટલે તેણીની એક વીધવા ફુંઇ ઘાટકોપર ઉપર રહેતી હતી, ત્યાં જઇ ઓસ્યાલી હાલતે રહી. તે ફુઇને પોતાનાં ભાઈ ભીખા ઘાભર સાથે કુટુંબી ખટપટનો વેરભાવ હતો. તેથીજ તેણીએ સાકરને થોડાક દીવસ માટે પોતાનો ત્યાં આશરો આપ્યો જો કે તે દુરવંદની છોકરી હતી તે તેણી જાણતી હોવાથી તેણીને માટે કશો પણ ચાહ કે માન તે ફુઇના દીલમાં હતુંજ નહીં.

ફુઇ વળી સાકરના નેકનામ બાપનીજ બહેન થાય કેની? એટલે તેણી કાંઈ રીતભાત કે ઇજતમાં તેના બદમાશ ભાઇ કરતાં કાંઇ વધે તેવી નહીં હતી. તે વીધવાને ઉમરે પુગેલી બે છોકરી હતી. જેણીઓ ઉપર કશો આંકોશ તે માતાનો હતો નહીં. અને વાતાંની શરૂઆતમાં લખ્યા મુજબ ત્યાં "બારભાયાના રાજ" જેવો સઘળો મામલો હતો. અધુરામાં પુરી નીતીવંધક (!) સાકર ત્યાં ઉમેરાઈ, એટલે તે ઘર નહીં બોલ્યાના નવગુણ જેવું થઇ પડયું!

તે ઘાટકુપરને ઘરે વાધરો એક પોતાના દોસ્ત સાથે ગયો. તેને શ્રીમંત હોવાનો દેખાવ કરી સાકર પર જાલ બીછાવી અને સાકરે આવા કટાકટીના વખતમાં જે મલ્યો તે સહી કરીને વાધરા સાથે લગનના ગાંઠથી જોડાઇ. જે પછી શું બન્યું તે આપણે શરૂઆતથી વાંચી આવ્યાં છીએ.

## પ્રકરણ ૧૩ મું.

તે નેપયનસી રોડના પોતાના માલેતોજાર મહેલમાં ફીરોઝ નાસ્તા પર બેઠો હતો, તેની બાજુમાં રાબેતા મુજબ તેની નેક મહેરદાર નાઝાં બેઠી હતી, બંન્ને એકમેકના વીચારમાં મઝગુલ હતા, ફીરોઝ આખી રાત બાહેર એશઆરામમાં ગુજારી છેક પરોઢીયું પડતાં પાછો ફર્યો હતો. ઉજાગરાંથી તેનાં ડોળાં લાલચોળ સુઝી આવેલાં હતાં, ગઈ રાત્રે તેને બબો પણ હદ બહાર પીધેલો હોવો જોઈએ કારણ કે તેનાં પેટમાં બળતી આગ હોલવવા તે પાણીનાં ગલાસપર ગલાસ પીતો હતો. આવો મામલો જોઇ ભરભરી નાઝાંને બોલવા વગર ચાલ્યું નહીં. તેણીએ સહેજ ઠપકા રૂપે કહ્યું—એટલે વળી તે પોતાના રૂમમાં રીસાઇને ચાલ્યો ગયો, નાઝાં તેને માયાથી પસવારતી

અને સમજાવતી તેની સાથે ગઇ અને બંન્ને મોટી ઐયરની ટપાટપી સાંભળી બાજુનાજ રૂમમાં સુતેલી જુણી દીકરી મેહરૂ જાગી ઉઠી, અને બારણાં આગલ કાન ધરી પોતાના માબાપની જુંબેશ સાંભળવા લાગી.

"તમે એમ આખી આખી રાત કેટલા દહાડા હજી બહાર રેહવાના છેવ? પૈસાની પીંજારડીઓ બનાવતી પ્યાર કરવા અને તમુંને ખુશ કરવા ઘણીબી મલશે, તેથી શું સુના જેવા ઘરનાં સુખને ઠોકરે મારશો? આપણી હાઇકલાસ સોસાયટીમાં તમારી કેવી મોટી ઇજ્જત છે? તેઓ જો જાણે કે આપણો સંસાર એવો દુઃખી છે તો તમારે માટે શું વિચારે?

"બસ, મને તારૂં લેકચર નથી સાંભળવું? એવી તારી ઘડી ઘડી મને કંટાલો આપવાની રીત મને બીલકુલ ગમતી નથી, મારો તો વિચાર છે કે હું હવે કેંડે બહારગામ ચાલી જાવું યા તો તારેથી એક જુદોજ બંગલો લઇને જુદો રહેવું." ફીરોઝે ફફડાતથી કહ્યું.

વીચારવંત નાઝા આવા તેના કટાઉં જવાબ પછી વધું વાર તેની પાસે વાત કરી કડવાસ વધારવા તેને પટાવવાના અખાડા કરી ત્યાંથી ખસી ગઇ.

તે જેવી એકલી પડી કે મીઠી મેહરૂ કુદતી કુદતી પોતાની માતા આગલ દોડી આવી, "ઓ, મમા, તમે મારી સ્વીટ પપી સાથે મરાતાથાં કાંય? અંહ, તમે સમજ્યાં કે હું ઉંઘાયલી હોવસ, પણ જી, મેં બધું સાંભરયું જી!"

નાઝાં તેના પરમ દુઃખ વચ્ચેબી જરા હસી પડી ને તે બચ્ચાંને ઉડાવતાં બોલી. "નહી મહેરૂ! અમે મરતાથાં નહી પણી રમતાથાં, રાજા પાદશાહની વાત કરતાથાં!"

અત્રે મહેરૂ તે માતાને પોતાના પીતા આગળ હાથ પકડીને ખેંચી ગઇ અને પીતા આગલ પુગતાં વહાલું બુલકું બોલી—"પપી, મમી સાથ પાછા રમોની?"

ફીરોઝે હસીને તે લાડકી બેટીને ઉંચકીને કેડ પર લીધી, અને વહાલથી રમાડી—"જોવની પપી, મેં બારણામાંથી તમે મમી સાથ રમતાથા ને રાજા પાદશાહની વાત કરતા તા તે બધું સમજી લીધું! જો વરી પપી, પાછા એમજ મમી સાથ રમોની?"

તે બાપ તે નીર્દોષ બચુની બટક બોલી સાંભળીને ઘણોજ ખુશ થઇ ગયો ને ખડખડ હસી પડ્યો. મેહરૂએ કેડ પરથી ઉતરીને પોતાના પીતાનો હાથ ખેંચી માતાની અડોઅડ લઇ ગઇ અને બોલી—પપા, પાછા રમોની જો વરી વરી?"

"એ રમવાનો બોલ તું ને કોણે મોહલ્લામાં આપ્યો ?

"મેં મમીને પુછ્યું કે તમે મરાંતાથાં કાંય ? તે તેવણે કહ્યું નહી અમે તો રમતાં થાં !

"ઓહો—એમ ? ફીરોઝને હવે સમજ પડી કે તેની નોહરદાર કેવી લગી હતી. પોતાના બચ્ચાંને માબાપની મારામારીનો ખ્યાલ નહીં જાય તે માટે તેને આવું બાહણું કરયું. ખરેજ ફીરોઝે પોતાના મન સાથ નાઝાંના ડહાપણુ માટે આફ્રીન પોકારી.

તે સાત વરસની બેટીએ પોતાના પીતાનો હાથ પોતાની માતાના હાથમાં મુકી સલાહ કરાવી આપી.

ફીરોઝ પીગલ્યો. મેહરૂંની ગમતથી તેને નાઝાંની માફી માંગી ! ફીરોઝે કહ્યું–"ડીયર નાઝાં, હું જોવુંછ કે તારી સાથે હું જોઇયે તે કરતાં "નૉટી" થાવુંછ. ખરેખર આપણી નાલ્લી મેહરૂએ મારી આંખ ઉઘાડીછ. હવે તું કેહશે તેમ હૃ તુંને રાજી રાખવા કોશેષ કરશ. અને હું તુંને વચન આપુંછ કે હવે રાત્રે સકારામાં ઘેરે પાછો ફરી તારી સાથ સલાહ સંપજથી ને હસી ખુશીથી રેહવશ. બોલ વહાલી, મેં તારી સાથ અત્યાર લગી ચલાવેલી નાલાયક ચાલ મને માફ કરશે કેની ?"

"ઓ મારા જાન ! માફી શાની બરીચ, તમો નેક વીચાર પર આયાચ તે જોઇ હું ખોદાના લાખો લાખ શુક્રાના કરૂંછ; આજે મારે મનથી હું દુન્યામાં સૌથી સુખી થઇચ." એમ કહી તેણી પોતાના ભુંડા પણ ભોળા ભરથારને વલગી પડી. ફીરોઝે તેનો જવાબ તેવાંજ વહાલથી વાલ્યો.

તે દીન પછીથી, ફીરોઝ હવે ઘણે ભાગે ઘરમાંજ રહેતો; નાઝાંને તે મોહટું મન કરી; ચાહતો થયો. દીવસના તે મેહરૂ સાથે હસી ખુશીથી રમત ગમત કરતો. સાંજે બગીચામાં નીકળી નાઝાં ને મેહરૂ સાથે પકડ દાવ રમતો અને તે સડેલો સંસાર એકવાર પાછો શાંતી ને સુખમાં આવ્યો.

નાઝાંને મનથી તો ગોયા સવરા સુરજજ ઉગ્યા. તે વહાલી દીકરીના પ્રતાપે તેઓને સલાહ થઇ તેથી તેના ઉપર બન્ને માટી બૈયર ઘણોજ જીવ આપતાં હતાં. અને એકવારના તે ઝુરપંજર બંગલામાં નવી રોશણી અને નવીજ ખુશાલી બરપા થઇ.

આ સલાહ થઇ તેના ઉંડાણુમાં એક બીજું બી કારણુ હતું. ગઇ રાત્રે ફીરોઝ સાકરને ઘરે માહરબાવરી પર ગયો ત્યારે વાઘરાએ અને સલીમે ધુમ દારૂ પીધેલો હતો. આ બબાના બાહારમાં, વાઘરાએ મોટી રકમ ફીરોઝ પાસે માગી ને નહીં આપે તો તેનું અપમાન કરવા કહ્યું. અને તેથી ફીરોઝ

આ શોનેરી ટોળીથી જરા ભડકી ગયો. જો કે સાકર તરફની તેની મોહીણી કાંઇ રજ ભાર ઉતરી હતી નહીં, પણ વાઘરાની જુદી જુદી બદમાશીઓથી તેના મન પર કંઇક અસર થઇ.

એક દીને ફીરોઝની ગેરહાજરીમાં નાઝાંનો ભાઇ જેમી-કે જે ઘણે વરસે બાહર ગામથી આવ્યો હતો અને તે ભાઇ બહેનની થયલી વાતચીત આપણે આગલાં પ્રકરણમાં જાણી ચુકાં છીએ,-તે મળવા આવ્યો. અને નાઝાંએ પોતાના ભરથાર સાથે સલાહ થવાના ખુશ સમાચાર તે ભાઇને આપ્યા, એટલે તે કાંઇક સંતોષ સાથ વીદાય થયો.

* * * *

તે માટી બૈયરની સલાહ સંપજનાં ઘણાક સુખી દીવસો પસાર થઇ ગયા.

એક દીને, કે જે દીને નાની મહેરનું વરસ હતું. અને તે આખો દહાડો નાઝાં અને ફીરોઝે રાબેતા કરતાં વધુ ખુશ ગમમતમાં પસાર કર્યો. પણ સાંજને છેડે ફીરોઝને ટેલીફોનનો કોલ થયો. નાઝાં બીજી બાજુ હતી તેટલામાં ફીરોઝે તે ફોનનું ભુંગલું પકડયું.

"કોણ છેવો ?"

"હું તમારી સુગરકેન્ડી" !

"શું કહેવા માંગો છો ? "

"હમણાને હમણા મને મલી જાવો. જરૂરનું કાંઈ કહેવાનું છે."

"દીલગીર—આજે હું રોકાયલો છેઉં."

"મહને ચહાતા હોય તો બધી રોકાણ છોરી આવો નહીં તો હું જીવથી જઇશ."

"ઓલરાઇટ—આવું છું."

"ઠેંકશ."

કહેવાની જરૂર નથી કે ફોનમાં સાકરે વાત કરી હતી. અફસોસ ! ફીરોઝ તેણીના શબ્દોથી પાછો ઘેલો બની ગયો. એકવાર જરા જઇને તેણીને મલી આવવામાં કંઇ તેને ખોટું જોયું નહી. તેથી તેણે પોતાની નાઝાંને તરત સમજાવ્યું,

"જેની ડીઅર, મારા એક અંગત ફ્રેંડ તરફથી અગતના કામને વરે હમણાં ફોન મળ્યો છે તે હું જરા જઇ આવુંછ."

ઓ ફીલ, આજે ગહેરનું વરસ ને પાસેના પરોણા સૌ આવવાના છે તે—"

"તે તેમાં શું-ક્યા આપણે મોટી પાર્ટી આજે આપીછ જે—જરૂરના કામને વરે ફ્રેંડ તેડેછ તે હું જઇને ઝોપ પાછો આવશ,"

"ફ્રેંડ તે કોણ—મરદ કે ઓરત ?" નાઝા હસતાં હસતાં ફીરોઝના ગળામાં હાથ નાખી વહાલથી બોલી.

"અલબત મરદ !" અને તેણીનાં કંઇ વધુ જવાબની રાહ જોવા વગર તે તૈયાર થઈ મારતી મોટરે ત્યાંથી સાકરને મલવા ઉપડી ગયો.

હા ! ફીરોઝ ભોળા દીલથી ને જલદી પાછો ફરવાના વીચારથી સાકરને ત્યાં ગયો હતો. પણ સાકર જેનું નામ ! તે ફીરોઝને, તેની ધારણા મુજબ પાછો ફરવા દેશે ? ગરીબ બીચારી નાઝાં ! શું તેણીના સુખના તડકામાં પાછી વાદલી ભરાઇ આવતી હતી કે કેમ ? પોતાની લાડકી બેટીની શાલગ્રેહને દહાડેજ, અને નાઝા સાથની સંધાયલી ખુશ મીત્રાચારી છતાં ફીરોઝ એક ભોળપણની લાગણીથી સાકરના જાદુઇ આમંત્રણથી ખેંચાઈ ગયો. શું ફીરોઝ પોતાની નેક મોહરદારને હવેથી પોતે સુધરવાનું આપેલું વચન નીભાવશે ? આપણે જોઇશું.

હા !—સંસાર—સંસાર તારા ઢંગ અજબ છે !

---

## પ્રકરણ ૧૪ મું.

**[ ફરેબથી ફરેસ્તા ફરે, તો ઇનશાનની શું મજાલ ! ઠેકાંણે આવેલો ભરથાર પાછો ફરેબી જાલમાં ! સ્ત્રી કેળવણીનો ખરો ઉપયોગ ! હૈયા સુનાં ધણીને સુધારવાનું પ્રોગામ ! નવી હીકમત ! તાજી યોજના !—તે શું ?]**

તે જુની મેહરનાં ખુશ પ્રતાપે, તે માટી બૈયર—ફીરોઝ—નાઝાંનાં શોહા સંસારમાં સુખનો એક ઓલો,—અંધકારમાં એક વિજળીનો ચમકારો થઇ ગયો; પણ સાકરે કરેલા ફોનથી ખેંચાઈ એક લોહચુંબક માફક ફીરોઝ તેણીને ત્યાં દોડી ગયો. તે પોતાના પ્યારાં બચાંની શાલગ્રેહનો શુભ દીવસ અને વહાલી નાઝાંનો વફાદારી ભર્યો શુધ્ધરૂપ પ્યાર એક ઝટકે ભુલી ગયો, તે આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયાં છીએ.

ફીરોઝે પોતાની મોટર સીધી માહરુખાવરી પર વાળી. અને ફીરોઝને એસ્તેકબાળ આપવાને ખુબસુરત બળા—સાકર તૈયાર હતી !

"ઓહો, મોટા લોક ! બહુ દહાડા ગરીબનું ઘેર ભુલી ગયલા ?

"હા ડીયર, જરા રોકાણમાં હતો"—ફીરોઝે છેલી વાયરાની રીતભાતથી ઉપજેલો ગુસ્સો અપ્પાડા કરતાં કહ્યું.

"રોકાણમાં ?—અંહ—પેલી તમારી પેરીસની બાદરીઓ હેયે ચઢી

આવી હોશે, તેથી ડેન્સીંગ હૉલસમાં રોકાયેલા હોશો ! હા–બા, દુન્યાં એવીજ છે. હું રાત ને દિવસ તમારે વાસ્તે તવણું, ખાવું, પીવું, સુંવું, હરામ જેવું લાગે ને તમે મને રખરતી મુકી મોઝ ઉડારો ! મારાથી નહીંજ રહેવાયું તાહરે અહીં સામેના ટેલીફોનનો આશરો લેવો પરયો ! જો હમણાં તમે નહીં આવતે તો મને મુવેલી જોઇ હોતે. ઓ ફીરોઝ, હું તમારા વગર હવે જીવી શકું એમ નથી, મને આય દોઝખમાંથી કેડે બી લઇ જાવ અને મને શુખી કરો. બસ હવે તમારા વીશવાશ ને આશરા સીવાય બીજુ કાંઈ મને વહાલું નથી !

સાકરનાં આ નાનાં જેવાં લવલી લેકચરથી ફીરોઝને ઉંડી અસર થઇ, અને તે વહાલથી તે જેહરી નાંગણની નજીક ગયો અને તે નખરાંબાજ હાથે તેની આસપાસ ફરી વલ્યા !

આ "લવ—શીન" અત્રે વીસ્તારવાની જરૂર નથી ! તે હુમક ફીરોઝ સાકરના સહવાસમાં એટલો તો લીન થઇ ગયો કે, વખત કલાકોને હીસાબે વહી જતો હોવા છતાં તેનું તેને જરાએ ભાન હતું નહી, તેને ત્યાંજ ખાધું, પીધું, ગાયું, બજાવ્યું અને મોહબતની ધુંધમાં પડી રહ્યો. એક તો દારૂની ઝુમ–બીજી ગમતની ધુમ–અને ત્રીજી જાદુઈ સીરમથી અકલ ગુમ ! છેક રાત્રે નવ વાગે ફીરોઝે બાહેર દોડી જઇ નાઝાંને ટેલીફોન કરયો કે "તમે લોક જમી લેજો, દલગીર છેઉ કે મને જરા મોડું થશે. એ પ્રમાણે રાત્રે નવ વાગા સુધી તો તેને પોતાની નાઝાં કે બેટી મહેરૂના વરસની યાદજ નહીં હતી. પણ તે પછી એકાએક ભાન આવ્યું–તેણે સાકર પાસેથી જવા ઇચ્છયું, પણ જેહરી નાગણ જેનું નામ ! જેવું તેણીએ ફીરોઝને મોહડેથી તેના ઘરની હકીકત સાંભળી કે તેણીએ તુરત પોતાની નાજુક ચાલાકી વધું અમલમાં મેલી દીધી !

"ઓ નહીં—આજે કંઇ તમુંને હું જવા દેવાની નથી ! જો વાત લાયાચતે ! આજે કેટલે કેટલે દહારે અહીં આયા ને જો વરી બૈરી ને દીકરીનું બહાણું લાયાછ તે ! વાધરો કંઇ આજે આવાનો નથી–તમે નીરતે આજની રાત અહીંજ તોરી પારો "—અને તેણીએ ચહડતામાં ચહડતી પ્રકારના મક્કરો અજમાવવા માંડયા–ગરીબ બીચારો ફીરોઝ ! તેણીના ફંદામાં આબાદ ફરી ઉંઘના લેહકા ખાવા લાગ્યો.

અત્રે ફીરોઝને સુદ્ધ બુદ્ધ વગર પડેલા જોઇ તેણી હવે ત્યાંથી ઉઠી સલીમની ખબર લેવા ગઇ.

* * * *

પેલી તરફ રાત્રે સાડા સાત થયા. ફીરોઝે "હમણાં થોડી વારમાં પાછો ફરૂંછ" એમ કહેલું, એટલે નાઝાં ને મેહરૂં રાહ જોતાં ગમગીન બેઠાં હતાં. નાઝાંએ મેહરૂંના વરસને લીધે પાસેનાં પડોશીને જમવા બોલાવ્યાં હતાં. તેઓ પણ કોઇ આવ્યાં નહીં. માત્ર દશેક વરસનો એક જાડો ઢેગરા જેવો છોકરો પોતાના મા બાપની વતી જમવા આવ્યો. તે આવીને નાની મહેરૂ સાથે રમત ગમતમાં પડયો. અને એમ વખત પસાર થઇ ગયો.

એમ કરતાં આઠ, સાડા આઠ ને નવ વાગવા આવ્યા, પણ ફીરોઝનો પત્તો મલે નહીં! પેલો ડગરો બુચો કહેવા લાગ્યો કે 'મને તો ભુખ લાગી છ."

પણ તેટલાં—"ત્રીંગ ત્રીંગ તરરરરરીંગ!" ફોનનો અવાજ થતાં નાઝાં ને મહેરૂ ફોન આગળ દોડી ગયાં.

"કોણ છેવ?" નાઝાંએ પુછયું.

"હું ફીરોઝ—હલગાર છેઉં કે હું રોકાઇ ગયોછ, તમે જમી લેજો"

માતાના હાથમાંથી ટેલીફોનનું ભુંગળું ઝુટવી લઇ મહેરૂં બોલી—"ચાલો જલ્દી, નહીં તો હું વરસનું કેક છે તે નહીં ખાવસ"

"ખાજે દીકરા થોડું મારે વરે રાખજે"!

તે બન્ને મા દિકરી ત્યાંથી ખસીને ગમગીન ચેહરે વીચાર કરતાં ઉભા. નાઝાંની આંખમાં ઝલઝલીઆં ભરાઇ આવ્યાં, અને નાની મહેરૂં ડીબા ખેંચવા લાગી!

તે બન્ને મા દીકરી ભારી દીલે પેલા પાડોસીના બુચા સાથે તેબલ ઉપર જમવા બેઠાં. પેલો બુચો તો પોતાનાં જાડાં દીલને મોટાં પેટ પ્રમાણે ડપાડપ બુકા ઉછાળવા ને એદીની માફક સુપ પીને જોભરવા લાગ્યો. નાઝાંની આંખમાંથી આંસુ સુકાયાં હતા નહીં, ને મહેરૂં જમવાને બદલે સુપમાં ચમચી નાંખી એક હાથે હલાવ્યા કરતી, અને કેક ગમી જોઇ દયાજનક રીતે ડીબો ખેંચ્યા કરતી હતી.

"મમા, પપા હજી નહિ આયા? મને તો આ ખાવા નહીં ગમતું!"

"ખા—ખા, તારા પપા તો ખાઇને આવશે!" તે ડેગરો બુચો ડબુસા મારતાં મુસકેલીથી બોલ્યો.

આખરે તે બન્ને મા—બેટી ખાધા પીધા વગર રડમસ જેવાં સુઇ ગયાં. કારણ કે અગીયાર વાગી ગયા પણ ફીરોઝનું ઠેકાણું હતું નહીં.

## પ્રકરણ ૧૫ મું.

ફીરોઝનો મામલો એ પ્રમાણે પાછો બીચકી ગયો. તે સાકેરને ત્યાં તથા બીજે ત્રીજે, મોજ મઝાહનાં ધામોમાં પાછો ચાલુ જવા લાગ્યો અને અખલખ પૈસા હોવાથી તેને તેનું કશું વહેલું પરિણામ જણાયું નહીં.

એક દીને જેમી—નાઝાંનો ભાઈ—પાછો પોતાની બેહનને મળવા આવ્યો. નાઝાંએ હવે તેનાથી કાંઈ પણ છુપાવવા વગર જે બન્યું તે કહી દીધું. તે તદ્દન નીરાશ બની હતી અને બેઅખ્યાર ફિકિકેકે પોતાના ભાઈ પાસે રડવા લાગી.

"જેમી, હવે તો મને જરા થઈને જીવવા ગમતું નથી! પૈસા ટકાના સુખને શું આગ લગાડું? ફીરોઝ સુધરે એવું મને કંઇ દીસતું નથી, હવે તો આપઘાત વગર—"

"છટ, એ શું નાહાની નાઝાં,—તું કંઈ વગર શીખેલી અણઘડ છોકરી છે કે એવો ખ્યાલ કરેછ? એક કેળવાયલી લેડીએ આપઘાત કરવો એ કેળવણીને ઝાંખ સમાન છે—જેમ એ મોજ મઝાહની જીંદગી ગુજારે છે તેમ તું બી કર—શું કામ એની દરકાર કરેછ?"

"નહીં—જેમી, તેનું મારું ઝીગર નથી. દયાહીણ અને બેવફા થવા કરતાં તો હું મરવુંજ બહેતર સમજું!"

આખરે તે બંન્ને ભાઇ બહેન ઠેરાવ ઉપર આવ્યા કે જેમીએ બને તો કોઇ પોતાના મીત્રની મદદ લઇ ફીરોઝ રોજ કયાં જાય છે, શું કરે છે, તેની જાસુસી રાખી તપાસ કરવી અને ફીરોઝને કોઇબી રીતે સુધારવો.

એક દીને, ફીરોઝ રસમના મુજબ બાહર જવા તૈયાર થયો. નાઝાંએ બોહસ કરી પોતાનેબી સાથે લઈ જવા કહ્યું—"કેટલો કેટલો વખત થયો તમે મને પાછા સાથે ફરવા લઈ જવાનું બંધ કીધું છ—"

"નહીં—વહાલી નાઝાં, હમણા ફરવા જતો નથી. હું તો શીકારે જવું છ!

નાઝાં શકીલી બની. પણ નીરૂપાય! તેણીએ બોયને માટે ઘંટીનું બટન દાબ્યું. અને બોયને કહ્યું કે "શેઠને વરે શીકારનો બધો સામન તઇયાર કરી મોટરમાં મુક."

ફીરોઝે અનમન્યું વહાલ બતાવી નાઝાં આગળથી રૂખસદ લીધી. અને રાખેતા મુજબ, શીકારે જવાને બદલે મોજ મજાહમાં ગુંટાયો.

આગલી ગોઠવણ મુજબ ફીરોઝની હીલચાલની ખબર જેમીના મીત્રે આપી. અને ફીરોઝનો ફારસ જોવા માટે ગ્રીનમાં તેણે બોલાવ્યો.

તરત ખબર મુજબ જેમી અને નાઝાં અપટુડેટ ડ્રેસ સજી ગ્રીનમાં પોંહચી ગયાં! અને ત્યાં એક ખુણાંની ટેબલ ઉપર શેમ્પીન મંગાવી સીપ કરવાને મસે તેઓ–ફીરોઝ અને તેની સાથે ઈંગલીશ ડરેસમાં બેઠેલી ફલફસુરતીને જોતાં બેઠાં.

ફીરોઝની નજર સઘળી તેના સાથે બેઠેલીમાં ભરાયલી હતી, એટલે નાઝાં તથા જેમી ઉપર તેનું કાંઇ ધ્યાન ખેંચાયું નહીં.

પેલી ફીરોઝની સાથી ધુમ ધીચીને ફીરોઝ સાથ ઘેલાં ગાંડા કહાડતી હતી, અને પાસે પડેલી ફીરોઝની હૅટમાં એક લાલ ફીટ ખોસી તે તેને બનાવાને ખાતર પહેડાવી. આવી રીતે તે હૅટ ઉપર લાલ ફીટ ગોયા વાવટા મીસાલ ઉડતી હતી.

ફીરોઝે હૅટ ઉતારી તે ફીટ જોઇ, પણ કાંઇ વાંધો લીધો નહીં. અને તે સુંદરી તાબરાઓ ફોડી મજાહ લેતી હતી!

તેઓ ત્યાંથી ઉઠયાં, એટલે જેમી ને નાઝાં પણ તેઓની સામાં થયાં, ફીરોઝની નજર નાઝાં પર પડતાંજ તે ફગલાઇ ગયો! પેલી તેની ટોપી પરની ઉડીને પડેલી ફીટ નાઝાંએ ઉંચકી લીધી. ફીરોઝ ત્યાંથી એકાએક કાંઇ બાહાનું કહાડી પોતાની ફેલઝબીલી સાથી સાથે ત્યાંથી ચાલી ગયો. આ સઘળું પળવારમાં બન્યું.

ફીરોઝ સમજતો હતો કે નાઝાંની નજર તેના ઉપર પડીજ નહી હતી! એટલે રાતોરાત ઘરે ગયોજ નહીં.

બીજી સવારે મલસ્કામાં મોટરને મારકેટ તરફ હંકારી. ત્યાં જઇ તેને થોડાંક બગલાં, ચલ્યાં, ખબુતર વગેરે ખરીદ કર્યાં.

તે પછી તે લઇ મોટરમાં મુકયાં અને ત્યાંથી એક એકાંત પાણીના ખાબોચ્યા નજીક મોટર લઇ જઇ, એ ત્રણ પક્ષીઓને બંદુકથી ઘાયલ થયાં હોય તેવી રીતે કર્યાં, અને તે કાદવ કીચલથી ભરાયલા ખાબોચ્યામાં પોતાના બુટ ખરડી નાંખ્યાં તેમજ પોતાનાં ડ્રેસ અને મોટરને પણ કાદવથી છાંટી નાંખ્યાં! એવું દેખાડવા કે તેની નાઝાં, ખરેખર સમજે કે સપરસજી શીકારેજ સધાર્વા આવ્યા હશે!



"હા કેવી ખુબસુરત પણ કેવી ઠગારી ?"

(પાનું ૫૦; લાઇન ૧૨ મી)



તે પછી જેમી અને નાઝાં વધું નફ્રત બની, પાંખડી વળગીને તેઓનીજ ટેબલ ઉપર આવી બેઠાં........ફીરોઝ તો ટેબલો થઇ ગયો ! અને મોંહ જોતાજ ચુપ બેઠો.

( પાનુ ૬૭-લાઈન ૭ મી. )



આ બધી ક્રીયા કરી રહ્યા પછી, ફીરોઝ પોતાને ઘેર પુગો. અને હાથમાં શીકારી પક્ષીઓનો ઝુંડો લઈ નાઝાંના રૂમમાં જતો હતો તેટલાં સાંમો બોય મળ્યો, તેને પોતાના શેઠના હાથમાંથી બોઝો લઈ લેવાને ચાહયું. પણ ફીરોઝે કહ્યું–"નહીં બોય, એ પકડેલાં શીકારો મારા હાથમાંથી આપવાના નથી, એ ઘણી મહેનત અને રંજથી મેળવ્યાં છે. અને તે હું તારી શેઠાણીને દેખાડવા માંગુછ"–બોય તરત ખસી ગયો.

પેલી તરફ નાઝાં ગ્રીનમા જોયલા ફીરોઝના ફારસથી રાતભર ગમનાં આંસુઓ વરસાવી, હમણાજ જરા સુતી હતી, પણ બારણું ખખડવાનો અવાજ થતાંજ તે જાગી ઉઠી. અને પોતાની સાંમે શીકાર કીધેલાં પક્ષીઓના હાથમાં પકડેલા જુમખા અને ખરડેલા લચરેલાં કપડાં સહીત થાકેલી હાલતમા ફીરોઝને ઉભેલો જોયો!

"જોની ડારલીંગ હું કેટલો થાકી ગયોછ, ઘણીજ મહેનતે આય થોડો શીકાર હાથ લાગો. કાલે તારૂં વરસ છે–ને આપણે મજાહ કરશું, કેમ?"

નાઝાંએ કાંઇ જવાબ આપ્યો નહીં, તેણી તો ડોળા ઉંચા રાખી ફીરોઝના પેત્રાં સાંભળતી અને તેના ખરડેલાં કપડાં નીહાળતીજ રહી!

"તમે શીકાર કરવા ગયેલા કે ગ્રીનમાં પેલી નાચણને કીસ કરવા?" ફીરોઝ આ ધડાકો સાંભળી જરા અચરત થયો! કારણ કે તે માનતો હતો કે નાઝાંની નજર ગ્રીનમાં તેના ઉપર પડી નહીં હશે, પણ તરત સમય સુચકતા રાખી ઠંડે કલેજે તેને કહ્યું.—

'ગ્રીનમાં? વોટ નોનસન્સ! કોઇ બીજાને તેં જોયો હોશે? એવા એક ચહેરાના માણસોથી દુન્યામાં ઘણી વખત ગોટાલા થાયછ. જોની, આય મારા કાદવથી ભરાયલાં કપરાંનો અવતાર! તું બહાર આવીને જો કે મારી મોટર કેવી ખરદાઇ લચરાઈ ગયલી છે? તુંબી શું વાત કરેછ?"

ફીરોઝની સાંગા મલબારી કળા જોઇ નાઝાં પોતાના દુઃખ વચ્ચે પણ કંઇક ગમત પામી!

"વારૂં, ત્યારે ગ્રીનમાં તમારા મળતા ચહેરાનું બીજુ કોઇ ઉંતુ, તો તમારી હૅટ ઉપર જે આય લાલ ફીટ વરગાવી, તાબરા ફેરીને પેલી મડમ નાચતીતી તે ફીટબી કોઈ બીજીજ હોશે?" ગઈ રાત્રે ગ્રીનમાંથી ઉંચકેલી પેલી લાલ ફીટ દેખાડતાં નાઝાં બોલી.

અત્રે નાઝાંએ ચીનમાં નીહાળેલો સઘળો હેવાલ બોલેબોલ ફીરોઝને કહ્યો. જ્યારે ફીરોઝે જોયું કે તેણી ઇંચે ઇંચ વાત જાણતી હતી ત્યારે બોલ્યો.

"હું કબુલ કરૂં છ ડીયર, કે હું મુરખો બન્યો તો-પણ ચાલ હવે તું કહે તેમ કરશ." અહીં વાત ધપ પડી, અને થોડા દીવસ ફીરોઝ પાછો પાંસરે પાંસરો ચાલવા લાગ્યો.

પણ તે થોડાજ દીવસ !

વળી એક દીને ફોન થયો-પેલાએ ફોનમાં ફીરોઝને જલદી આવી મલવા કહ્યું-નાઝાંએ એક બારણાની ફાટમાંથી તે વાતચીત કાન ઉંચા કરીને સાંભળી અને ફીરોઝ વહેલો વહેલો દોડી ગયો !

* * * *

જેમી અને નાઝાંની પાછી કોન્ફરંસ મલી. અને તેઓ એવા ઠરાવ ઉપર આવ્યાં કે ફીરોઝને એવો ખ્યાલ આપવો અને એવો દેખાવ કરવો કે નાઝાંએ પણ પગનો છેડો હવે માથે મુકયો છે, એવું તે સમજે !

એક દીને એક હાઇકલાસ હોટલમાં ફીરોઝ અને સાકર મજાહ ઉડાવતાં હતાં. સાકર, મીસ વોલ્ટરવાલા પોતાના આગલા અવતાર સાથે ધુમ ગેલમાં અને ઠીઠી ઠાઠામાં પડી હતી ! તેજ પલે ફીરોઝની નજર સાંમેની ટેબલ પર ગઇ.

જ્યાં નાઝાંએ છુટાપણાની હદની ટોચે પુગી તેવો ઓપન કટનો જાલીનો ડ્રેસ પેહડેલો હતો. અને તેના સાથે એક એરીસ્ટોક્રેટીક ગબરૂ જવાન બેસીને પ્યારથી લાડ કરતો હતો !

આ જોઇને, પીધેલી ઝુમમાં તેની આંખ કાંઇ દગો દેતી હતી કે કેમ તેના વીચારમાં ફીરોઝ પડયો-પણ નહીં, ખરેખર તે તેની નાઝાંજ હતી. અને તેની સાથનો તેનો દોસ્ત કોણ હતો તે તે કલ્પી શકયો નહીં.

તે માસેતોજાર હોટલ કે જ્યાં સઘળું એરીસ્ટોક્રેટીક પીપલને મજાહ ઉડાવવાનુંજ ધામ હતું, જેથી ત્યાં વંઠેલી સ્ત્રીઓ અને ફીરોઝ જેવા શોખીનોનાં રોજીંદા ભીરાં પડતાં હતાં. ફીરોઝને બીજી સ્ત્રી તરફ એકી તગરે ટીકતો જોઇ સાકર તેનાં કાનપર પડી બોલી. એ વરી કોણ તમારી માનીતી છે કે ?

"નહી—એજ મારી પોતાની વાઇફ છે-પણ તેણી સાથે બીજો છેલ

છબીલો જોઇ મને અદેખાઈ લાગેછ ! જો–જો, એ કેવો પેલા સાથે પ્યાર કરેછ ?"

"ઓહ, એમ છેએ એ ? તાહરે તો તેણી જાય ત્યાં જવા દેવ, તેમાં તમારૂં શું ગયું ? હું તમારી લાડકી કેવી બેઠેલી છેઉં ? તમુંને સુખનાં સાગરમાં ડુબારી દેવશ"–અને તેણી પારકાંઓનો કાંઇપણ મલાહજો કરવા વિનાં અહીં ફીરોઝને વલગી પડી.

તે પછી જેમી અને નાઝાં વધું નફ્ફ્ત બની, પાંખડી વલગીને તેઓનીજ ટેબલ ઉપર આવી બેઠાં. નાજાંએ સાકરને નમી–નમીને ડોકયાં કરયાં અને જાણે કેવીક તેણીની સાથે પીછાણ હોય તેમ વાતો ચલાવા લાગી. ફીરોઝ તો ટૅબલો થઈ ગયો ! અને મોંહ જોતોજ ચુપ બેઠો.

"અમે અહીં આયાં તે તમુને કાંઈ અરચણ તો નથીની ?" નાજાંએ સાકર ગમી જોઇ હસીને પુછયું.

"ઓ નૉટ આ બૉટ !" સાકરે કહ્યું.

"તમારો મલતાવડો ખવાસ જોઈ હું ખુશી થઇચ ! જોવની, માડીડા તે માડીડા ને આપરે બૈરાં તે બૈરાંજ, આપરી જેમ જતી એકજ તેમ નેચરબી એકજ ! હું બી હવે મારો વખત મોજ મજાહમાં પસાર કરવા માંગુછ. કોઈ તમારા ફ્રેંડસ સાથે મને ઓરખાણ નહીં કરાવો ?" અને નાજાંએ ફીરોઝ ગમ ઝાંખીને જોયા વગર–એક દારૂનું ગલાસ ભરયું અને જેમીને પીવા આપ્યું. જેમીએ એક ગોટ પીધો ને નાજાંને પીવા કહ્યું અને પ્યારથી તેણીના હાથને કીસ કરી ગલાસ પાછું આપ્યું.

આ રીતે ફીરોઝને પાકવવાનું કામ ત્યાં ચાલી રહ્યું. અને સાકર અને નાજાં વચ્ચે કેટલાંક સહીમીટાં હોય તેમ તાજીમ તવાજો થઇ રહી !

"નાઝાં, તું મારે ઘેરે એક દહારો નહીં આવે ? સાકરે પૂછયું.

"ઓ તારે ઘેર આવું તે કરતાં તું મારેજ બંગલે આવની ? હું તારી દરેક પરોણાગત ને સગવડ સાચવસ, તું એમ ના ધારતી કે મારા ફીરોઝને વરે હું અદેખી થવશ. તાંહબી તારે ગમે તેમ તેની સાથે હસજે બોલજે, મને જરાબી વાંધો નથી. એમાં શું, મારે નસીબે વરી મને બી કોઇ મલી જાયચ ! કેમ જેમી ડીયર બોલ્યો નહીં ?" નાજાંએ આડકત્રાં રીતે ફીરોઝને સમજાવવા કહ્યું,

ફીરોઝ તો નાજાંનાં આ બદલાયલા મામલાથી ગોયા અજબજ થઈ ગયો. કારણ કે જેમી કોણ હતો તે, તે બીલકુલ જાણતો હતો નહી.

ધણીક રીકજીક પછી નાજાં સાકરને પોતાની પરોણી તરીકે પોતાને ઘેરે તેડી લઈ જવામાં ફાવી. અને ફીરોઝે પણ સાકરને ઘરે આવતી જોઈ કાંઇ વાંધો લીધો નહી.

આયંદે તે, હોટલ છોડી નાઝાં, જેમી, સાકર, ફીરોઝ એમ ચારે જણ નેપયન સી રોડને બંગલે સાથેજ મોટરમાં ગયાં.

શું નાજાં ઘેલી થઈ ગઈ હતી, કે પોતાના પગમાંજ કોડાલી મારતી હતી? શું ફીરોઝ હવે નાજાંના દેખતાંજ સાકર સાથે બોલશે? નાજાં નફ્ફત બની ફીરોઝના દેખતાં જેમા સાથે ચેડાં કહાડતી હતી તેમ ફીરોઝબી સાકર સાથે લાડ કરશે?



## પ્રકરણ ૧૬ મું.

**(એકટ્રેસ મીસાલ નખરાંબાજ બનેલી ખાનદાની બાળા! નાગણને સપડાવનારી સોનેરી જાળ! પગ તળે બળવું, તો લંકા કેમ હોલવવું? પાપી પતી તે પત્નીને શું શીખ દે? ભરથારને ઠેકાણે લાવવાની એક નવીજ યુક્તી! એક કસોટી-બોલ, શું ગમે છે? એક હવસી અધુરી કે નમતી મધુરી?)**

**હવસકો હમને જાના હય, બુરાઇકા ખજાના હય!—હવસકો**
**ઇસ હવસસે સએંકડો હો ગયે જહેરે ખાક—**
**પાક ઇનશાંકો વોહી કરતા હય નાપાક!**
**હવસસે પુર જમાના હય—બુરાઈકા ખજાના હય!—હવસકો**

શું નાજાં ઘેલી થઇ હતી?

તેણી પોતાને હાથેજ પોતાના પગમાં કોદાળી મારતી હતી!

પેલી સાકર અને ફીરોઝ વચ્ચેના વધી પડેલા અતેરાં પછી નાજાં પણ એકાદ એકટ્રેસ માફક પોતાના આચાર-વીચાર-હાવભાવ સ્વભાવમાં ફેરવાઈ ગઈ! તેણી પોતાનાં કાબેલ કેળવાયલાં મગજના જોરે પવન જોઇને પીઠ અને વખત જોઇને વાત કરવાના ઠરાવ ઉપર આવી હતી. તેથી એક પવીત્ર છુપી ધારણાને ખાતર, સાકર જેવી સાતને ભુલાવે એવી વંઠેલ સ્ત્રીનું પાત્ર ભજવવા ફેરાવન મગજથી તેણી મેદાન પડી હતી. અલબત એ તેણીના પ્રમાણીક પણ બીકન પલાનમાં તેણીના વહાલા ભાઇ જેમીની મદદ અચુક હતી.

તે ભાઇ બેનની એ ગોઠવણ મુજબ બન્ને વખત હોટલોમાં તેઓએ ફીરોઝ સાકરની સાંમાં આવી કેવો પાર્ટ ભજવ્યો તે આપણે વાંચી આવ્યાં છીએ.

નાજાં હવે નખરાંબાજ બનવાના શુર પર ચહડી અને ફીરોઝના દેખતાં જેમી સાથે છડે ચોક પ્યાર કરતી હતી! વળી ફીરોઝની એક રતી-ભાર દરકાર કરતી નહી તે જોઇ, ફીરોઝની અજાયબી વધતીજ ચાલી. તેમાં અધુરામાં પુરી, નાઝાં સાકરને બોહસ હોંસ કરીને પોતાને બંગલે રેહવા ખેંચી લાવી અને ફીરોઝ સાકર વચ્ચેના પ્યારને વધતી સવલતા કરી આપી એટલે તો તાજુબીનીજ તાજુબી!!

સાકર કાંઇ પારસી લેડીઝ જેવી બીહકણ કે શરમાળ નહીં હતી; તેણી નાઝાંના અરધા સખુને તેણીને બંગલે આવી. અને બેધડક જાણે પોતાના ગામડયા બાપનોજ મેહલ હોય તેમ સમજવા લાગી! ફીરોઝના બંગલાનું બાદશાહી રાચરચીલું અને ચલે જાવ બલે જાવ કારભાર જોઈ તેણી તો ખુશાળીથી નાચવાજ મંડી ગઇ! કહેવત છે કે "દેડીને હવલદારે તેડી!" તેણી હોટલમાં લીધેલા છાંટા પાણીથી ચકચુર હતી, તેમાં આ મહેલ જેતું અચવાન જોઇ હરખથી ગોયા ફુલી ફાટી ગઇ! તેણી ફરોઝને કીસ પર કીસ લઇ વળગવા વચરવા ને ભચરવા મંડી ગઇ, નાજુક ગોરા ગોરા હાથો વડે તેને ફીરોઝના પગ પર ને પીઠ પર છાપટો મારવા લાગી અને ખુબ ગેલમાં ચહડી!

બીજી તરફ, નાજાં પણ પુરેપુરી ગતમાં લોટતી હતી! સાકરના આ ચાળા જોઇ, તેણીને ભુલાવે તેવાં નખરાં તેણી જેમી સાથે કરવા લાગી અને ફીરોઝનું પાકવીને પલેકાર કરવા માંડયું!

એક દહાડો, ફીરોઝ ગાળમાં અંગોઠો ખોસીને વીચારવંત બેઠો હતો. તે ખ્યાલ કરતો હતો કે "નાજાંમાં આટલો બધો ફેરફાર કેમ થઇ ગયો? તેણી પોતાનાં દેખતાં છડેચોક જેમી સાથે ન છાજતા દેખાવ કરતી હતી. તો હવે શું કરવું? પોતાના પગ તળે બળતું હતું તો લંકા કેમ હોલવવું? પોતે હવસી બની પોતાની પરણેતરનો લીહાજ છોડી દઇ દીન ઉગે વધતો પાપમાં ગરક થતો જતો, તો હવે તેજ માણસ પોતાની પરણેતરને તેજ પગલે ચાલતી કેમ અટકાવી શકે?

આવા વીચારના વમળમાં તે હતો; તેવામાં તેની પરણેતર નાજાં, એક ડેનસર જેવો નીર્લજ ડ્રેશ કરી તેની આંખ સાંમે આવી ઉભી અને એક

ડેનસર જેવાજ જુદાજુદા હાવ ભાવ કરવા લાગી, અને નાચી ધામીને ફીરો-
ઝને ગોયા અચંબામાં ગરક કીધો !

ફીરોઝને નાજાં આજના જેટલી બ્યુટીફુલ કદીપણ લાગી હતી નહીં અને તેણીમાં નાંજ નખરા કરવાની આવી અફલાતુન કાયનાત હતી તે તેને પોતાની પરણી જીંદગી દરમ્યાન આજેજ જાણ્યું. વળી નાજાંએ સાકરને પગલે ચાલી, ફીરોઝ સાથ લાડ કરી તેને પોતાના સુંદર હાથની છાપટો મારવા માંડી, ગાલ પર ચમટા તોડવા લાગી. તેના બાળ પીખવા લાગી અને તેને ખુબ છેડયો—એટલે ફીરોઝનું વહાલ ખેંચાયું અને તેણીની કમરે હાથ દઇ તેને પોતાના પાસાંમાં ખેંચવાને ચાહ્યું.

પણ નાજાં મકમ રહી !

તેણી તેનાં પાસાંમાંથી છટકી ખડખડ હસીને ગોયા ચીનડાઉ મકડાઉ કરીને ત્યાંથી કુદકા મારતી નાહસી ગઇ !

નાજાંએ જીંદગીમાં આ પહેલીજ વાર ફીરોજની ઇચ્છાનો અનાદર કર્યો હતો, તેથી ફીરોઝ એવડો બેતાબ બન્યો. હવેજ તેને જરા જરા ભાન આવવા લાગ્યું કે એ તે શું કરતો હતો ? પોતાની સુઆ જેવી પરણેતરને તરછોડી સાકર જેવી "સાતસો ચુવાવાલી બીલ્લી"ને તે પકડી બેઠો હતો. પણ એટલામાં તો તે એકલા પડેલા ડામાડોલ ફીરોઝ આગળ સાકર આવી પોહચી અને એકવાર પાછો ફીરોઝ તેના બસમાં લાઇલાજ બન્યો !

"જરૂરત ન આઈ તુઝકો કુચ્છ અય યાર બેશરમ
ફીસકા ગળેકા હો રહા હય—યાર—બેશરમ !

* * * *

એક દહાડો ફીરોઝ અને સાકર મોજમજાહ ઉડાવવા એક ડેનસીંગ હોલમાં ગયાં હતાં અને બંગલા મધે જેમી ને નાજાં એકલાંજ હતાં. આ તકનો લાભ લઇ તે નેક ભાઈ બહેન ગંભીરપણે મસલત કરવા બેઠાં. તેઓ સાકર સાથે, જાણે તેમનાં દીલમાં કશોજ હમ ગમ નહીં હોય તેવી રીતે હળી મળી ગયાં હતાં. અને તેથી તેણીનો કાંઇ ધાટ ધડવો હોય તો અત્યારેજ સારી તક હતી.

"બહેન નાજાં," જેમી બોલયો—મને એવા તો ચીડ લાગેછ કે એ નાચણને રીવોલવરની ગોળી છોડી એક પળવારમાં ભોંય ચાટતી કરી નાંખુ!"

"નહી જેમી—તેવું ઉછાછલું પગલું ભરતો ના. એવી એક નીચ કમીનીને લીધે હું મારો હીરા જેવો ભઇ ફાંસીને લાકડે ચહડે ? જરા વિચાર

તો કર ? આપરે બન્ને મળીને કંઇ એવો તોડ સોધી કહાડયે કે "સાંપભી મરે ને લાકીબી નહી ટુટે !" નાજાં બોલી.

"ત્યારે શું કરશે—એ જેહરી નાગણને કયા દરીયામાં ડોબાડ્યે ?" જેમીએ કંટાળતાં પુછયું.

"દરયો ! હા ! ચાલી જા—જેમી, તારા બોલ પરથી મને એક ફાઇન આઇડીયા આયોછ. હું નાનપણથીજ ગોળવાળા બધર્સના સ્વીમીંગ બાથમાં તરવા શીખવા જતી હતી તે તો તું જાણેછ, વરી તે પછી મને એક્ષપર્ટ તરનારી તરીકે કેટલાંક ઈનામો બી મળેલાં છે. બહેસ્ત બીચારાં ગુલબઇ ગોરવાલાનેકે તેવણે મને એવી તો સરસ તાલીમ આપીછ કે હું હીંમતથી કેહુંછ કે ભલી ઇંગલીસ ચેનલ તરી જનારીને હું બાજુએ બેસારૂં !"

"પણ તેથી તું શું કહેવા માંગેછ ?"

"એક નંબર વન પલાન મારાં ભેજામાં રમી રહયોછ—હું, ફીરોઝ ને સાકર ત્રણ જણાં કોઈ એકાંત કીનારેના દરીયામાં સેહલગાહે જઈયે અને પછી ત્યાં ખુદરત મદદ કરે તો કાંઇ પાસો ફેરવાઇ બી જાય ?" મારો ફીરોઝ બી તરવામાં એકકો છે એટલે એને વરે કંઈ ધાસ્તી નથી—"

અને નાજાંએ જેમીને પોતાનો પલાન કાન પર પડીને સમજાવ્યો. 'કેમ શું વીચાર ? આજુબાજુની મદદ તારી ! બાકી પાર ઉતારવાનું કામ મારૂં !!"

"સ્પલેંડીડ ! હું બોટવાલાને જુહમાં મલીને બંદોબસ્ત કરૂં ને તેને ખુબ રાજી કરશ કે આપરી બાજી પાર ઉતરશે."

"વાંચક રફીકો ! શું આ બન્ને ભાઇ બહેનની રચેલી બાજી ફળશે ? જે જાળ સાકર માટે બીછાવી છે તેમાં તેણી એક મચ્છીની માફક સપડાશે ? નાજાં એજ્યુકેટેડ હતી. તેણીનું મગજ સાધારણ સ્ત્રી કરતાં કંઇક આલા દરજ્જે શ્રેષ્ટ હતું અને તેના પ્રતાપથીજ તે મક્કમપણું સહણસીલપણું બતાવી શકતી હતી. પોતાના સંસારનું નાવ ડુબી જતું બચાવવા તેણી એક અસાધારણ અદ્દભુત યોજના રચી રહી હતી.

શું તેમાં તેણી ફાવશે ? તેનો ભાઈ જેમી કે તેના પૈસાના જોરે બીજાંઓ તો દેખીતી રીતે તેને બેશક મદદ કરશે ? પણ ખુદરત મદદ કરશે ? આપણે જોઇશું.

# પ્રકરણ—૧૭ મું.

નાઝાં સાકરને યુક્તીથી સમજાવી, ત્રણે જણ બોટની સેહલગાહે નીકળવાનું નકી કરવામાં ફતેહમંદ થઇ.

એક સાંજે જુહુના દરીયા કીનારે તેઓ મોટરમાં આવી પુગાં અને એક કોળી કે જે ત્યાં હાજરજ હતો તેણે એક સારૂં જેવું કોટીયું લાવવા ફીરોઝે કહ્યું. તેને એક તદ્દન નવું જેવુંજ કોટીયું હાજર કીધું એટલે સાકર ને ફીરોઝ એક તરફ તેમાં ગોઠવાયાં, બીજે છેડે નાજાં .એકલી હસ્તી હસ્તી તેઓ તરફ પીઠ કરીને બેઠી અને વચમાં પેલો કોળી પીઠ કરીને હલ્લેસાં મારવા બેઠો.

પવનનો સુસવાતો ફકડ હતો એટલે હલ્લેસાં મારવાની ઝાઝી જરૂર હતી નહીં, કારણ કે સઢ ચહડાવેલા વાવટા માફક પેલો સફેદ પડદો ફડફડ હીલતો હતો જેના જોરથી તે બોટ સડસડાત ચાલવા લાગી. નાજાંએ બારીક નજરથી જોયું કે પેલે છેડે બેઠેલાં સાકર ને ફીરોઝ ખુબ "લવસીન" ભજવી રહ્યાં હતાં. અને સાકરની ખુશાળીનો પાર હતો નહીં.

ભર દરીયે જવા પછી એકાએક પેલો કોલી બોટના એક ઝોક સાથ દરીયામાં ટુટી પડયો. ફીરોઝ સાકર સમજ્યાં કે અકસ્માતીક રીતે તે પડયો હશે એટલે તેઓ ફીકરમાં પડયાં કે બોટ કોણ ચલાવશે?

પણ તેટલાં તો નાજાં બોલી "તમે તમારે નીરાંતે બેસો, કામ પડશે તો હું બોટ હંકારવા હલ્લેસાં મારશ" તેમ કહી તેણી પેલા કોલીની જગાપર બેઠી અને હાથમાં હલેસાં પકડી રાખ્યાં.

કોલી ભરતીનાં એક આચકા સાથ દુર થઇ ગયો એટલે તેને પાછો બોટ પર લેવાની નાજાંએ કે તેઓએ કનવાર કીધી નહીં, અને બોટ સડસડાત આગળ વધવા માંડી.

માત્ર થોડીજ મીનીટ?

અને બોટનું તળીયું એકાએક ઉખડી ગયું અને તેની ફાટમાંથી થોડાં થોડાં પાણી આવવા લાગ્યાં. નાજાંએ તે જોયું! પણ જાણે જાણતીજ ન હોય તેમ બેસી રહી. તેણીએ દુર નજર કરી તો પેલો કોલી ભરતીના જોરે ખુશાલ કીનારે તરી જતો બલકે ઘસડાઇ જતો જણાયો.

"ઓ માઇ ગુડનેસ! જોવ જોવ ફીલ, બોટમાં તો પાણી આવવાં લાગ્યાં! નાજાંના પગ તો પાણીએ તરબોર થઇ ગયા. હવે શું કરશું?"—



નાઝાં હવે નખરાંબાજ બનવાના શુર પર ચઢી અને ફીરોઝનાં દેખતાં જેમી સાથ છડેચોક પ્યાર કરતી !

(પાનું ૬૯-લાઈન ૪ થી)

સાકર ગભરાતથી આ બોલી, ત્યાં સુધી પ્યારની લંપટમાં પડેલા ફીરોઝને ભાન વટીક નહી હતું !

હવે તે સાકરના કહેવાથી નાઝાં આગલ ગયો અને તેણી પાસેથી હલ્લેસાં પોતાના હાથમાં લઈ હોરીને જલદીથી ફેરવવા લાગો કે કિનારે જલદી પાછાં ફરાય. પણ હવે મોડું થઇ ચુકુ હતું—કારણ કે પાણી આસ્તે આસ્તે બોટમાં વધુ ને વધુ આવવા લાગ્યાં.

એક કારમી ચીસ સાકરે પાડી, કારણ કે ફીરોઝે આવી બનેલું જોઇ દરીયામાં નખાવી દીધું અને તરવા મંડી ગયો.

હવે દયાજનક રીતે સાકર કહેવા લાગી "ઓ ફીરોઝ હું દુખી મરશ તુંને તરતાં આવડતું હોશે, મને તારી પીઠ પર લઇ લે !" તેણી બાળ પીખીને રડવા લાગી.

નાઝાં પણ આ જોઇ કગળવા લાગી.—"ઓ ફીરોઝ મને પહેલે લઈ લેવો, મારી પર દયા કરો; ઓ ખોદાય હવે શું કરશ.' હું તો મરી ગઇ !"

" હું બેઉ જણનો બોજો કેમ લઇ સકશ ? પણ એક જણને કદાચ લઈને હું તરી જઇ શકશ ને જીવ બચાવી શકશ. "

"સાકર બોલી ઓ ત્યારે તો હું તમારી પ્યારી નહીં ? મને બચાવી લેવો.'

નાઝાંએ ફીરોઝને કહ્યું—"હું જોવુંછ કે એમાંથી કોણનો જીવ બચાવવાની તમે તમારી મુનસફી વાપરોછ ?

ઓ તે જીવ સટોસટ પળ !

ઉપલી વાતચીત એક સેંકડમાં ચાલી. એક સેંકડમાજ સારી સમજ સાકરથી કંટાળેલા ફીરોઝ પર ફાવી. કારણ કે તે જાણતો હતો કે નાઝાં તરી શકે એમ હતું જેણીની મદદ સાથે કીનારે પુગી જવાશે, જ્યારે સાકર તો ચોખ્ખી માથે પડે !

"નાઝાં તું કુદકો મારી જલદી આવ. બોટ આય દરીયામાં ગરક થઇ જશે. "

સાકરે ઘણા કાલાવાલા કરયા, ચીચાડા પાડયા, પણ ફીરોઝે કુદી પડેલી નાઝાંને પોતાની પીઠપર લઇ સડસડાત તરીને ત્યાંથી જવા માંડયું.

હા ! સાકરની કેવી કાન ફાડી નાંખનારી ચીશો ?

ફીરોઝની વલણ ફેરવાઇ ગઇ, બોટ ડુબવાની અણી ઉપર હતી અને તેણીએ પોતાને આબાદ મોહતનાં ડાચામાં સપડાયલી જોઇ.

તેણી તડફડયા મારવા લાગી અને એવી તો જોશમાં ચીશો પાડવા લાગી કે, એક થોડેજ દુરથી પસાર થતી બીજી બોટમાં તેણીની ચીસ આબાદ સંભળાઇ.

બોટ ઉંધી વળી ગઇ અને સાકર દરીયામાં વાહેજેહાન બોદા બોદા કરવા લાગી !

પણ પેલી બીજી બોટમાં સંભળાયલી ચીશે તેનાં સહેલાણીનું ધ્યાંન ખેંચવાથી સાકર તરફ જોરથી બોટ હંકારી ગયો. અને બને તો તેણીને બચાવવાને તતપર બન્યો.

સાકરને તરતાં આવડતું હતું નહીં તેથી ભરતીના જોશે તેણી એક મુરદાં મીસાલ ઘસડાવા લાગી. અને તેણી દુબવાની અણી ઉપર હતી તેજ જીવ સટોસટ વખતે પેલી બોટ તેણીની નજીક આવી પોંહચી અને તેણીને ઉંચકી લીધી.

બોટમાં સાકરને ઉંચકી લેનાર ગૃહસ્થે તરત ચાંપતા ઉપાય લીધા અને તેણીને દાબી ચાંપી ઉલતી સુલતી કરીને તેણીને સુદ્ધામાં લાવ્યો. જેવી સાકરની આંખ ઉઘડી કે તેણી નીર્લજ રીતે પોતાના જીવ બચાવનારને વળગી પડી. તે બોટ માંહેલો મરદ કોઇ ખરેખરો સુદ્ધો માણસ હતો. સાકરની આવી નફટાઈ ભરી વર્તણુક જોઈ તે જરા કચવાયો અને તેણીને પોતાની આગલથી છુટી કરવાની કોશીશ કીધી, પણ તેણી એક દીવાની મીસાલ ફરી અને ફરીથી તે ગૃહસ્થને વળગી પડી !

પેલી તરફ ફીરોઝ અને નાજાં કીનારે પોંહચી કપડાં નીચવીને એક પથરા પર બેઠાં હતાં.

ફીરોઝને આજના જીવ સટોસટ બનાવ પછીથી નાજાં કેવળ હૈયે ચહડી આવી હતી. છેલ્લાં છેલ્લાં, નાજાંની સાકરને ભુલાવે તેવી મોહીણી અને બાહોશીથી ફીરોઝની આંખ કેટલેક દરજ્જે ઉઘડી ગઇ હતી અને નાજાં તરફ ખેંચાઈ હતી. વળી સાકરની હદબહાર હવસી વર્તણુક અને એક પળવાર પણ પોતાથી દુર નહીં થનારી એક સરખી લંપટી બળાથી તે પોતાના મનમાં જરીક કંટાળ્યો પણ હતો.

ફીરોઝે આવી હદબહાર છકેલી પ્યાર ઘેલી છોકરી કદી અનુભવી હતી નહીં તેથી આ જુલ ટ્રેજડી પછી પોતાના વીચાર ફેરવી, હવે સદાને માટે નાજાંનો થઇ રહેવા તે મક્કમ બન્યો હતો. આ રીતે તેઓ એકસંપીથી બેઠાં હતાં.

તેઓ આગળ જલદીથી જઇ વહારી ખાવાના ઇરાદાથી સાકર પેલી બીજી પાછી ફરેલી બોટમાંથી ચાલતી બોટેજ કુદકો મારી ઉતરવા ગઇ, અને તે ચીભડાંની માફક ઝીકાઇ, તેને કેટલાક પથ્થરના ઘસારા લાગવાથી લોહી ઝઝરવા લાગ્યાં તેની પરવાહ કીધા વગર નાજાં-ફીરોઝ બેઠા હતાં ત્યાં ધસી આવી !

"ઓ ધાટકી હીચકારા બદમાશ ! મને ગરે લગાડી ગરદન મારી નહીં ? ખોદાના હુંકમથી મને બીજી બોટવાલાની મદદ નહીં મલતે તો આજે તારે ભરૂસે હું જીવથી જતે કેમ ?"

તેણી એક છેડાયલી વીછણ મીસાલ ઉછલી ઉછલીને બોલતી અને ફીરોઝ તેમજ નાજાંને મારવા ધસી, તેનું ચાલતું હતે તો તે બંન્ને માટી બૈયરના ગળાં દબાવી નાંખતે. પણ તેણી જેવી પ્રથમ નાજાં પર હાથ ઉંચકવા જતી હતી તેવીજ ફીરોઝે એક ગુસ્સાથી અછાત મારી તેના હાથ પકડી દીધા અને દમામની સાથ ત્યાંથી તેણીને ચાલી જવા કહ્યું.

આની રીતે મામલો ફેરવાયેલો જોઇ, તેણી જુરા બંધ ગાલો દેતી ફફડતી ચટકતી ત્યાંથી ચાલવા લાગી.

તેણી થોડક દુર ગઈ કે એક પંદરેક વરસનો યુરોપીયન છોકરો તેણીના ગાંડા ઘેલા બકવાત માટે કાંઇક મશકરી કરવા લાગ્યો. સાકર તે જનંગળાના ગલગોટા જેવા ગોરા ઘટમારા પોરયા તરફ જોઇ, ગોયા પોતાનો ગુસ્સો ભુલી જઇ દંડીગાર થઇ ગઇ !

"નૉટી બોય, તું મારી મશકરી કરેછ નહીં ? ચાલ વારૂં અહીં આવ જોવું. મને એક કીસ આપ !"

"શાને વરે ? કીસને બદલે એક તમાચો કહે તો આપું ! !"

તે એક દીવાની મીસાલ તે છોકરા પાસે ગઇ અને તેને વલગવા લાગી. છોકરો તેણીને "મેડ ગર્લ" સમજીને ત્યાંથી દોડવા લાગ્યો. તેણી પણ તે છોકરાની પુઠે દોડી !



# પ્રકરણ ૧૮ મું.

**[નાગણનો નીષ્ફળ ગયેલો જેહરી ડંખ! મોહબ્બતી મદારમાં મળેલી હાર! નવી ગીલ્લી નવો દાવ–ફાવે તો ફાવ–નહીં તો જહાન્નમમાં જાવ! સોનેરી સાંકળમાં સપડાયલો સદ્ધર શીકાર! પાંસઠ વરસના મોટા બાવા વીશ વરસની પોટ્ટીના હાથમાં રમકડું! સવા પહોરનું સત્તર પાયા બેહસ્ત! વાંચો આ રંગીલું દાસ્તાન, ને ધડો લેવો!]**

બુરા મરદો કરતાં બુરી ઓરત બેશક કમતી હોય છે, પણ એક મરદ કારગાના કરતાં એક ઓરત કારગી હજાર દરજ્જે વધારે નપેતર છે! સંસાર સુખમાં કાતીલ ઝેર રેડતાં ગંધીલા પુરૂષોથી કેટલાંક હેતવંતા જોડાઓ વીખુટાં પડે છે, તે એક ખરી વાત છે; પણ ધણીધણીયાણીના મોહબ્બતવંતા પ્યારમાં જેહરી ખતરો નાંખી તેમને છુટા પાડતી સહેતાન સ્ત્રી,–સોસાયટીમાં એક સઉથી શીહા શ્રાપ સમાનજ છે!

જીગર લુંટનારા એક જેહરી નાગના ડંખ કરતાં, જીગર ઝુંટનારી એક જેહરી નાગણનો ડંખ વધુ કાતીલ હોય છે. તે દ્રષ્ટાંત આ વાર્તાની નાયકણ નામે સાકર–પણ કામે ડાકણ–સરભસર પુરવાર કરી આપે છે. અત્યાર સુધીમાં ભલભલા મરદોને જે તેણીએ હથેલીમાં ચાંદ બતાવ્યા છે, તે આ વાતના હવે પછી આવતા બનાવો આગળ કુચ્છ બીસાદમાં નથી, એમ લખવું સહરાગાટ ભર્યું ગણાશે નહીં.

ઓરત જાત ગમે તેવી નાજુક અને કુમળી હશે પણ તેણીના હકદાર ખાવીંદનો હક લુંટનારી કોઈ "શોખ" વચ્ચે આવીને જો તેણીનું સુખ ભોગવા માંગે તો તેણી એક વાઘણની માફક કેવી રીતે લડે છે તેનો દાખલો ફીરોઝની પરણેતર નાઝાંએ અચ્છી રીતે બતાવ્યો છે. પોતાની હરીફણને હંફાવવા માટે નાઝાંએ જે યુક્તિ કામે લગાડી–જે તાહડાં પાણીએ કાસર કાઢનારી યોજના તેણીએ ધીરજ અને મીઠાસથી રચી–તે નાઝાં જેવી કેળવાયલી નારને ધન્યવાદ આપવા જેવીજ હતી. પોતાના પ્યારા ખાવીંદ સાથ આગલ રહીને ભેળાવાનું એક "શોખ" ને ઉત્તેજન આપી પોતાની છાતી પર એક પહાડ ઉપાડવાની હીંમત કરવી, એ નાઝાં જેવી ઓરતથીજ બની શકે.

સાકરનું તે એક ઘડીભરનું ઘેલાપણુંજ હતું. હજારો પાકજાદ બાળા-ઓની ઇજ્જતને એબ લગાડનારી તે એક બ્યુટીફુલ બાળાજ હતી! તે જુઓ ત્રેજડીમાંથી સલામત બચેલાં માટી બઇયર, હજી તો કીનારે ઉતરી જરા છુટકારાનો દમ ખેંચે, તેટલાં તે વંહેલ વંત્રી એક ડાકણ મીસાલ તેઓ સામે ધસી ગઇ.

ફીરોઝે સાકરને આ પહેલ વહેલી વીક્રાલ હાલતમાં છેડાયલી જોઇ, અને તેજ પળે તેની ખાત્રી થઇ ગઈ કે તેણે એક કેવી જેહરી નાગણને પાળી હતી! એ તો ફીરોઝના વડવાઓના પુણ હતાં કે, સાકરનો તેને પુરેપુરો અનુભવ મલવા અગાઉ તે ચોંકી ગયો હતો. અને દરીયામાં ડુબી જવાની જીવ સટોસટ પળે, તેને નાજાંની વહારે રહી તે કમીનીને તરછોડી હતી. અગર જો નાજાંને બદલે સાકર સાથે કીનારે તરી આવવાનો જોખમ તેણે ખેડયો હતે તો જરૂર તે સાકરની સાથે સદાનો દરીયામાં ગરક થતે, કારણ કે સાકર તરવાનું જાણતી હતી નહીં, તેથી દરીયાના મોજાઓ સહીત પોતાનાં સાથીને પણ ધસડી ને ડુબાડીજ દેતે. જો તેમ બનતે તોપણ નાજાંને તો તરતાં આવડતુંજ હતું, તેણી એકલી પણ ખુશાલ કીનારે તરી આવી શકતે.

પણ ખુદરતની ઇચ્છા ન્યારીજ હતી! અને આપણે આગળ જોઇ આવ્યાં તેમ પાકજાદ નાજાંને તેણીની ધીરજનો બદલો મલ્યો. અધુરામાં પુરૂં, સાકર માટે જરારતી પણ ફીરોઝને જે લાગણી હતી તે કીનારે આવી તેણીએ પોતાની "જાત" બતાવીને ડુબાડી દીધી!

ગમે તે પણ એક કુંભારડીનુંજ લોહી કેની? તેણીએ ફીરોઝને નહીં સહણ થઇ શકે એવું અપમાન કર્યું—અને દીવાની મીસાલ તેની નાઝાંને મારવા ગઇ. એટલે હવે ફીરોઝે આવી એક નાપેકાર સ્ત્રીને પોતાની મીત્રણ ગણવાનો સદાનોજ પુરો મુકયો.

સાકર તે વરબૈયર આગળથી ચાલી ગઇ તે પછીબી ફીરોઝ શાંતીથી બેઠો નહીં, તે વીચારોના વમલમાં ગોથા ગુંટાઇ ગયો—આ બનાવ કેમ બનવા પામ્યો, તેણી વહાલી નાજાં સ્વભાવ, આચાર વીચારમાં ફેરવાઇ કેમ જવા પામી, પેલો જેમી જે તેનાં દેખતાંજ તેની પરણેતર સાથે ઘેલાં ચેડાં કહાડતો હતો તે કોણ હતો, વગેરે વીચારોથી તેનું મગજ ચકભમ બની ગયું. આ સઘલા ગુચવાડાનો ખુલાશો તે નાજાંને પુછવા ઇચ્છતો હતો પણ તેટલાં તો નાઝાંજ બોલી.

"ચાલો–ડીયર આપુણે અહીં વધારે થોભવામાં શોભા નથી. પેલી સાકર ઘેલીની માફક અહીંથી છેરઇને ગેઈછે, તે કદાચ પોતાના લોફર સાથીઓને લઇને અહીં મારામારી કરવા આવશે."

"હા મનેબી તેમજ લાગેછ." ફીરોઝ બોલ્યો.

"પણ હું તુંને કેટલોક ખુલાસો પુછવા માંગતો'તો કે—"

"મોટી ખુશી સાથે–આપણે ઘરે જઇ નીરાંતે વાત કરીશું."

અને તેઓ ગયાં.

નાઝાં અને જેમી બંન્ને ભાઇ બહેને મલીને સઘલા અરસપરસ ખુલાસા કર્યા, અને જેમી નાઝાંનો માત્ર નકલી લવર હતો–ખરેખર તો સગો ભાઇ હતો–એમ જ્યારે ફીરોઝે જાણ્યું, ત્યારે બંન્ને ભાઈ બહેનની કુનેહ પર આફ્રીન કીધા વીના તેનાથી રહેવાયું નહીં.

* * * *

સાકરની મતલબ, નાઝાંની ધારણા જેવીજ હતી અને તેણી ફીરોઝપર વેર લેવા કાંઇ તોફાન કરવાનું મન કરતી ગાળો દેતી અને મોટે મોટે બબડતી ત્યાંથી ગઇ, તેટલાં તો અધવચ્ચેજ એક યુરોપ્યન છોકરો તેને મલ્યો; તે તેણીને ઘેલી સમજીને તેણીની મશકરી કરવા લાગ્યો. પણ તે છોકરાના હસતા ચેહરાનો તેણીએ જુદોજ લાભ લીધો ! તે જેમ પૈસાની તેમ નીતીની નીચ અને હવસી હતી. અને તેથી તેણી ઘડીભરમાં પોતાનો સઘળો કહેર અને ગુસ્સો ભુલી જઈ તે છોકરા સાથે ઓળખાણ કરવાને લલચાઇ ! પણ છોકરો નાદાન, તે આ કોઇ સ્ત્રીને ખરેખરી મેડ સમજીને નાહઠો; તે આપણે વાંચી આવ્યા છીએ. અને સાકર તેની પછવાડે તેને પકડવા માટે દોડી, પણ ત્યાંની જમીનપર પંથરાયલા ઝાડના ડાંખલાંની તેણીને એવી તો એક ઠોકડ લાગી કે ઉંધે મસ્તક તેણી ટુટી પડી. આ તકનો લાભ લઈ પેલો છોકરો કયાંનો કયાં ગુમ થઈ ગયો !

તેણી હાડકાં પાંસળાં દાબતી જેમ તેમ ઉઠી. ખુદરત ગોયા તેના ઉપર રૂઠી હતી. એકવાર તેણી કીનારે ઉતરતાં પડી ગઇ અને આ બીજીવાર પડવાથી તેણીને ઘણી કળ લાગી. અને તેણીએ કંટાળીને પોતાને ઘરે જવા માહરબાવરીનો રસ્તો લીધો.

વાંચનાર કદાપી પુછશે કે તેણી આટલા દીવસ ફીરોઝને ઘરે રહી હતી તે સાકરના ધણી વાઘરાને કે તેના માનીતા સલીમને ખબર હશે કે ?

ઓહ! એવી ખબરની તેણીને ક્યાં પરવા હતી? તે બન્ને શેઠ નોકર જાણતા હતા કે બાઇ સાહેબની ગેરહાજરી તેઓના લાભ માટેજ હતી! અને એવી રીતે ઘરની બાહેર ગેરહાજર રહેવું ને ગામેગામ પોતાના દોસ્તો સાથે ભટકવું એ તો તેણીને માટે સાધારણ હતું. વળી તેમાં—ફીરોઝ જેવો માલેતોજાર ચીકાસદાર ફુલ હાથ લાગો હતો એટલે તો તેઓને હઇયે નેંહ હતી.

ફીરોઝ સાથ વધેરાયાની સાકરને કસી તુંભા હતી નહીં! "જીવેગા નર તો બસાયગા ઘર" ની જેમ કહેતી છે, તેમ તેને મનથી "જીવેગી નારી તો બસાયગી વારી" જેવું હતું!!

"ફીરોઝને તેણીએ સારી રીતે ચીર્યો હતો. એટલે હાલને કાલ તેમાંથી સલીમ સાથે બેસી દારૂ પીવા અને તેની મારફતે છક્કા પંજા દાવના ચાન્સીસ અજમાવવા તેણી પાસે પુરતું હતું. એમાંથી ક્યાં તેણીને વાઘરાને ભાગ આપવો પડે તેમ હતો?

વાઘરાનો હીસાબ તો "દેડ ઘેખરે રાજી" જેવોજ હતો. વાઘરાને રાજી રાખવા જોગી રકમ તેણી સલીમને આપીજ રાખતી, એટલે સલીમ જાણે દીલનો દર્યાવ ને ઉદાર હોય તેમ વાઘરાને રમ ના કોપતાં પીવાડી, બીડી પાન આપી ખુશ રાખતો!

એ તો "નકટીના ગામમાં નકટો વસે ને નકટી જોઇને ખડખડ હશે" તેવોજ મામલો હતો! એમતો, કોઇવાર જુગાર રમતાં હારી આવે તો મોટે ભાગે વાઘરો સાકર સાથે ચીઠડાં કાઢી થોડા ઘણા રૂપીઆ કહડાવ્યો જતો. અને સાકરબી કુત્તાને ટુકડો નાંખે તેમ થોડુંક આપી કાસળ પટાવતી એટલે વાઘરો સમજતો કે બૈરી ભલી છે કે આપતું પુરૂં પાડતી—અને સાકર સમજતી કે વાઘરો વર સારો કે તેણી જે નાંચે નડરે—તેમાં વાંધો કરતો નહતો!! હું મુઇને દીયે કોણ, તું મુવાને લીયે કોણ?

## પ્રકરણ ૧૯ મું.

એક દીને, રાતના નવેકનો અમલ હતો. અને વાઘરો ચીકાર રોશન બાસદ થઇ શરોસ હાજદના હાથમાં જવાની તૈયારીમાં હતો! તેને રોજીંદી પીવાની આદત હતી એટલે તે લગભગ લીકર પ્રુફ બની ગયો હતો, એટલે ઝાઝી શુધ્ધી ખોહતો નહી, તે લીકરની લેહરે લેહરે ચાલતો માહરબાવરીના પોતાના ઘરે જતો હતો. અને ઘરેની લગભગ પચાશેક કદમ લગોલગ આવી ચુકો હતો. તેટલાં એક માલી જેવા હીંદુએ તેને હાંક મારયો.

"શેઠ, ઇંકરે જવલ કોન ધાકતર મીલેલ ?"

"ઓહ–તું કોણ, હીરજી શેઠનો માલી કે ? વાધરાએ સવાલનો જવાબ આપવાને બદલે વલતો સવાલ કર્યો.

"હોઇ હોઈ, હીરજી શેઠ સાતીચ ધાકટર પાહીજે–કોન તુમીજ ધાકટર હાય કાયે ?–તર ચલા !"

વાધરાને કાંઈ વીચાર સુઝયો અને તે તે માલી સાથે બંગલામાં પેઠો. વાધરાના રહેઠાણ નજીકના રસ્તા પરજ આ બંગલો આવેલો હતો. અને તે કોઇ શ્રીમંત દારૂવાલાની માલેકીનો હતો એમ તે જાણતો હતો. એ હીરજી દારૂવાલાના સંખ્યાબંધ પીઠાં હતાં. તે ત્યાં ઘણાક વખતથી પોતાની પરણેતર સાથ રહેતો હતો. હીરજીની ઉમ્મર લગભગ પાંસઠ વર્ષની હતી, જ્યારે તેની ધણીઆણીની વય પંચાવન આશરેની હતી જેણી હાલ પોતાને મહીરે ગામ ગઇ હતી. હાલ હીરજીકાકા એકલા હતા. અને કોલેરાની અસરથી માંદા પડયા હતા. જેની શોધમાં તેમનો માળી અરધી રાતે નીકળ્યો અને વાધરો ભલાઇનું ડોળ ઘાલી કાંઇ દાવ અજમાવવા ત્યાં ગયો.

"સાહેબજી હીરજીશેઠ–ઓરખોચ કે હું તમારો પરોશી થાવું."

"પરોશી ?—તમે કાંહ રેહવોચ ? હીરજીએ સુતાં સુતાંજ વાત કરવા માંડી. પહેલાં તો તેનો મદરાસી ક્રીસ્ચન જેવો દેખાવ જોઇ તે સમજયો કે માલી કોઇ ડોકટરને લાવ્યો હશે. પણ પછી "પરોશી" બોલ સમજીને વીષમય પામ્યો; કારણ કે તેના બંગલાની આસપાસ નજીકમાં કોઇબી ડોકટર રહેતો હતોજ નહી.

"તમે જાણુતા નહીં, હું ધાંચીવાર–પરોશમાંજ તેલીનાં ઘેરમાંજ રેહુછને ? મેં ધારયું કે દુ:ખની વખતે એક જરથોસ્તી પરોશી તરીકે એકમેકને મદદ કરવાની ફરજ છે."

"અહંહં–પેલા મુસરબાન મોહલ્લામાં ગોરી જેવી છોકરી છે તાંહ તમે રેહોચ કે ?"

"જી–હાજી, તે છોકરી તેજ મારી મીસીસ થાય ! તમારો માલી ડોકટર સોધતો તો, પણ અત્યારે અરધી રાતે અહીં નજીકમાં કોઈ ડોકટર મલવો મુશકેલ છે, મારી સાકર નર્સ ને ડોકટરનું બેઉ કામ જાણેચ, તમે કેહો તો મોકલું ? તમોને સીક પરેલા સમજી હું દલગીર થઈ દોરી આયો–પરોશી ને માયબાપ બરોબર ! કાલે તો તમુંને મેં રસ્તામાં જોયલા–તમોને શું છે–જી ?"



તેણી હાડકાં પાંસળાં દાબતી જેમ તેમ બેઠી. કુદરત ગોયા તેના ઉપર રૂઠી હતી, એકવાર તેણી કીનારે ઉતરતાં પડી ગઈ અને આ બીજીવાર પડવાથી તેણીને ઘણી કળ લાગી.

(પાનું ૬૮ લાઇન ૨૫ મી)



"કેવી ફાંકડી બ્યુટી છે? આખા કલાસમાંથી કેમે નહીં ને અહીંજ બેઠી, ને કોઈને નહીંને મનેજ કેમ જોયા કરતી હશે? કેવી માયાળુ લાગે છે!"

(પાનું ૯૫: લાઈન ૧૦મી)

"મને જરા કોલેરા જેવી અસર થયલી લાગેછ તેથી કાંઇ વધી જાય એવી ધાસ્તીથી ડાકટર બોલાવવા મેં દરૂસ્ત ધારયું, કારણ કે મારી ધણી-યાણીબી ગામ ગેઇછ."

"ઓ એમ છે? તાહરે તો ફીકર ના કરો, કોલેરાની અકસીર દવા મારે તાંહ છે. હું ઓય ઉપાય કરી નાંખશ."

"તાહરે તો તમારી મેરબાની. સારૂં થયું કે તમે આયા,–નહીં તો હું એકલો ગુંચવનમાં પડી ગયો તો."

"વેલ સાહેબજી, હું હમણાં બંદોબસ્ત કરૂંછ–" એમ કહી વાધરો ઝડપી પગલે ઘરે દોડયો. અને સાકરને સઘલી હકીકત સમજાવી તરત કંઈ દવા હોય તે લઇને સાથે ચાલવા કહ્યું.

હીરજી કાકાના ધણીયાણી અત્રે નહીં હોવાથી તેવણ "જેમ્સ પીયર્સ" માંથી ફાંકડું ભોણું મંગાવી ખાતા હતા. પણ કાંઇ અચ્ચર ગચ્ચર બાહેરનું વધું ઓછું ખવાયાથી પેટમાં બાદી જેવું થઇ દુઃખારો થયો હતો અને તેવણ બંગલા મધે એકલાજ હોવાથી વખતસર ચેટેલું સારૂં એમ સમજી ડાકટર બોલાવા ધારયું હતું.

સાકરને જોકે હીરજી કાકાનો બંગલો બાહેરથી ખબર હતો પણ તોબી વાધરો તેણીને છેક હીરજીભાઇના સુવાના ઓરડા સુધી સાથે મુકવા આવ્યો અને તેણી તેવણના રૂમમાં દાખલ થઇ, પછીજ તે પાછો હલવે કદમે બાહર સટકી ગયો!

"ઓ બાવાજી, મારા વરે કહ્યું કે તમુંને–દુસમનને ઘણા જોલાબ આવી ગીયાચ? અહીં સાકરે તેવણના મોંહ ઉપર પોતાનો નરમાસ ભર્યો હાથ પસ્વાર્યો."

"વારૂં બાઇજી તમો લોકની મહેરબાની, તમો કંઇ દવા લાયાંચ શું?

"હાજી–" કહી સાકરે ઝટ ટેબલ ઉપરથી નાનું ગલાસ ઉંચકયું, તેને ધોઇ ધાઇને સાફ કીધું અને પોતાને ઘરેથી લાવેલી દવાનો એક દોઝ પાવા માટે બુઢાજીનું માથુ પસવારીને સહેજ ઉચકયું અને તે દવા પાઈ દીધી! અને ઉપરથી આઇસની ગાંગરી તેવણનાં મોંહમાં મુકી.

"કંઈ દારૂ ઘેરમાં રાખોછ કે જી, તમે તો દારૂવાલા એટલે કંઇ ઓહ-વઇ નહીં હોશે! આય દવાના ભાગ ઉપર બ્રેંડીના એક સ્ટ્રોંગ દોઝની ઘણી અગત છેજી ને ભરવાંને વરે રમબી જોઇયે. રમ સાથે ચોપરવા હું કંઈ દવાની ભુકી તો લેતીજ આવીછ."

હીરજીએ આંગલીની ઇસારતથી એક કબાત બતાવી અને તકીયા તળેથી ચાવી આપી. જે લઇ સાકરે તે કબાટ ખોલી. તે આખી કબાત જાત જાતનાં ઉંચાં દારૂકામથી ':ચીકાર ભરેલી હતી. તેથી તેણીએ બે ત્રણ જાતની બાટલીઓ કહાડી અને વગર પુછવે ધડોધડ ખોલી નાંખી. થોડોક બ્રેંડી દોસાજીને પાયો અને થોડોક ઓઠે ઉભી રહી પોતે ઠાંસી ગઇ !

હવે તેણીનેબી તેજી આવી ! એક કાસ્યામાં રમ કહાડી ગરમ કીધો તેમાં પેલી ધરેથી લાવેલી ભુકી નાંખી અને ઝડોઝડ બુઢાજીના પેહેરેલાં કપડાં ખીસાડી દીલે રમ ચોપરવા માંડયો !

પહેલે, પેટપર, છાતી પર અને પછી આખે દીલે તેણીએ સખત મહેનત લઈ, હાથની હથેલીથી મસાઝ કરતી જઇ તેણીએ તે લગાડયો. જેમજેમ તેણી મસાઝ કરતી ગઈ, તેમ તેમ હીરજી કાકાને ગીલી ગીલી લાગતી ! અને ધણાજ ખુશ ખુશ થતા.

''અહાહા દીકરી જીવતી રહેજે, મારાં દીકરી દીકરાં ગુજરી ગયાં તેઓએબી મારી આવી બરદાસ્ત કીધીતી નહીં–તેવણે સાકરનો બરદો પસ્વારવા હાથ ઉંચકયો, જે હાથ લાગતાંજ સાકર તેવણનાં દીલપર ઢલી પડી અને વહાલથી વલગી પડી !

હીરજી કાકા તો છત્તર પાયા બેહસ્ત મળ્યું હોય એટલા ખુશ થઈ ગયા ! આટલી જુવાન બ્યુટીફુલ છોકરી ને આવી ગરીબ માયાળુ ને બેંસરાઉ ? તેવણે યાદ કીધું કે, એમ ઘડીભરની ઓળખાણ વચ્ચે આવી રીતે ખરાં હેતથી માયા લગાડનારી છોકરી તેમની જીંદગીમા જોયલી નહીં !!

તેવણનું દુઃખ દરદ બધું ગોયા નાહસી ગયું અને તે વલગી પડેલી છોકરીને વહાલથી તેવણે બે ત્રણ કીસ કીધી ! સાકર મીઠું હસી પડી !

અને અહીંથી ઓલખાનનું ગાડું ગબડયું !!

સાકરે ફરેસ્તાઇ દેખાવ કરી એવી તો આગતા સ્વાગતા કરવા માંડી કે તે દીન પછીથી બુઢાજીને સાકર વગર એક પળબી ચેન પડયું નહીં અને હાલ તરત તેવણે મહીરે ગામથી મીસીસને બોલાવવાનું મોકુફ રાખ્યું !

હીરજીકાકા દારૂવાલા પડયા–એટલે ગરની કબાતમાંથી ઉંચામાં ઉંચા ને મોંધામાં મોંધા દારૂઓ વાધરાને ઘેર ભેટ સોગાદમાં જતા ! એટલે હાલ તરત ગામઠી રમ મંગાવવા વાધરાને દરરોજ ખીસામાં હાથ નાંખવાની જરૂર હતી નહીં—વળી સાકર હીરજીને ત્યાં હવે પડી ને પાંઠરી રહેતી, એટલે હીરજી પોતાની પરણેતરની મોંધામાં મોંઘી સારી કપડાં જણસ, પેટીઓ ખોલી

ખોલીને બતાવતા ને કહેતા કે "મારી મીઠી પુટલી, આય બધું તારૂંજ છે." તેમાંથી જે ગમે તે સાકરને લેવા કહેતા.

વાઘરો બીચારો (ઘણીજ નહી સહણુ થઇ શકે એવી મુશ્કેલીને વખતેજ) સો સો બબે સો રૂપીઆ ઉછી પાછીકા હીરજીભાઇ પાસેથી માંગતો, ને સાહુકારીથી શાહજોગી ચીઠી લખીને તે શરોચરમથી પાછા આપવા (આલુના પાતરામાં !) નમી નમીને કહેતો ! કે જે ચીઠીઓ, કબાત ત્રીજોરીની ચાવી સાકરનેજ સોંપાયલી હોવાથી જોઈએ ત્યારે વાઘરાના હાથમાં આવીને પાછી પડતી હતી ! બીચારા હીરજીભાઈની જાંણે બળા ! કે ઓન ડીમાન્ડની ને પ્રોમીસરી નોટની ચીઠીઓ બે પગાં કસારાં ઘસડી જતાં હતાં કે ઉંદર ખાઇ જતા હતા ! !

એમ દીવસો વહી ગયા ! અને અંતે સાકર અને હીરજીએ એક સંમતીથી કલકતે થોડા દહાડા ફરી આવવાનું નક્કી કીધું. કલકતે સાકર અને હીરજી બેઉ એકલાંજ જનાર હતા તેથી હીરજી કાકા હરખથી માયા સમાતા નહીં ! તેવણુ તો કહેતા કે મારા સગાં વહાલાં ને આખાં ફેમીલીમાં મારી ખરી કદરનું એવું કોઇજ હતું નહીં કે જેઓમાંથી કોઇ સાકરનાં ખાસડાં બરોબરબી આવે ! અને તેવણનું ફરજંદબી કોઇ હઇયાત રહેલું નહીં એટલે સાકરનેજ તેમણે પોતાની વારેસ જેવી ગણી લીધી હતી !

સાકરને હીરજી જેવાજ બુઢા સર વોલટરનો અનુભવ એકવાર અગાઉ મલી ચુકેલો, એટલે તેણી તે બુઢાજી ઉપરથી ગોયા મરી ફીટવાની અત્યંત કાલજી કરતી, અને દરેક પગલું તેવણની નાડ તપાસીનેજ ભરતી !

* * * *

અંતે તેઓ કલકત્તા મેલમાં જવા સ્ટેશન પર આવ્યાં અને કલ્યાણ સુધી સાથે મુકવા આવવાની વાઘરાએ ભલાઈ ભરેલી લાયકી બતાવી !

કલ્યાણ પછી ત્રેનમાં બેઠેલાંઓબી અટકલી શકતાં કે તે કોઇ બાપ દીકરી હોવાં જોઇએ. અને દીકરીનો બાપ ઉપર પ્યાર હદથી જ્યાદા હોવો જોઇએ. કારણકે સાકર હીરજીના ખોળા પર માથું મુકીને સુઇ ગઈ, અને વારંવાર જરાબી શરમાયા વગર બુઢાજીને કીસ કરી ગલામાં હાથ નાંખી પ્યાર કરતી જણાતી હતી !

તેઓ કલકત્તાના એક આગેવાન હોટલમાં ઉતરયાં. બાપ દીકરી તરીકે

ઓળખાવી બંનેએ નામ નોંધાવ્યા. અને તેઓ માટે એક સુંદર આરાસ્તા એલાહદો રૂમ એનાયત થયો.

હીરજી કાકા તો સાકરના હાથમાં ગોયા રમકડું બની ગયા હતા. અને તેણીની દરેક ખાણી પીણીની મોજમાં મોજ મેળવતા હતા.

થોડા દીવસ એમ હોટલમાં તેઓ નવાં જુનાં થઇ ગયાં, એટલે સાકર બુઢાજીને જાતજાતનું વાંચવાનું આપી, પોતે અવારનવાર હોટલનાં જવાન પેસેનજરો સાથે દીવસનો કેટલોક ભાગ ઠીઠી ઠાઠા કરતી. હોટલનો ખુદ માલેક પણ એક પરણેલો જુવાન ગૃહસ્થ હતો. તેની મોહરદાર સાથે પહેલે તો તેણીએ દોસ્તી કીધી અને તે પછી હોટલ કીપરનાં રૂમમાં તેની ધણીયાણી હોય કે ન હોય તોએ તેણી છુટથી તેની સાથ મજાહ મેળવતી હતી.

તેણી બુઢાજીને સમજાવતી કે રાત્રે આખી રાત અને દરેક જમતી વખતે તો હું તમારી સાથેની સાથેજ ને તમારીજ છું. પણ દીવસે મારો જુવાન જીવ તે કોઇ સાથે હસી બોલીને વાતચીતમાં ગુજારવો જોઇએ, નહી તો સોહવાય કેમ ? અને તે બુઢો તેના કહેવાને એકમત થતો. કારણ કે તેણીની સાથે આખું હોટલ ખુંદાવી મારવા ને દોડધામ કરવા, હીરજીથી તેની વય પ્રમાણે બની શકે નહીં તેવું હતું. અને તેથી, સાકરને રાજી રાખવા તે તેણીને ઉદાર દીલ બતાવી એટલું છુટાપણું બક્ષવામાં બખીલાઇ દેખાડતો નહીં.

પણ પછી તો એ અતેરૂં વધ્યું ! તેણી, દીવસે એમ હીરજીને એકલો છોડતાં છોડતાં કોઈવાર રાત્રેબી જમ્યાં પછી પાછી જવા લાગી ને રૂમે રૂમ ફરીને છાકટ હાલતમાં વેર વીખેર બાલ અને પુરતા મહલાજાના પોષાક વગરની થઈને મોડી રાત્રે પાછી ફરવા લાગી.

આવી રીતે બુઢાજી જરા ચોંકીને તેના ઉપર સેજ સાજ અનમન્યા થયા. તેટલાં તો એક દીને મુંબઇથી તાર આવ્યો કે દારૂની તેમની કેટલીક દુકાણોનું લીલાઉ હતું, માટે તરત આવવું. જે વાત સાકરને જણાવતાં તે લગાર ફીકી પડી ગેઇ.

"ઓ મારા જાંન, જેવ ! તમારી મહેરબાનીથી મારી તબીયત અહીં કેવી સુધરીય છે ? તમેજ કહોની, કે ગુલલાલા જેવી બનીછ, તેથી તો થોરા હારા અહીંજ રહેવા દેવો તમે એકલા સધાવો ને લીલાઉ વખતે હાજર થઈને પાછા અહીં આવજો. આપરે પાછો એકું મહીનો અહીં તોરીપારીને મજાહ કરશું."

હીરજીએ જોયું કે એ બી ઠીક વીચાર છે. કારણ કે તેવણને સાકરને છોડવા ગમતી હતી નહીં, તેથી બહેતર એજ કે લીલાઉ પછી પાછા ફરી અહીંજ થોડા દીવસ વધું મજાહ મેળવવી, તેથી વધું દીવસ રહેવા મળે.

હોટલની એડવાન્સ ફી ચુકાવી, તેવણ મુંબઈ રવાના થયા. સાકરે સમ સોગંદ આપી વહેલા પાછા ફરવા જણાવ્યું. તેણી કહેતી-"મારા જીવ, તમારા વગર મને અહીં એકલું જરાબી ગમશે નહીં, જેમ બને તેમ પાછા જલદી નીકલી પરજો, ને મને તરત કાગળ લખજો."

* * * *

હીરજી કાકા મુંબઈ પોતાને બંગલે પુગા અને જોય છે તો તેવણનાં ધણીયાંણી નહીં ધારેલાં મુંબઈ આવી, બંગલામાં ઠરીઠામ થઇબી ગયલાં! ખુલાસો પુછતાં જણાયું કે વધું દહાડા તેવણને મહીરે ગામ ગમયું નહીં અને તબીયત ઠીક નહીં તેથી વગર લખવે ચાલી આવ્યાં.

બુઢાજીએબી ખુલાશો કર્યો-"મારીબી તબીયત ઘણીજ હદ બહાર બગડી, મને તો કોલેરા થયો હતો, અને ડાકટરે તરતાતરત ચેન્જની જરૂર બતાવી તેથી હું કલકતે ઉપડી ગયલો."

બીજે દીને દારૂની દુકાણોનું લીલાઉ હતું. તેજ દીને સવારે વાઘરો હીરજી કાકાને મલવા આવ્યો. તેને ખબર પડી ગઇ કે બુઢાજી એકલાજ આવ્યા હતા.

તેઓ એક ખાનગી રૂમમાં બંને જણ એકલાજ મલ્યા, મીસીસ હીરજી તો હજી સુતેલાંજ હતાં.

"મેં તમોને બુજરોગ આજમા સમજી તમારી તબીયતની સંભાળને ખાતર મારી બઇરીને સોંપી તે તમે તેને એકલી કેમ નાંખી આયા? યુ બ્લડી ફુલ, હું તમોને કાયદાથી પુછી શકશ" અને અહીં વાઘરો લાલ લાલ ડોળા બતાવી પોતાની જાત પર આવ્યો અને બીજું કેટલુંક કહી બુઢાજીને ખુબ ગભરાવ્યા! "હું તમુંને સાફ કેહુંચ કે તમે આજ ને આજ મારી બઇરીને લેવા પાછા જાવો નહીં તો એમાંથી મોટી પંચાતી ઉભી થશે, ને બીજું એ કે હાલ હું મોટી મુશકેલીમાં છેઉં તેથી એક પાંચ હજારનો ચેક લખી આપો!"

"હેં એ તમે શું બકોછ?-તમારી આગલી કેટલી બધી ચીઠીઓ પરીચ તેમાંથી એક રૂપીઓ પાછો ફેરવ્યો નથી ને બીજા પાંચ હજાર

જોઈયે છ? વાહ, થોરા ને થોરાજ? આજે મારી સાત આઠ દુકાણોનાં લીલાઉં છે ને તેમાં મોટી બીડોથી વધીને મારૂં જુનું લેશન પાછું મેળવવું પડશે. અને તેથી મને રૂપીઆનો પુષ્કલ ખપ પડશે એટલે હાલ હું કંઈબી આપી શકુશ નહીં.”

“નહીં કેમ બનશે? અમે અરધી રાતે તમારાં દુઃખની વખતે તમારી મદદે આયાં ને તમે અમારી આવી આફતની વખતે કામ નહીં આવો તો કયારે આવાના ઉતા?”

વાઘરો જાણે ભુઢાંનાં આંગ પર ધસીને મારવાનો હોય તેવા ચાલા કરી તકાજો કરતો હતો અને હીરજી રખે તેની મીસીસ જાગી ઉઠે તેથી ડરતો હતો અને આવી કીસમની તાંણજાણી લાંબો વખત ચાલી.

અંતે એવું ઠરયું કે વાઘરાને તરત વેલા એક હજાર રૂપીઆનો ચેક હીરજીએ ભરી આપવો અને સાકરને કલકતેથી પાછી બોલાવી લેવા ત્રેન ફેર વગેરેનો ખરચ હીરજી કાકાએ તરતજ મોકલવો. અને તે પ્રમાણે તે ખરચનું નાણું તેવણ કલકતે મોકલી પણ ચુકા!

હીરજી કાકાએ જોયું કે વાઘરો ખરેખર એક વાઘરી કરતાં નપેતર હતો. અને તેવણ પાસેથી પઇસા નીચવવાનોજ આ તેનો સઘલો તાગરો હતો. જો કે સાકર માટે તેવણનું જીગર બળીને કવાબ થતું હતું. સાકરની મોહીણીમાં તેવણ એટલા લીન થયા હતા કે તેણીના વગર એક કલાકબી જુદું પડતાં તેવણનું કલેજું આરપાર ચીરાઇ જતું હતું. અને એવા ગમખાર અને ગુમતાં મગજ સાથ તેવણ દારૂના લીલાઉમાં ગયા.

મોટી મોટી બીડોને લીધે તેવણની ૩–૪ દુકાણો હાથમાંથી છટકી ગઇ હતી! એક તો તે ગમ, હવે સાકર સાથ સુખ ભોગવવું એ તેમને વાઘરાને લીધે ભય ભરયું લાગ્યું, વળી ધણીયાણી એકાએક પાછી ફરી તે ચીંતા, હવે સાકરને પાછું કેમ મલાય તેની ગુંચવણ, એ સઘલા સામટા ગુંચવાડા વચ્ચે તેવણ બેખબરાઇથી ઘરે પાછા ફરવા રસ્તેથી જતા હતા, અને હજી તો કોઇ મોટરની સોધમાં હતા તેટલાં અફસોસ કે એક ફુંફારા મારતી મોટર વચ્ચે તેવણ આવી ગયા.

મોટરે ભુંગળું ફુકયું, પણ તેવણ આ બાજુ કે પેલી બાજુ દોડવું તે પોતાના વીચારમાં ગુંચવાઈ ગયા, અને એક ઝડપી સ્પીડ આવતી મોટરની નીચે દબાઈ મુવા.

અફસોસ! એક પળવારમાં એ નહી ધારેલુંજ થયું. અને હીરજી કાકાની દોલતની એકલી વારેસ બનવાની સાકરની હવાઇ ઉમેદો કલકતેથી પાછી ફરે તે અગાઉ હવામાંજ ઉડી ગઇ!

તેજ સાંજે વાઘરાએ કલકતે હીરજી મોટર એકસીડંતથી મરણ પામવાનો તાર સાકર પર મોકલ્યો એવી નીષ્ટાથી કે તે હવે નીરાંતે કોઇ હીરજી કાકા જેવું બીજું ફુલ સોધતીજ આવે!!

શું સાકર, હીરજી જેવું વળી બીજું બીલ્લું મેલવવામાં ફાવશે?

## પ્રકરણ ૨૦ મું.

**(પાપીની પણોતી-સોનાને પાયે! આશાનો ઉછળતો ધડો...હાયરે તે ઉંધો વળ્યો!! એક પીતા-નમુનેદાર! એક સાચો સલાહકાર! સુખી સંસારનો સરદાર! ઉરપુર "દયાનો ભંડાર! આવા ગૃહસ્થ સાથ એક ચવીત્રીની પીછાણ! તે કોણ?-વાંચો આ દાસ્તાન.)**

કલકતાના હોટલમાંથી હીરજી કાકા મુંબઇ વિદાય થયા ત્યારે સાકરે તે દોકરાના મગજમાં ઉંડી અસર કરવા માટે તડતડ આંસુ આંખમાંથી તોડી પાડી, એવું તો આબાદ એકટીંગ કર્યું હતું કે સીનેમાની સ્ટાર એકટ્રેસ ગલોરયા સ્વેનસન પણ ઘડીભર હેરત થઇ જાય! સાકરે તેમનાં વગર ઝુરી જવાનાં ને ખાવા પીવા નહીં ગમવાનાં એખલાસ ભરયા એકરારો કીધા. બીચારા હીરજીને તે છુટાં પડતી વખતનાં જુદાઇનાં ધરાંપરાં અને આંસુઓ, ગમે એવાં બનાવતી છતાં અપશુકન ભરયાંજ નીવડયાં! મુંબઇમાં જઇ પોતાની પરણેતરનાં ને વાઘરાના ધડક ધુળજારામાંથી છુટી, દારૂના લાઇસન્સનાં લીલાઉમાં પણ તેને મારજ ખાધો અને અંતે મોહતે ઘેરેલો એતેફાક મોટર નીચે આવી મરણ પામ્યો.

એ અકસમાતને લગતો વાઘરાએ કરેલો તાર કલકતામાં મલતાં, સાકરને અલબત શોક તો લાગોજ. કારણ કે તે ટેલીગ્રામ અગાઉ, તેણી હસ્તી રમતી, અનેકોને રમાડતી-હોટલમાં એક મોજીલી મડમ થઇ ગઇ હતી.

અને તાર આવતાં સઘલાંએ પુછ્યું, તો તેણી તેનો શું જવાબ આપે? સર્વે આગલ ત્યાં તો હીરજીને પોતાના બહુજ "પ્યારા પપી" તરીકે ઓલખાવ્યા હતા, એટલે પપા મરી ગયા, તો બી ખુશાલ દેખાવ

તે કેમ બને ? તેથી તેણી તદન બદલાઇ ગઇ, અને રૂમમાં જઇ આંખ પાણી કરવા લાગી.

ખરેખર તો હીરજી કાકા મરી જવામાં તેને એક જાતનું દુઃખજ થયું. આગલ ફીરોઝ અને બીજાઓથી છુટી પડતાં, તેને એટલી લાગણી લાગી હતી નહીં, કારણ કે તેઓ જવાન હતા. અને એક પ્યારને છોડી બીજો પકડી લેતાં તેને કશી મુશકેલી નડતી નહીં ! પણ બુઢા હીરજીનાં બાબમાં જુદીજ વાત હતી—હીરજી કાકાએ લોકોની નજરે તેણીને દીકરી કરી લઇ, પોતાની સઘલી દોલતની વારસ બનાવવાની તેણીને આશા આપી હતી. વળી હીરજી કાકાથી તેણીને પૈસાની એ મોટી ઉમેદ ઉપરાંત બીજું સુખ એ હતું કે તેઓ બીજા જવાન્યાઓ માફક અદેખા પડવાને બદલે તેણીને છુટથી બધેબધ ભેળાવવા દેતા હતા. તેથી હીરજીની વારસ બની શ્રીમંતાઇનું સુખ ભોગવવાના તેણીના હવાઇ કીલા, એક પાનાનાં મેહલ મીસાલ કરરરભુસ થઇ ગયા !

હીરજી કાકાની દોલત ગુમાવવાના ગમમાં ગીરફતાર થયલી એ બ્યુટી-ફુલ બળાને હાલ અહીંજ પડતી મેલી આપણે કલકતામાં બીજા બનતા એક બનાવ તરફ નજર કરીશું.

* * * *

તે સહવારનો વખત હતો.

કલકતાના એક સાદાં પણ સુગડ મકાનનાં ઓરડામાં એક અધોર ઉમરનો ગૃહસ્થ શાંતીથી ઉંઘમાં લીન થઈ સુતેલો હતો.

ત્રરરરરરરરરીંગ કરતું તેના પલંગની બાજુમાં મુકેલા એક ઘડીઆ-ળનું આલારામ વાગ્યું તેનાં ઘોંઘાટથી દીલ મરડતાં ને આળશ ખાતાં તે ગૃહસ્થ ખાનબહાદુર જહાંગીરશાહે જરા ઘડીયાળ ગમી જોયું. ઘડીયાળમાં ૭ વાગ્યા હતા, જે જોતાંજ તે ચમકીને ઉઠયો. તુરત કસ્તી છોડી એક ટુંક બંદગી કીધી.

તે પછી તે એક બીજા મોટા રૂમમાં ગયો કે જ્યાં જુદાં જુદાં ૭ બીછાણાઓ ઉપર તેના ૭ છોકરાંઓ—૪ છોકરા ને ૨ છોકરી—સુતેલાં હતાં તેઓને વારા ફરતી અકેકી કીસ કરી, પસવારી રમાડીને ઉઠાડયાં. આ છોકરાંઓમાં મોટામાં મોટો છોકરો ૧૮ વરસનો અને નાનામાં નાનો ૬ વર-સનો હતો. દરેક છોકરાં દેખાવલાં અને કબાંગરાં હતાં; અને એક નાનાં બકલ્યાંએજ જરા ઉઠતી વખતે આનાકાની કીધી જેને પ્યારથી ઉંચકી

તેને ભોંય પર મુકયું અને તેને છેડાઇને પોતાના પપાની દાઢડીના વાળ પીંખ્યા. જેમ તેમ રમાડી હસાવીને તેને બીજાં દીકરી–દીકરાઓ ભેગો મોહડું હાથ ધોવા માટે મોકલી દીધો, તે પછી તે પોતે મોંહહાથ ધોઈ દાંતણુ કરી બચ્ચાંઓએ બરોબર ધોયું કે કેમ તેની તપાસ કરવા ગયો. તે જીણો બાળક બાપડો જેમ પોતાને હાથે આવડે તેમ સાબુના લપેતા ગપેતા કરીને અરધી હાલતનું મોંહ નૂછતો હતો તેટલાં જહાંગીરશાહ જઇ લાગ્યા. તેવણે હસીને તે બચ્ચાનું મોંહ ફરીથી ધોયું અને બરોબર નૂછયું અને પછી તે પનોતો પીતા સઘળાને ફીઝીકલ કલચર રૂમમાં લઇ ગયો–તે રૂમમાં આસ-પાસ સઘળા અમેરીકન અને જરમન પહેલવાનોના ફોટોઝ હારેકટાર લગાડી દીધેલા હતા.

સવારે સાતનો અમલ હતો અને છએ છોકરાંઓ સફ સમારીને કસરત કરવાના ડ્રેસમાં તૈયાર થઇ, પોતાના પીતાની રાહ જોતાં ઉભાં હતાં.

જહાંગીરશાહ આવી લાગ્યા. અત્યારે તેવણુ ગોયા પીતાની પદવી પરથી બદલાઇ માસ્તરના ઓહ્દાપર આવ્યા હતા! સઘળાં છોકરાંઓને કેમ હાથ પગ લાંબા કરવા, કેમ દીલ મરડવું, કેમ ડોક–માથું ઉંચાં કરવાં તે પોતે પણુ કસરત કર્યા જઇ સાચે શીક્ષણુ આપતા, અને જે છોકરૂં ખામી ભરેલું જણાતું, તેને માયાકુલ શબ્દોથી સમજાવી ખરી રાહે મુકતા.

પેલી તરફ તેમણુા ધણીઆણી દીનબાઇ સહવારની સઘલી ઘટતી ક્રીયા એકલાં એકલાંએ બજાવી, દુધ લેવા ઘરને આંગણે ગયાં અને દુધ લઇ ચાહે નાસ્તાની તૈયારી કરવા મંડયાં.

સાડા સાત થયા. અરધા કલાકમાં તેઓની કસરતશાળા બંધ થઇ! અને સઘળાં છોકરાઓ નાસ્તાની ટેબલ પર બેઠાં, વચોવચ અફરગાણ્યું સુખડ લોબાન મુકયું. અને જહાંગીરશાહ તથા છોકરાઓએ અરધો કલાક સુધી એકશાંતીથી બંદગી કીધી.

આઠ વાગ્યા! નાસ્તો આવ્યો અને સઘળા છોકરાંઓએ પોતાના પીતા સાથે નાસ્તાંને ઇન્સાફ આપ્યો. તે પછી સઘળાઓએ લેશન કરવા બેસી જઈ પોત પોતાના સ્કુલ ડ્રેશ અને બેગ તૈયાર કીધો. નાના છોકરાંઓ પોતાની મમા પાસે જઇ કપડાં પહેડી તૈયાર થયાં, એટલે વારાફરતી પપા આગળ લેશન તૈયાર કરયું તેની પરીક્ષા આપવા ગયાં અને છોકરાઓનું લેશન લઇ પરવાર્યા પછી, જહાંગીરશાહે સર્વે છોકરાઓને એકકી કીસ કરીને નવ વાગે સ્કુલે વીદાય કર્યાં.

જહાંગીરશાહની ઉંમર પીસ્તાળીશ વર્ષની હતી, તેવણ મધ્યમ કદના, ગોળ સેપનો ફાંકડો ચહેરો ધરાવતાં, દાઢી થેભ્યા સાથે શોભીતા મુખડાના એક શેહનશાહ જેવા તોરવંતા હતા. આજકાલની લવ-ફેશનથી અને પોતાની પસંદગીથી પરણવાની મોઝથી બેશક તેવણ અંજાણ હતા- તેથી તેવણ પરણ્યા ત્યારથી કે આજની ઘડી સુધી પોતાની પરણેતર દીનબાઇ, પોતાના બચ્ચાંઓ અને પોતાની ઓફીસમાંજ તેમની સઘળી દુનીઆ સમાઇ ગઇ હતી. તેવણ દુન્યાના છલ કપટ કોંટા કાવત્રાંથી બેખબર હતા. તેમ તેવણ નીર્દોષ અને ભલા હતા. તેવણ પાંચ પૈસે સુખી હતા. અને ખાનબહાદુરનો ખેતાબ પામ્યા હતા, જે ભોગવવાને તેવણ કેવળ લાયક હતા. અને એક પીતા એક ભરથાર તરીકે એક નમુનેદાર જીંદગી ગુજારતાં હતાં.

જહાંગીરશાહ લવ-ફેશનથી પરણ્યા નહીં, એટલે ધણીઆણી વચ્ચેના સાદા સંસારી એખલાસ ઉંપરાંત વધુ તેવણ કશું જાણતા નહીં. તેમના ધણીઆણી પણ અસલી ખવાસના અને એકમાર્ગી હોવાથી તેઓ વચ્ચે પ્યારનાં ઝાજાં ધરાંપરાં જેવું કશું હતું નહી, તેઓ છુટાં પડતાં ત્યારે જહાંગીરશાહ તેમણે "જાંઉચ હં" કહીને સીધારતા અને દીનબાઇ "વહેલા આવજોજી" નો હુકારો આપતાં. તેઓ આટલી ઉમર વચ્ચે દેખાદેખીથી કીસીકીસા કરવા-કે આસપાસનાં લોકો જુવે તેમ હાથમાં હાથ લઇ ચાલવા-એક જગે સાથે બેસી ખીખીખાખા કરવા કે સાથે ફરવા હરવાનું શીખ્યાંજ ન હતાં, બલકે પસંદ કરતાં હતાં નહીં.

દીનબાઇની ઉમર પણ અત્યારે બેતાલીસ વરસની હતી. તેવણ ગરીબ માબાપના એક ફરજંદ હતાં અને પોતાનો વખત ઘરના કામકાજમાં સીવવા સાંધવામાં તથા પોતાનાં બચ્ચાંઓને સંભાળવામાં સંતોષથી પસાર કરતાં હતાં. તેમના ધણી જહાંગીરશાહ ગમે એવા પૈસાદાર છતાં, એસકી કપડાં પેહડવાનો નોકર ચાકરથી કામ લેવાનો કે ગાડીઘોડે ફરવાનો તેમને ઇટરાટ મરડાટ હતો નહી. દીનબાઈ ઘણાંજ એકમાર્ગી અને રાંક હતાં અને તેમની ભલી આસ્થા પ્રમાણેજ તેના જહાંગીરશાહ પણ લાખમાં એક નહીં હોય એવા, ભલા ને ભોળા ભરથાર નીવડયા હતા.

જહાંગીરશાહ, કલકતાની આગેવાન બેંકના એક વડા કેશયર હતા કે જે જગા અગાઉ એક યુરોપીયન હસ્તક હતી. પણ તે પછી જહાંગીરશાહે પોતાની કુનેહથી બહુ સંતોષ આપ્યો હતો અને આખી બેંક ગોયા

તેમના ડોળાના દાબ હેઠળજ ચાલતી. બેંકના સર્વે માણસો તેઓને ઘણું માન આપતા હતા. કારણ કે તેવણ ગમે એવા મોટા હોદ્દા ઉપર હોવા છતાં જરા પણ અભિમાન ધરાવતા હતા નહીં તથા સઘલા પોતાના હાથ નીચેના માણસોને તેવણ ભાઇ સમાન લેખતા અને અત્યંત માયાકુળપણે વર્તતા હતા. એ ત્રણ વરસે કોઈ વાર જ્યારે તેવણ હકની રજા ઉપર એ ત્રણ માસ જતા, ત્યારે જાણે આખી બેંકમાં અંધકાર ફેલાતો હતો એવા તેવણ બેંક માટે અનુભવી અને અંતયંત ઉપયોગી હતા.

સહવારના દસ વાગ્યા. અને તેવણ બરોબર ટાઇમસર તૈયાર થઈ પોતાની દીનુંને કહીને બેંકમાં સીધારયા.



## પ્રકરણ ૨૧ મું.

તે બેંકમાં સેંકડો માણસો કામ કરતાં હતા. જેવા જહાંગીરશાહ બેંકમાં દાખલ થયાં કે સર્વે કલાર્કોએ નમી નમીને તેમણે સલામ કરી અને તેવણ પોતાની સ્પેશ્યલ બેઠક ઉપર ગોઠવાયા. ટેબલ ઉપર, ઉપર ટપકેનું કામ જોઇ તેવણ આખી ઓફીસમાં ધારા મુજબ એક રાઉન્ડ મારવા નીકળ્યા. પણ પોતાના રૂમમાં પાછાં ફરતાં તેવણની નજરે એક જવાન એસીસટંટ મોડો આવેલો સામો મળ્યો.

"કેમ મીસ્તર તમે આજે એટલા લેટ?" તે આવનારની ખાંધ ઉપર હાથ મુકી બરડો પસ્વારતાં જહાંગીરશાહે સવાલ કર્યો.

"હાજી મારો એક સગો સીક હતો તેથી–"

હજી તો તે વાક્ય પુરો કરે તે અગાઉ તેના કોટ ઉપરથી એક સુંદર કસબ જેવો લાંબો વાળ કાહડી હાથમાં જોતાં જહાંગીરશાહ બોલ્યા.

"ઓહો–આઇ સી! તમારા સીક સગાને જુવાન છોકરી જેવડા આવા લાંબા બાલ હોવા જોઇયે!! તમે સીક સગા પાસે ગયલા કે કોઈ લવલી ગર્લ પાસે ગયલા?"

વાત આબાદ પકડાઇ ગયલી જોઇ તે ખુબસુરત જવાન ચાંઇ પડી ગયો! જહાંગીરશાહ હસ્યા અને શીખામન આપી કે "જુઠું નહી બોલવું અને કોઇના પ્યારમાં નહીં સપડાવું, નહી તો બદી જંજાલમાં ફસી જશો. જાવ બીજી વખત એમ લેટ આવતા–ના."

થોડોક વખત પસાર થવા બાદ જહાંગીરશાહની તેબલ આગળ એક તરતનાં રહેલા નવા કલાર્ક છોકરાને પકડી લઈ આવી કોઇએ ફરીયાદ કરી કે તેણે સ્ટેંપ ચોરયા હતા. છોકરાને પોતા આગળ મુકી બીજાને ત્યાંથી જવાની ઇસારત કીધી અને છોકરાને પોતાની નજીક બોલાવ્યો.

"અહીં આવ ખરેખરૂં બોલજે-તેં સ્ટેંપ ચોરયા ખરા કે? જો સાચું બોલશે તો હું તુંને વધુ શીક્ષા નહીં કરશ" જહાંગીરશાહે એક ન્યાયાધીશનાં તોરથી પુછયું.

"હાજી મારી ભુલ થઈ-હું માફી માંગુછ!"

"જો હું તુંને કયારે માફ કરૂં કે તું મને સોગંદ ખાઇને વચન આપે કે ફરીથી એવું કામ નહીં કરૂં, નહીં તો હું તુંને-"

"નહીં સાહેબ, ફરીથી કદી નહીં કરૂં, હું પવિત્ર કસમ ખાઉંછ-"

"એમ?" જહાંગીરશાહે તેની પીઠ પર હાથ પસવારયો અને કેટલાક બોધદાયક સબકો કહી પોતાનાં ખીસામાંથી એક રૂપીઓ કહાડી આપ્યો." જો બચ્ચા સારી રીતે નોકરી કરજે, હું તારો પગાર વધરાવી આપશ."

તે છોકરો આંખમાં પાણી લાવી હેશાનથી નમ્યો અને ત્યાંથી પાછો કામે વલગ્યો.

બેંકના યુરોપીયન હેડ મેનેજર અને ડાયરેકટરો પણ જહાંગીરશાહ માટે ઘણું ઉંચુ મત ધરાવતા હતા. કારણ તેવણની પોતાના આસીસટંટો પાસેથી કામ લેવાની માયાકુલ રૂઢી ખચીત એક કુનેહભરી નવીનતાજ હતી, આવા એક મોટા દરમાયાનો ઓહ્દો ધરાવતો માણસ કદી પણ આવી દીલસોઝ રીતે વર્તે તે તાજુબી ભર્યુંજ હતું અને તેથી બેંકના વડાઓ જહાંગીરશાહ ઉપર ગોયા ફીદા હતા. અને બેંકને લગતા સુધારા વધારાને લગતી તેમની સલાહ અને અનુભવ તેઓ એકીંમતી સમજતા હતા.

સાંજે તેવણ ઘરે પાછા ફર્યા તો ત્યાં તેવણ ઓફીશથી જુદીજ ફરજ બજાવતા; તેમનાં સરેસ્તા મુજબ સઘલાં છોકરાંઓ હાથમાં વાયોલીન લઇને મ્યુઝીક શીખવા તૈયાર થઈ પોતાના પપાજીની રાહ જોતાં ખડાં હતાં. વારા ફરતી એકેક સુંદર પીસ ગાતાં અને વજાડતાં.

છેલ્લે વડા છોકરા લવજીએ પોતાનું સદાનું એક ફેવરીટ ગાણું ગાયું. ઓ તે દીલના તાર ઝણઝણાવી નાખનારૂં ગાયન! કે જેની અસરથી જહાંગીરશાહની આંખમાંથી એકાદ બે આંસુબી ખરી પડયાં!

તે પછી સઘળાં છોકરાંઓ સાથે તેવણુ બાગમાં ફરવા ને ક્રીકેટ રમવા ઉતરી પડયાં.

રાત્રે આઠ વાગા કે પાછી ભેગી બંદગી; નવ વાગા કે સર્વે ભેગા જમવા બેઠા. જમીને પાછા જરા બાગમાં વાતચીત કરતા બેઠા કે સર્વ જણુ સુવા ગયાં.

ખાનબહાદુર જાંહગીરશાહનું રોજીંદું ઘરનું તથા ઓફીસનું આ પ્રોગ્રામ હતું. તેમનું સઘળુ કામ સીસ્તમેટીક હતું. દર ચાંદરાતે કે અવાર નવાર તેવણુ છોકરાંઓને દરયે ફરવા લઇ જતા, ફુલ નારીએલ સાકર ચઢાવતા અને દર હમકારે આતશ બેહરામ જઈ સુખડ ચહડાવી આવતા: જહાંગીરશાહના દીવસો, મહીનાઓ અને વરસો એજ પ્રમાણેની નેકી અને ઝલકતી કારકીર્દીમાં પસાર થયાં. ખરેજ તેવણુ જેવો એક નમુનેદાર ઠંડા સ્વભાવનો, સાતને શીખામણ આપનારો ઉમદા ગૃહસ્થ જવલેજ કોઈ હશે.

તેવણુ બે ત્રણ વરસે જ્યારે રજા પર જતા ત્યારે જુદી જુદી હીંદુસ્તાનની લાંબી મુસાફરીએ નીકળી પડતાં અને ત્યાંથી પણ પોતાની ઓફીસ લાયક નવા જાણવા જોગ જ્ઞાનનો ભેજામાં ઉમેરો કરતાજ આવતા. આ પ્રમાણે ત્રણેક વર્ષ સુધી તેવણુ ગયલા ન હોવાથી આ વર્ષે તેમનો મુંબાઈ જવાનો વીચાર હતો.

એક દીવસ બેંકમા મીટીંગ મળી અને જહાંગીરશાહને ત્રણુ મહીનાની રજા ઉપર ચાલુ પગારે મોકલવાનો ઠેરાવ પસાર થયો; તથા બેંકના વધારા સુધારા માટે બેંકના વડાની સુચનાથી આ વખતે મોટી રકમના કેટલાક બોંડસ સારો ભાવ આવે તો મુંબઈમાં વેચવા માટે તેઓએ જહાંગીરશાહને સોંપ્યા અને નરમ બજારે કાંઈ બોંડસ શેરો વગેરે મલે તો ખરીદવા માટે રોકડ નાણાની પણુ એક મોટી રકમ તેમને સ્વાધીન કરી.

જહાંગીરશાહે ઘરે આવી મુસાફરીને લગતી સઘળી તૈયારી કીધી. અને કેટલીક આનાકાની સાથેજ તેવણુ છોકરાંઓ અને ધણીઆણીથી થોડો વખત છુટા પડવા માટે પોતાના મનને સમજાવી શકયા. તે પછી ઘેરના સર્વેને અચ્છી તરેહથી મલ્યા ભેટયા—અકસર કરી, નાના બકલ્યાંને તેવણે ખુબ રમાડી કીસીઓ લીધી. બે છોકરીઓને પણુ આગળ બોલાવી કેટલીક શીખામણો દઇ તેઓને ગળે લગાડી કીસ કીધી, અને છોકરાઓને હસી હસીને સેકહેંડ કીધી અને જીંદગીમાં આજેજ પોતાના છોકરાઓનાં દેખતાં

દીનબાઇને કીસ કરી પીઠ પસવારી બચ્ચાઓને બરાબર સંભાળ રાખવાની શીખ દીધી. છોકરાઓએ સાથે સ્ટેશન સુધી ચાલવા માંગ્યું. અને તેઓ સઘળાં સ્ટેશન પર મુકવા આવ્યાં.

ત્રેન ચીકાર હતી. ચઢતા કલાસો પણ ઠીક ઠીક ભરાયલાં હતા. જહાંગીરશાહે છેક કંપાર્ટમેંટને નાકેની સામસામી બે સીટ ખાલી હતી ત્યાં બેસવાનું પસંદ કીધું, અને પોતાની સાંમેની સીટ પર પોતાની હેટ ઉતારીને મુકી (તેવણ જ્યારે મુસાફરીએ જવાના હોય ત્યારેજ ઈંગ્લીશ ડ્રેસ સજતા હતા—બાકી જ્યારે ઘરથી ઓફીસે જવું હોય ત્યારે ચકચકતી પારસી ફેશન ફુલમોરાની પાઘડી સાથ તેવણ ઇંગ્લીશ ડ્રેસથી કાંઈ કમતી શોભાયમાન દેખાતા હતા નહીં.) હેટ સામી સીટ પર મુકયા પછી પોતાનો કોટ બાજુની ખુટીપર ઓળવ્યો અને એક તેજ દીનનું "કલકત્તા મેલ" ન્યુસ પેપર હાથમાં પકડી વાંચવા બેઠાં, અને તે ન્યુસ વાંચી પરવારયા પછી મુસાફરીમાં સોહવાય તે માટે બીજી દલદાર ચોપડી વાંચવા માટે પોતાની બાજુમાં તૈયાર કહાડી રાખી હતી.

ત્રેન ઉપડવાનો લગભગ વખત થવા આવ્યો એટલે સ્ટેશનપર મુકવા આવેલાં તેમનાં ઘરનાઓ વીદાય થયાં. તેઓને ત્યાં ત્રેન ચાલુ થાય સુધી થોભવાનો અને દુબરાં લાલ્યા માફક "કીકલીને રામ રામ કહેજે અને કાગળ પતર લખતો રહેજે," જેવા ઢટીંગનો રીવાજ હતોજ નહીં. સઘળી રીતે સાદી અને સૂતરી જીંદગીજ તેમને પસંદ હતી.

એ પ્રમાણે ત્રેન ઉપડવાને કટોકટ પળે એક કુલી પાછળ બેગ ઉંચકાવી લટકતી ચાલે એક બ્યુટીફુલ ગર્લ તે કંપાર્ટમેંટમાં દાખલ થઈ. તેણીએ આખો કંપાર્ટમેટ વટાવ્યો. અને છેલ્લે જહાંગીરશાહની સામેજ એકજ સીટ ખાલી હતી કે જ્યાં તેવણે પોતાની હેટ મુકી હતી, ત્યાં તેણી થોભી અને કુલીને પોતાની બેગ ત્યાં ગોઠવવાની ઇસારત કીધી.

જહાંગીરશાહ પેપર વાંચવામાં ઘુંટાયલા હતા એટલે પહેલે તો કાંઇ તેમનું ધ્યાન ખેંચાયું નહીં, પણ તે સુંદરી છેક લગોલગ આવી તેમની સીટ સામે ઉભી રહી ત્યારેજ તેમણે એક લેડી સાથે લાયકીથી વર્ત-વાની ઢપે નમીને પોતાની હેટ ઉંચકી લીધી અને તેણીને બેસવાની જગા કરી આપી.

ત્રેન ચાલુ થઇ. પેલી નવી આવનાર છોકરી ફરાગાટથી બેઠી. અને

આખા કંપાર્ટમેંટમાં કોણ કોણ હતું તેના પર તીર્છી નજર ફેરવી અને પછી જહાંગીરશાહને પગથી માથા સુધી ટીકી ટીકીને જોવા લાગી. તેવણનો રોબદાર દેખાવ, હાથમાં ઝકઝકતી હીરાની વીટી, ઘડીયાલની લટકતી, નવી પેટર્નની સોનાની સાંકળી વગેરે જહાંગીરશાહના આખા શરીરનો ગોયા તેણીએ ઇન્ટરવ્યુ લીધો.

ન્યુસ પેપરનું પાનું ફેરવતાં, જહાંગીરશાહની નજર તેણીના ઉપર પડી, તો તેની તેવણને જોઇને મીઠું હસી. આથી ખુદરતી રીતે તેવણની નજર થોડે થોડે વારે તેણીના પર પડવા લાગી, કે જે વખતે તેણી તેવણનેજ પ્યાર ભરી નજરે જોતી ને હસ્તી પકડાઇ આવતી.

જહાંગીરશાહે મનમાં વીચારયું. "કેવી ફાંકડી બ્યુટી છે. આખા કલાસમાંથી કેથે નહીં ને અહીંજ બેઠી ને કોઇને નહીંને મનેજ કેમ જોયા કરતી હોશે ! કેવી માયાળુ લાગેછ !"

પેલીએ વીચારયું કે ન્યુસ પેપર વાંચીને તે બાજુમાં પડેલી બુક વાંચવા લેશે એટલે નવરો પડશે નહીં તે નવરો નહીં, પડશે તો મારાં સાથે વાત નહી કરી શકશે એમ ગણત્રી કરી તેની બાજુમાં પડેલી ચોપડી પોતે વાંચવા લેતી હોય તેમ હાથ લાંબો કીધો, "હું જરા આય ચોપડી જોવા લેવુંજી ?" ઘણાજ મીઠાસભર્યાં અવાજે તેણી બોલી.

"ઓ મોટી ખુશીથી ! તેણીએ પકડેલી ચોપડી કે જે હજી બેઠક ઉપરજ હતી તેના હાથ પર ભુલથી પોતાનો હાથ મુકી દેતાં જહાંગીરશાહે કહ્યું અને એક સ્વીટ "ઠેંકયું" બોલવા સાથ તેણીએ તેવણના હાથ પર પોતાનો બીજો હાથ દાબીને મુકયો.

અને અહીં તેઓ વચ્ચે ગોયા વાયરલેસ ટેલીગ્રામ શરૂ થયો. જરાજરા વારે ડોક ઉંચી કરી તે પોરી જીણીજીણી આંખે તેવણને જોતી અને થોડે થોડે વારે જહાંગીરશાહ પેપરમાં બારે ડોળે તેણીને ભોપતા હતા ! આ કાંઇ દોષ ન હતો. આ એક ખુદરતી જીગ્નાસાજ હતી કે જેવી રીતે જહાંગીરશાહની જગા ઉપર ગમે એવો નેક માણુસ પણ જોવા લલચાય !

પણ એટલામાં તે બન્ને વચ્ચેના "સીનમાં" જરીક ભંગાણુ પડયું.

"ટીકીટ પલીઇઇઝ !" કરતો ટીકીટ કલેકટર ત્યાં આવી ઉભો.

પેલી બાળાએ તો પોતાની ટીકીટ તરત કાહડીને બતાવી, પણ જહાંગીરશાહ પોતાની ટીકીટ કયાં મુકાઇ હતી તે કેથા ભુલી ગયલા ! તેથી

ટીકીટ સોધવા પાટલુનનાં ગજવામાં ને અહીં તહીં ફાંફાં મારવા મંડયા. પછી ખુટી પર ટાંગેલા કોટનાં ખીસાં તપાસ્યાં અને તે પછી એકા એક યાદ આવી જવાથી તેમણે કોટનાં અંદરનાં ખીસાંમાંથી એક મોટી પાકીટ ખેંચી કહાડી. જ્યારે તે પાકીટમાંથી પેલા હજારો રૂપ્યાનાં કીંમતી બોંડસબી ખેંચી કહાડયા, ત્યારે છેક હજાર હજારનાં નોટના ટુકડાઓમાં ભરાઇ બેઠેલી તેવણુની ટીકીટ મલી આવી!

એ દરમ્યાનમાં તે ટીકીટ કલેકટર આજુબાજુ ટીકીટ તપાસી લઈ ત્યાં પાછો આવી ઉભો. અને ટીકીટ જોઇ તે વીદાય થયો. ટીકીટ સોધવાના ફાંફાં દરમ્યાન સાંમે બેઠેલી પેલી છોકરીના ડોળા જહાંગીરશાહ પાસના કીંમતી અવેજો જોઇ ચકચકી રહ્યા હતા!

"હી હી હી! જી તમુંને ટીકીટ સોધતાં ઘણીજ તકલીફ થઇ!"

"હં—હા—હું ટીકીટ પાકીટમાં મુકીને ભુલીજ ગયલો!

"બેહતર કે તમારી ટીકીટબી મારી પાસેજ રાખવા આપો—હું ધારૂં છ કે તમે બી મારી કાની મુંબઇજ જવાના હોશો. ને ટીકીટવાલા તો ઘડીઘડી એમ આવ્યાજ કરશે ને તમુંને એમ ત્રબલ આપશે."

'ઓ ઠેંક્સ—તમે ઘણાજ ભલાં ને માયાળુ લેડી છેવ." એમ કહી જહાંગીરશાહે તેણીની પાસે ટીકીટ રાખવા સોંપી.

પણ સબર—એ જહાંગીરશાહની સીટ સામે કોણ અબલા બેઠી હતી? કે જેણી વગર ઓળખ પીછાંણે એક પરાયા ગૃહસ્થ સાથે વાતચીત કરવાની આટલી બધી હીંમત ને છુટ લેતી હતી?

તે સાકર હતી.



## પ્રકરણ ૨૨ મું.

**[ ટ્રેનમાં મળેલો ગોલાબ જેવો હસ્તો ગુંગરો! લત્રાજ ખોરી શીરીં જબાનથી સોનેરી જાલમાં સપડાયલો નવો સીકાર!—"જોજોની મારા વર એવા તો ઓબલાઇઝીંગ છે કે તમુંને જોઇને થોરા થોરા થઈ જશો!" ખુલ્લા-ઇંગ્લીસ નેચરના ધણી ધણીયાણી!-"બરચા પૈસા ટકા, સાચું હેત તેજ ખરો ખજાનો!" લવલી લાઇફ ગુજારવાની નવી શ્કીમ! નહીં સગાના સગા! ફરેબથી ફરેશતાબી ફરે તે ખરી વાત હશે કે?]**

તે એક કુદ્રતીજ એતેફાક હતો!

સરજતની સાંકળ માણસને ક્યાં દોરવી લઇ જાય છે તેનો તેને ખ્યાલી સ્વપનો પણ હોતો નથી.

સાકરે જ્યારે કલકતાના હોટલમાંથી મુંબઇ જવા ઉઠાંગરી કરી, ત્યારે તેણીને સ્વપનો પણ ન હતો કે ટ્રેનમાં તેણીને ખાનબહાદુર જહાંગીરશાહ જેવા ફીરેસ્તાઇ ખસલતના નેક નરની પીછાણ થશે! ખરેખર પાપીઓનોજ પાહરો આ જુગમાં છે. જેઓ નસેનસ નીચ છે, જેઓ નેકીની રાહ શું તેનો ખ્યાલી ખ્યાલ પણ ધરાવતાં નથી તેઓનીજ જય સદા નજદીક આવતી રહે છે. જ્યારે ખરેખરા ખુદાઇ રાહે ચાલનારા માટે ગોયા શીહા વાદળ ઘેરાયલું લાગે છે અને તેઓની સખત કસોટી થાય છે.

ખાનબહાદુર જહાંગીરશાહે અત્યાર અગાઉ મુસાફરી કરી હતી. અને અવારનવાર હાઇકિલાશ હોટલોમાં તે મુસાફરી દરમ્યાન ઉતરતાં ઘણીક બાનુઓના સંબંધમાં આવ્યા હતા. પણ ટ્રેનમાં મળેલી આ છોકરીના જેવી માયાળુ, ભડભડ બોલી, મલતાવડી અને જલદી જીગર જીતી જનારી છોકરી તેવણને કોઇ જણાઈ હતી નહીં, અને તેથી તેવણ પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યા કે ટ્રેનની કંટાલા સમાન મુસાફરી દરમ્યાન આ હસ્તો ગુંગરો તેમની સાથે મળ્યો હતો. અને સાકરની લત્રાજખોરી શીરીં જબાનથી તેવણ કેવળ ખુશ થઇ ગયા. તેવણે પોતાની ટીકીટ તે નખરાંબાજ નાજનીનને હવાલે સોંપવા પછી અને ચોપડી લેતી વખતે એકેકનો એકેકના ઉપર અચાનક હાથ દબાયાથી તેઓ વચ્ચે વાતચીતનું

ગાડું ઠીક ગબડયું. તેઓ એકમેકના નામ પુછી ધારીતાં બારીતાં થઇ ગયાં હતાં અને ખોદા જાણે જહાંગીરશાહના દીલમાં પણ શું થતું હતું, તે ખુદતી તેણીના સમક્ષ તેઓનું મન લોહચુંબક મીસાલ ખેંચાઇ રહ્યું !

"હું ખોદાના સુગરાનાં માનુંછ કે તમો જેવા નેક સુરંબી મને મુસાફરીમાં મલ્યા. તમારૂં લાલ–લાલ ગોલાબ જેવું ફરેસ્તાઇ મોહણું મેં જોયું કે તરતજ મને તમારી નજીકજ બેસવા ગમ્યું ને મને તમારી ફ્રેન્ડશીપમાંથી જાણે હવે ખસવાબી ગમશે નહીં."

"ને હુંબી તમો જેવાં કાઇન્ડ ને બ્યુટીફુલ લેડીનો મેલાપ થવા માટે મને ભાગ્યશાળી સમજુંછ."

"થેંક્સ, તમે ઘણા માયાળુ ને લવલી છેવ જી. તમે મુંબઇમાં તમારે ઘેર સીધારોચ? બૈરી છોકરામાં જીવ ભરાઇ રહયો હોશે ! હી હી."

"જી નહી, હું તો હંમેશનો કલકતાનોજ રહીશ છેઉં ને બૈરી છોકરાંઓને તો મલી ભેટીનેજ નીકરયોછ. જરાં બે ત્રણ વરસે મોજ મજાહ કરવા કેંટે કેંઠે ઉતરી પડંછ."

"ઓહ–આઇ સી ! તાહરે મુંબઇ તમે કાંહ ઉતરવાના ?"

"કંઇ નક્કી નથી. પહેલે તાજમાં ઉતરી પછી કેંટે નજીકને હીલ સ્ટેશને પોંહચી જવશ. તમે મુંબઇમાં કાંહ રેહવોચજી ?"

"આય–છેટેકે–ગ્રાંટરોડ તરફ !" સાકરે અડાવ્યું.

અત્રે રેસ્ટોરંટ કારનો બૉય સાકરની નજરે પડયો તેણી જહાંગીરશાહની માફી માંગી વાયોલેત તરફ જતી હોય તેમ ઉઠી અને બૉયના હાથમાં અગાઉથી પાંચની નોટ પકડાવી બે ગલાસમાં સારો લીકર ને સોડાની બાટલી લાવવાનો હુકમ આપી ડબલ્યુ. સી. માં ગઈ. જ્યાંથી મોંહ ધોઇ બાલ સરખા કરી હાવી દુઇ થઇ પાછી ફરીને બેઠી.

"જહાંગીરશાહ, હવે ઠંડો પવન નીકળ્યો હં; તમુનેબી લાગેછની."

"હા, હાલ સીઝનજ ઠંડીની છે એટલે ઠંડો પવન લાગે તેમાં નવાઇ શું ? તેમાં ત્રેનની ઝડપી સ્પીડથી પવન તો બેવડો લાગે !"

તે બૉય ઓરડર મુજબ સામગ્રી લાવ્યો. સાકરે ગલાસમાં જરા જરા છાટા ને સોડા નાખી પહેલે જહાંગીરશાહ આગળ તે ધરયું. અને બીજુ પોતાના હાથમાં પકડયું.

"જરા લેશોજી ? તમો મોટાં માણુસ લાયક કંઈ નથી !"

"શું ? એ તમે મંગાવ્યું ? કેઇ વખતે ?"

"હું હમણા તમારી આગળથી ઉઠી ત્યારે સાંમે બોય મલ્યો તેને ઓરડર આપતી આવી."

ઓ ઠેકયું. તમે શું કામ એટલી બધી તસ્દી લીધી ? જો કે મને હંમેશ પીવાની આદત નથી પણ કોઇ કોઇ પ્રસંગે હું લેવુંછ. આજે ઠંડક છે એટલે તો એ વધારે આવકારદાયક." એમ કહી તેવણે તે પાણું સીપ કરવા માંડયું. સાકર પણ સીપ કરતી જઇ કંઇ કંઇ ટાહુકા ટુચકા ચલાવતી ગઈ.

'હું તમુંને જોઇને એટલી તો ખુશીથી ખેંચાઈ ગેઈછ, કે તમુંને શું કેહું, જાને તમે મારાં કેટલાંક વરસના જુનાં મુરબ્બી હોય તેમ મારૂં દીલ તમારા તરફ ખેંચાયચ. ને બસ તમારી સાથે વાત કરતાં બંધ પડુંજ નહી તેમ જીવને થાયચ."

ખાનબહાદુર હસી પડયાં. તેટલાં બોય ગલાસ બાટલીની ટ્રે લેવા આવ્યો. અને જહાંગીરશાહે બીલ માંગ્યું.

"નહીં–સર બીલ તો મને આએ લેડી તરફથી પહેલાંથીજ મલી ગયલું છે !" અને તે રવાના થયો.

જહાંગીરશાહે એ બાબદ કાંઇ વાત કીધી નહીં અને મનમાંજ સાકરની દુર અંદેશીપર આફ્રીન કરવા લાગ્યા.

પાછી એલાર પેલારની વાતો ચાલી. અને જહાંગીરશાહે રેસ્ટોરંટ કારમાં સાથે ટીફીન લેવા જવાની સાકરને ઓફર કીધી.

"જી, તમે સધાવી આવો, હું તો મારી સાથે ટીફીન બાસકીટ લાવીછ તેમાંથી બુક બાચકો ખાઇ લેવશ."

"નહીં એમ કંઈ બને ? ત્યારે તો તમે જુદઇ રાખોછ ! તમારી ટીફીન બાસકેટ ઘેરે જઇને હવે ખોલજો. હમણાં તો મારો શખુન માનો. મેં તમારો શખુન એકે બોલે માનીને તમારી ઓફર કબુલ કીધી કેની !"

"વેલ તારે ચાલોજી, હું આવવા તૈયાર છેઉં."

તેઓ બન્ને જણુ જમી આવ્યાં. જેના પૈસા પણ સાકરે ચુકવવા માટે બોહસ કીધી પણ જહાંગીરશાહેજ તે પછી આપ્યા.

તેઓ પાછાં આવ્યાં અને હવે સાંમી સીટપર બેસવાને બદલે સાકર જહાંગીરશાહની બાજુમાંજ, સાંમી સીટપર પગ લાંબા કરી બેસી ગઈ. ત્રેન ચીકાર હતી ને સુવા માટે તેઓએ બર્થ રીઝર્વડ કરાવેલો ન હોવાથી જહાંગીરે બી જોયું કે આમ બેસવામાં તેણીએ મારી સગવડ અર્થેજ કાલજી કરી હશે ! વળી તેઓએ પ્રથમ પીવા ઉપરાંત રેસટોરંટ કારમાં પણ થોડોક વધુ લીધો હતો. એટલે બંનેને તેની સારી કેફ ચહડી હતી.

સાકરે જહાંગીરની પેલી નોવેલ ઉંચકી વાંચવા માંડી અને જહાંગીરશાહ ખુશ વીચારમાં લીન બેઠા. થોડીવાર પછી નોવેલ પોતાની બાહેરની સાઇડે સાકરે મુકી, જરા જહાંગીર ગમી ખસતી બેઠી અને સુઇ જતી હોય તેમ આંખ વીચી. થોડાક વખત પછી તેણી ઉંઘમાં પડી અને પોતાનો સુવાલો રેશમ જેવો એક હાથ જહાંગીરનાં પગપર મુકયો. તે જેમ જેમ ત્રેન જતી તેમ ઉંઘના ઝોકા ખાતી, તેણી જહાંગીરનાં ખભાંને અઢેલાતી અને અંતે તેણી ઉંઘમાંજ સરી પડી હોય તેમ જહાંગીરશાહના પગપર પોતાનું માથું નાખી દઈ ભર ઉંઘમાં પડી ! થોડીવાર પછી જહાંગીરશાહે તે સુંદર માથું પસરાવ્યું તે બરોબર પોતાનાં પગપર ગોઠવ્યું કે જેથી તે બીચારી બરોબર સગવડે ઉંઘે !

આમ કલાકો સુધી તેઓ ઉંઘ્યાં. જહાંગીરશાહબી જરા જાગતા ત્યારે વહાલથી તેણીપર હાથ પસવારી પોતાનો હાથ સંભાળથી મુકીજ રાખતા ને પાછા ઉંઘાઈ જતા; એમ કરતાં એક લાંબી ટનલમાંથી ત્રેન પસાર થઈ જે વેળા જહાંગીરશાહે પોતાના ખોળામાં પડી રહેલાં તે સુંદર માંથાને પેટમાં ચાંપીને એક કીસ લીધી, એટલે તરતની ઝબકી ઉઠી હોય તેમ સાકર ઉઠી, વાલ બાલ સરખા કરી પાછી તરી બેઠી.

"ઓ માફ કરજો હં જી ! ઉંઘમાં મને ભાનબી નહીં રહ્યું ને તમુને પગપર મારા માથાનો ભાર લઇને તકલીફથી બેસી રહેવું પડયું હોશે !

"કાંઇ નહી. કાંઈ નહી એમાં શાની તકલીફ ? તમે તમારે પાછાં સગવડથી એમજ સુઈ જાવો—બીચારાં ઠાકેલાં હોશો તે તમે બી શું કરો ?"

"ઓ મેની ઠેંકસ," કરી તેણી હવે પહેલે કરતાં વધુ ફરાગાટથી અને કંઈક નફ્તાઇથી પાછી સુઇ ગઈ.

અને બીજે દીને તો તેઓ બન્ને એકેકના જીવજાન દોસ્ત જેવાં થઇ ગયાં ! કારણ કે બે દીવસ તેઓ એ રીતે સાથેજ રહ્યાં એટલે તેમ બને તેમાં નવાઈ પણ શું ?

જહાંગીરશાહે પોતાની જીંદગીમાં આવું મીઠું વહાલ કદી અનુભવેલુ નહીં, વળી સાકરનો દીલ જીતનારો મુખડો અને તેણીની ઉમર હતી તે કરતાં બી, તેના નાજુક ઘાટ ઘટમને લીધે પાંચ વરસ નાની લાગતી હોવાથી, તેવણનું મન તેણી તરફ અતી આકર્શી રહ્યું. તેમણે પરમ સંતોષ ઉપન્યો.

"જહાંગીરશાહ હી-હી-હી, આપરે ત્રેનમાં બેઠાં તે અગાઉ જાણતાંતાં બી નહીં કે આપરે એક બીજાં આવાં ફ્રેંડ બની જઇશું ? હું રોજ મારી બંદગી વખતે દુવા માંગતીતી કે મારે માંથે કોઇ મુરબી હોય, તે ખોદાએ તે મારી દાદ સાંભરી ને, તમે એજગેબી મારે હાથ લાગી ગયા હી-હી-હી."

એવો તે મેં શું તમારી ઉપર ઉપકાર કીધો-જે ?

"વારૂં જાંગુંજી-બરયું તમારૂં નામ ઘણું લાંબુ લચક છે-હં-" તેણીએ વાત ઉડાવતાં ચલાવ્યું. "તમે મુંબઇ જશો એટલે મને ભૂલી જશો કે ?"

"અલબત નહીંજ ! તમે મારી સાથે જોઇયે તે કરતાં ઘણાં ઉદાર માયાથી વર્તયાંછ એટલે ભૂલું કેમ ?"

"હં-તેહરે મારે ઘેર આવશોની ? મારે ઘેર કોણ છે ? એકલી હું ને—"

"તમારા માએ બાવા હોશેની ?"

"છટ—માય કોણના ને બાવા કોણના-મારા વર ને હુંજ, વર તો છેક રાત્રે—"

"ઓહ આઈ. સી ! ત્યારે તમે કેઠાં આટલી નાહલી ઉમરેજ પરણેલાં દેખું !"

"જી-હા. ખોદાની સરજત !-પણ તમે કેહોની વાત કાંહ ભૂલાવોછ ? મારે તાંહ આવશોની ? જો નહીં આવશો તો હું "તાજ"માં આવીને તમારો હાથ પકડીને ખેંચી જવસ-હં ! ! મારા સમ-કેહોની, આવશો કે ?"

"વારૂં જોઇશું. પણ તમારા વર વાંધો નહીં લેશે ?"

"ઓ નોનસન્સ, મારા વર એવા આજકાલના ચીબાવલા વરો જેવા વહેમીના બારદાન ને ઑરથોડોક્ષ નથી. તેવણ તો કોઇ મારા ફ્રેંડ કે સગાં મલવા આવે તેને જોઇને થોડા થોડા થઇ જાય ! ને ઉલટું ખુશીથી તેઓને ઘણું માન આપે !"

"વેલ એમ છે ? ત્યારે તો હું આવશ, પણ મને મુંબઈ પુગા પછી, મારી બેંકને લગતા શેરો ને લોનોની, લેવડ દેવડ કરવાની છે તે ફરસુદ પરશે તાહરે કે ?"

"ઓ તાહરે તો તમુંને એવણ ઘણાજ મદદગાર થઇ પરશે ! જોનજોની, એવા ઓબલાઇઝીંગ છે કે તમોને જરા મેહનતમાં ઉતરવા દેશેજ નહીં." અત્રે સાકરે પોતાની હેંડબેગમાંથી પેનસીલ કહાડી અને પેલીજ નોવેલ બુકને કોરે પાને પોતાનું નામ ઠેકાણું ચીત્રી કહાડયું. જોવ મારૂં નામ મીસીસ સાકર વીકાજી એજંટ–તમે ભુલી જાવ તો આય તમારી ચોપડીમાં જોજો મેં નોંધ કીધેલું છે..." અને અહી જહાંગીરશાહનું પણ નામઠામ પોતે એક કાપલી પર નોંધી પોતાં પાસ તેણીએ રાખ્યું.

તે પછી મીઠાસભરી વાતોનું ગાડું ગબડયું. અને મુંબઇ આવતાં તેઓ ઘણાજ હેતથી છુટાં પડયાં. અને ખા૦ બા૦ જહાંગીરશાહની ટેક્ષીએ તાજ તરફ હંકારયું.

## પ્રકરણ ૨૩ મું.

ત્રીજીજ સવારે ખાન બહાદુર જહાંગીરશાહને સાકર તરફથી C/o તાજમહાલ હોટલને સરનામે એક કાગળ મલ્યું. જેમાં તેણી ઘણાક આશીરવાદો દઇ લખતી હતી કે પોતાના પતી આગળ તમારી વાતચીત કરી છે અને તેવણ જણાવે છે કે એક મોટે ઘેરના શેઠ ચોકશ સેરો ઓછે ભાવે કહાડી નાંખવા માંગે છે. કદાચ તે તમોને ઉપયોગી થઈ પડે તેથી બનતી ઉતાવળે મલી જશો, વગેરે.

જહાંગીરશાહને ત્રેનની પીછાણ યાદમાં હતી. પણ તેવણે તેણીના તરફથી આટલો વહેલોજ એક કાગળ મલશે એવી વકી રાખી હતી નહીં. તેજ બપોરે એક ટેક્ષી બોલાવી તેવણ સાકરને ઘરે ગયાં.

ગણત્રીબાજ સાકર રસ્તે ડોકયાં કરતી બારીયે તૈયારજ ઊભેલી હતી અને દુરથી ટેક્ષી જોતાંજ તેણી દરવાજા આગળ દોડી ગઇ અને તરતજ જહાંગીરશાહને સેકહેંડમાં હાથ આપી "આવોજી આવોજી" કરતી અંદર ખેંચી ગઇ.

સાકરના પેટમાં પ્યાર ભરી મીઠાસની વાતોનો ગોયા ડુંગર ભરેલો હતો ! અને શેરી, સેમપીન, વીસકી વગેરે ખાણી પીણીની પરોણાગત

કરવામાં તેણી અફલાતુન કુનેહ ધરાવતી હતી. તેથી તેવી ખુશબખતીમાં બે ત્રણ કલાક કયાં વહી ગયા તે જહાંગીરશાહને માલમબી નહીં પડયું !

તે વાતચીત–તેનું તાત્પર્ય એટલુંજ મેલવી શકયા કે તે ઘર ડીસંત હતું તોએ તેમાં ગરીબીએ વાસો કીધો હતો. તેણીનો વર તેણી સાથ ઘણો લવલી "ટર્મસમાં" ન હતો પણ લગાર બે દીલ કે બેપરવાહ જેવો હતો. તેથી પોતે એકલીને સોહવાય તેથી જહાંગીરશાહ જેવા વડા માણસની પીછાણ ઇચ્છતી હતી, કારણ કે તેણીને તેથી કોઇ વડીલની સલાહની જરૂર હતી.

વળી તેણી કહેતી કે "મુંબઈમાં છેવ તેટલાં બેઘડી અહીં આવ્યા કરજો, એકલા એકલા હોટલમાં ઝુરીયા કરશો કે ? તે કરતાં અહીં મારી આગળ આવજો, હું તમારો વખત હશી ખુશીમાં પસાર કરાવુશ ! ઘેરે પાછી ફરીછ ત્યારથી જાણે તમારાજ વીચાર મને આવેછ ને રાતે સુપના-માંબી જાણે આપરે ત્રેનમાં મજાહ કરીએછ, જ્યારે હોય ત્યારે તમારો ગોલાબી મીઠો ચહેરો મારા ડોળા સાંમે ભમ્યા કરેછ."

આવી વાતો ચાલતી હતી તેટલાં વાધરો ટોપ ટોપ બુટ અફાડી ચાલતો આવી લાગ્યો, સાકરે ઓલખ આપી. વાધરાએ સેકહેંડ કરી "હલ્લો ! તમુંને જોઇને હું ઘણો ખુશી થયો !" એમ કહ્યું.

તે પછી તેને બરોબર મેનીજ કરવા માટે સલીમને રોબથી હાંક મારી, ગલાસ બાટલી ને ત્રે મંગાવી અને વધું બેસવાની ઘણી બોહસ કરી જમીનેજ જવા કહ્યું.

"અવાર નવર અહીં આવ્યા કરજોજી, આપરે અહીં કામ ધંધાનીબી વાત કરસું ને મારી સાકરનો સ્વભાવ તો તેમે જોયો કેની ? બીચારી એકલી અહીં ઝુરીયા કરેચ તે કરતાં કોઈ સગું ફરેંડ આવે તો તેની કંપનીમાં છવ પ્રાન કાહરી આપે તેવી છે."

"બેશક તમારાં મીસીસ ઘણાજ ભલાં ને ભોરાં છે. વળી બેવણુ બોલકણું એવાં છે કે સહેજ ત્રેનમાં અમુને વાતચીત થઇ તેમાં તો મુને બોંસાબોંસ કરી અહીંબી બોલાવ્યો."

"ભલે ભલે યુ આર વેલકમ–હીયર, હું તમુને હમેશ અહીં આવતા જાણી ઘણોજ રાજી થવશ; તમો જેવાં મુરબ્બીના પગલાં હમારે ઘેર કાંહ ?" એ રીતે બોલીને વાધરો પણ ગોયા જહાંગીરશાહનો મીત્ર બની ગયો !

જહાંગીરને બંન્ને ધણીધણીઆણી ઘણા ખુલ્લાં દીલના ને "ઇંગલીશ

નેચર"નાં જણાયાં. તે દીનથી જહાંગીરશાહ જાણે એક કુટુંબી માણસ હોય તેમ સાકરને મલવા ભેટવા હંમેશના આવતા જતા થયા.

જો વચમાં કાંઇ તેમની રોકાણુસર ચાર દહાડા સાકરને મલવાને નહીં બનતું તો તરત તેણીનું કાગળ આવતું કે "હું તમારી પર મારો બધો જીવ કહારી આપુંછ ને તમે ચચાર દહાડા થયા મને વીલી મુકીછ, મને ખાવા પીવા સુવા કંઇજ ગમતું નથી, ઉંધમાં બસ તમારો ને તમારોજ ચેહરો મારી નજર સાંમે દેખાયા કરેછ ને બંદગી કરીને રોજ દુવા માંગુછ કે મારા મુરબ્બી કયારે આવીને મને મળે અને મને ઘરે બાંધી લે."

આ દીલસોઝ કાગળ વાંચીને છ છોકરાના પીતાજી દાઢી મુછવાળા ખાનબહાદુર તરતજ ત્યાં દોડી જતા અને જ્યારે એમ ચાર છ દહાડા ખાંચો નાંખી જહાંગીરશાહ જતા ત્યારે સાંકર અત્યંત તેવણુને પ્યાર કરતી ને કહેતી કે "તમને જોયા વગર ઘેલો દેવાનો જીવ થઇ જાયછ, ને બસ તમારો ગુલાબસમ ચહેરો જોઉંછ ત્યારેજ મારા જીવને કરાર થાયછ.

જહાંગીરશાહ આ તેણીની વાતોપર કોઇવાર દીલમાં "કંઇક અજબબી થતો. તેણી પરણેલી હતી. ને એમ કેમ? પછી તે ખુલ્લું કહેતો પણ હતો કે તમારા વર મારા કરતાં પાંચેક વરસ વધું જવાન છે ને તમે તેવણુને છોડી મારાપર કેમ આટલો બધો મદાર બાંધોછ?"

"હવે બેસોની, વર ને ખર! તેજ જો પાધરો હોતે તો હું તમારીપર શું કામ એટલો જીવ પછારતે? એતો મારો નામનોજ વર છે. મને મારફાડ ને જુલમ કરે છે, મારાં લગનનાં કપડાં દાગીના બધું વેચી સાટીને સાફ કરી ગયોછ, રાતે બાર બાર વાગે દારૂ પી છાકટો થઇને આવેછ ને કસઇની માફક મારી સાથે વર્તેછ. કાંહ એ વાઘરી ને કાંહ જીભરૂ તમે બકરી? મેં તમોને પહેલે જોયા હોતે તો હું કદીબી એ મુવા હેમક સાથે પણતેજ નહીં! આટલું કમાયછ પણ એક અરધી મને ખરચવા આપતો નહીં, ઓ, તમો કેવા મારા ગાય ગોલાબ છેવ!" અને તેણી ઓવારણા પર ઓવારણા લેતી.

આવું આવું સાંભળીને જહાંગીરશાહ તેણીના તરફ દીલસોજીથી ખેંચાતા, તેનું માથું પસવારતા, તેણીને પટાવતા, કીસ કરતા. એટલે ગમગીન વીચારે તેણી તેવણુની ખાંધ પર માથું નાંખી દેતી, એટલે તેવણુ તેણીને પોતાની વધુ નજીક લઇ વધું પ્યારના જોશથી કીસ કરતાં અને તેથી સાકર ખુશ ખુશ થઇ દસે દસ આંગળા કુદે તેવી રીતે તેવણુને ઓવારણા લેતી અને નાનાં બચ્ચાં માફક તેવણુને ગળે વળગી જતી.

સાકરના સામાં માણસની દીલસોજી ખેંચવાના કુનેહબાજ વર્તનથી જહાંગીરશાહ સોહચુંબક મીસાલ તેણીના તરફ ખેંચાતાજ રહ્યા. અત્યાર-સુધીમાં તેવણુ જ્યારે બી તેણીને ત્યાં જતાં ત્યારે તેણી ગરીબ છતાં પોતાનાં ગાંઠથી પૈસા ખરચી તેવણુ માટે તરેહવાર ચીજો બનાવી, ચાહ સાથે ખવાડતી, અને હરેક રીતે તેમની ખીજમત કરવામાં તેણી કચાશ કરતીજ નહીં. એટલે જહાંગીરશાહ ગમે એટલા પાકા ને જમાનાના ખાધેલા છતાં તેવણુ કુદ્રતીજ સાકર પર મોહી પડયા.

તેવણુની નજરે સાકર એક ફરેસ્તા સમાન ભણુનાર ગણુનાર પરીસુ-રત છોકરી દેખાઇ.

એ તો કાંઇ ખોદાઇ ખુદરતથીજ તેણી તેવણુ એકલાનેજ આટલા બધા ચાહતી હતી અને તેથી તેનો જવાબ ચાહથી અને પ્યારથીજ વાલવો જોઇએ એમ તેવણુ મન સાથ ખ્યાલ કરતા હતા અને એવા ખ્યાલ વચ્ચે તેવણુ દીન ઉગે તેણીની સાથે વધુ ને વધુ લપેટાતા પોતાને દુન્યામાં સઉથી વધુ સુખી સમજતા! કારણ કે ચાહ અને ખાણી પીણીમાં તેવણુના પેટમાં પેલી સલીમે બતાવેલી જાદુઇ સાકરીયા સીરમ ઉતરી ચુકી હતી. અને તેના પરીણામે તેવણુ સાકર ઉપર દીવાના બની ચુકા હતા.

જેમ સાકર એક ઘડી તેમને છોડતી નહીં તેમ તેવણુને તેના આગ-લથી ખસવા ગમતું નહીં.

એક દીને જહાંગીરનાં ગળાંમાં હાથ નાખી સાકરે કહ્યું—કે તમે મને આટલી ચાહોછ પણ મારૂં મન કાંઇ ધરાતું નથી. તમે આંહીંથી જાવોછ કે મને બધું અંધારૂં લાગેછ. ને રાતે તો બસ તમો મારી આંખ સામે ઉભેલાજ દેખાવોછ એટલે ઉંઘ નથી આવતી. બેહતર કે મને થોડા દહાડા તમારી સાથ હોટલમાં લઇ જાવો, ત્યાં આપણે પેટ ભરતી મજાહ કરશું હું વરને કહેવશ કે ઘાટકોપર મારાં સગાંને તાંહ જાવુંછ..."

"એમ?" જહાંગીરે ઉંડો ખ્યાલ કરતાં કહ્યું.

" ઓ મારા જીવ, એમ વિચાર ના કરો! બસ મને જોઇયે તો હમણુાંજ લઇ જાવો, મારી ફીકર ના કરો. હું અહીં ચીઠી મુકશ ને મારો સલીમ ઘેર સંભાળશે ને વરને સમજાવીને કહેશે તો પુરતું છે. અત્રે જહાંગીરને ઘસુપચુ જોઇ વળી તેણીએ ઓવારણા લીધા. "મારા જાન મારા જીવ" બોલી ગળે વળગી અને તેવણુના હોથપર પોતાના હોથ દાબી દીધા!"

અત્રે તેણીએ પેહડવા માટે ખાસ કરીને જરા ફાટેલી ને જુની જેવી સારી કહાડી.

" વેલ તું આવા ડરેસ સાથે મારી સાથે કેમ આવશે ?"

" શું કરૂં મારા જીવ, મારી પાસે એક ડીસંટ ડરેસ છે તે તો મારા શહીને પહેડવા આપેલો છે અને સાડીમાં તો મારા વરે આય એકજ છીછરૂં રાખ્યુંચ કે જે પહેરી પહેરીને ખલાસ થવા આવીચ."

તરત જહાંગીરે પોતાની પોકેટ ખોલી અને એક રૂ. ૧૦૦ નોં કટકો ખેંચી કહાડી તેણીના હાથમાં મુકયો અને કહ્યું કે એમાંથી ઘટતાં કપડાં લઇને તું કાલે મારી સાથે હોટલમાં આવજે."

"ઓ નહીંરે, બરીયા પૈસા ટકા ! મને કંઇ જોઇતું નથી" તેણીએ નોટ પાછી આપતાં કહ્યું "મને તો આય મારો જીગરજાન જાંનુ જોઇયેછ. એવા પૈસા લેવાની હોતે તો હું આજે ગરીબ શાની રહેતે ? મુવા એવા તો પૈસા આપી હેત પ્રીત લુટવા ઘણા બી આવે ! હું તો તમારાં દીલની તલબગાર. પૈસા બરે, આજે છે ને કાલે નહીં, પણ ખરૂં હેત તો એક ખજાનાં કરતાં બી આલે છે !"

જહાંગીર આ તેણીના નાનાં જેવાં લેકચરથી ડંગ થઇ ગયો. "શું સાકર ખરેખર મને આટલી બધી સાચાં હેતથી ચાહતી હશે ? ખરેખર બીચારી વરના જુલમથી દુઃખી છે તેથીજ મારી પર આટલો બધો જીવ આપેછ" અને અત્રે તેવણે ઘણી ઓંહસ સાથે તે રૂ. ૧૦૦ નો કટકો સાકરને પાછો સોંપ્યો જે તેણીએ અતી ઘણી આનાકાની અને ખટપટ પછી લીધો.

બીજે દીને તેઓ હોટલમાં ગયાં અને ત્યાં આઠેક દીવસ રહ્યાં, એ આઠ દીવસ દરમ્યાન સાકરે તેમને એટલો તો હદથી બેહદ એખલાસ લગાડયો કે જહાંગીરને હવે તેને ઘરે પાછી જતી જોવી એક પહાડ સમાન દુઃખ લાગ્યું. તે પોતે પણ ઘરે પાછી જવા ખુશીજ કયાં હતી ? પણ તેનો વર તેણીને સગાને ત્યાં ખરેખર ગયલી સમજી કદાચ મળવા જાય ને તેઓ બન્ને વચ્ચેનો ભરમ ફુટી જાય, એવા ભયથીજ તેણી ફીકર કરયા કરતી હતી, એમ તેણીએ જહાંગીરને કુનેહથી સમજાવ્યું અને તેથી જહાંગીરને તેણીને જોખમમાંથી છોડાવવા ઓંહસ કરી ને ઘરે જવા કહેવું પડ્યું.

તેણી ઘરે પાછી ફરી, પણ બહુજ રડમસ અને મહા દુઃખ વચ્ચેજ

જહાંગીરથી છુટી થઇ અને રોજ પોતાને મળવા આવવા ગળાં પર હાથ મુકાવીને કસમો આપીને તેવણ પાસે વચન લીધું. તેણીએ અઠવાડીયાં દરમ્યાન પોતાને પડતી પૈસાની અડચણ વીષે ઘણુંક કહ્યું હતું તે વાત ધ્યાનમાં રાખી જહાંગીર તેણીને જતી વખતે યારે યાદ એક બીજો રૂ. ૧૦૦ નો કટકો બોહસ કરી આપવા ચુકયો નહીં, જે પણ તેણીએ બડી મુસકેલીએ સ્વીકાર્યો.

જહાંગીર પાછો હોટલેથી સાકરને ત્યાં દરરોજ આવતો જતો રહયો. પણ સાકર જહાંગીરને દરરોજ હોટલની લવલી લાઇફની યાદ આપતી. અને એક દીને તેણીએ કહ્યું કે—"ખરા, જાંગુ, તમે તો મને ત્રેનમાં વાત કીધીતીકે મુંબઇ જવા પછી હીલ સ્ટેશને જવશ તે કાંહ છે? કયારે જવાના? ચાલોની આપરે સાથેજ જઇએ! ખુબમજાહ કરશું.

"જઇએ વહાલી—પણ હવે એમ તારા વરની ચોરી છુપીથી નહીં—તે રાજી ખુશીથી તુને સાથે મોકલે તો હું મારી આંખોપર તુને લઇ જનતું—એમ તે મોકલશે?"

"ઓ ઓ ઓહ! તે મારૂં કામ. આજે મારા વર આવે તો હું એક તાલ કરશ—કે જહાંગીરશાહ તો આપરા સગા નીકળ્યા! વાત પરથી વાત થઇ તે જણાયું કે એવણ તો મારા ફુઇના જમઇ થાય.

'એમ કહેવાનું શું કારણ?" જહાંગીરે પુછ્યું.

"સમજો તો ખરા! એવણ જાણુશે કે તમે તો મારા અતલગનાજ સગા છેવ, એટલે તમારી પર કાંઈ વહેમ નહીં પકડશે ને એકે બોલે તમારી સાથે આવવા મને હા કહી દેશે."

બીજે દીને વાવરો હોટલમાંજ જહાંગીરને આવીને મળ્યો અને ખરાં જીગરથી મુબારકબાદી આપવા લાગ્યો—કે "તમો તો અમારા અતલગના સગા નીકળ્યાં તેથી હું જાણીને ઘણો ખુશી થયો. વેલ, મને સાકરે તમો વચ્ચેની વાતચીત કહીય, તમો બહારગામ કયારે ઉપરી જાવોછ. ખરેખર મારી સાકર બીચારી એક કલકતે જઇ આવવા સીવાય કેઠે બાહર ફરી હરી નથી. હું આખો દહાડો રોકાયલો, તે તેણીને કયાંથી લઇ જવા મને બને? હાલ એ સીકનીસીક ચાલ્યા કરેછ. જો તમો એને લઇ જશો તો એને સારો ચેન્જ મળશે. ને હું તમારો ઘણો ઉપકારી થવશ."

વાહ! આ તો દર્દીને જોયતુંજ વૈદે ફરમાવ્યું. જહાંગીરશાહ તેની

વાતોથી ખુશ થયા ને તેને ઘણો ભોલો સમજવા લાગ્યા અને બીજે દીને મુંબાઇથી ઉપડી જવાનું નક્કી કર્યું.

તેજ દીને જહાંગીરશાહ ખુશાલીની ધડકતી છાતી વચ્ચે સાકરને મળ્યાં અને ગરમ કપડાં ચપડાં લેવા માટે એક રૂ. ૧૦૦ ની નોટ આપી, જે તેણીએ રાબેતાની રીકજીક ને આનાકાની વચ્ચે કબુલ રાખી.

બીજે દીને તેઓ ઉપડી ગયાં! તેઓ કયાં ગયાં હતાં?

હા! એજ જમાનાનો ખાઢેલો, સોને શીખામણ દેનારો તે ઠાવકો બચરવાલ બાપ, છતાં આ કેવી સોનેરી જાલમાં વીંટલાતો આવ્યો? સંભાળ જહાંગીર, હજીબી સંભાળ!! ફરેબથી ફરેસ્તા ફરે તે કહેતી શું ખરીજ હશે?

## પ્રકરણ-૨૪ મું.

**[ ભુંડું ને ભલું કોણ?—ઓરત મર્દની સરખામણી! હીલ સ્ટેશનનું હનીમુન! પઈસો વધું કે પ્યાર? એક અતેફાક, એક શંકા! "ઓ મારા જીઇઇઇવ!" શેકેરીન કરતાં વધું મીઠાસદાર શું? ત્રણ હજારનું ચઢેલું ઝેર—તે ઉતારવાનો ઈસમે આજમ-આબેહઈયાત ઈલાજ! "હર વખ્ત તેરી સુઉઉઉરત જાન સામને હય!" ]**

સાકરને જેહરી નાગણનું ઉપનામ મલ્યું તેમાં કાંઇ ખોટું છે? અત્યાર સુધીમાં તેને અનેક સંસારો ઉંધા મારયા, ઘણાક જીવોની હાંણી કીધી અને કેટલાકોનાં જર અને જોબન લુટયાં. સ્ત્રી જાતી લટે તો નીહાલ ને ખાટે તો ખીલો ઉપાડ! હજાર ઓરતે એકજ ઓરત કદાપી સાકર જેવી ખુબસુરત બળા હશે, પણ તે સઘલી નવસો નવાણું નેક બાનુઓના કરતાં દસ ઘણાં વધુ પાપો કરવામાં સાકર જેવી એક ચંડાલ સ્ત્રી વધી શકે. એનું તાતપરીય એજ કે એક હજાર ભુંડા મર્દો ભલા, પણ એક ભુંડી ઓરત એક બુરામાં બુરા શ્રાપ સમાન છે-ખચીત જેહરી નાગણથી બદતર છે!

સાકરે અત્યાર સુધી જે જે મર્દોને બનાવ્યા હતા તે જુદી વાત હતી, પણ બા૦ બા૦ જહાંગીરશાહ જેવા જમાનાના ખાધેલા, ૪૫ વરસના દાઢી મુછવાળા, છ છોકરાના બાપ, વફાદાર ધણીયાણીના ધરખમ ધણી, સેંકડો માણસો ઉપર બેંકમાં ઉપરીપણું ધરાવતા આસામી, પુર દુર અંદેશ,

ફરેલને જ્યારે બનાવી કહાડયા, ત્યારે સાકરમાં કેવી જાદુઇ શક્તી હશે ? શું તેનામાં લોહચુંબીક લાલચ હશે ? શું તેની કળા ને ખુબી હશે ? ગમે એવા સંસારથી ઢરાઇ રહેલા મર્દને મોમ મીસાલ પીગલાવી નાંખવાનાં શું તેના નાંજો નખરાં હશે ?

તેઓ ઇગતપુર પુગી ગયાં.

સાકરની મરજી કોઇ હોટલનાં કરતાં એકાંત બંગલામાં રહેવાની હતી. તેથી એકાદ બે દીવસમાં તેવો કોઇ સારો બંગલો સોધી કહડાય તેટલાં તેઓ ત્યાંની અગીયારીમાં ટેમપરરી ઉતારો લીધો અને ત્રીજે દીને એક ફરનીસ્ડ કોટેજ ભાડે મેળવી, કોઇ હોટલમાંથીજ ખાણું મંગાવવાની ગોઠવણ કરી તેઓ ઠરી ઠામ થયાં.

હવે સાકરે લવ ડ્રામાનું ફ્રી એકટીંગ શરૂ કીધું. તે એટલી હદે કે જહાંગીરને બેંકનું કામકાજ, બૈરી છોકરાં બલકે આખી દુન્યાં ભુલાવી દીધી ! બસ—હેત—પયાર લવ અને મહોબત—બીજી વાતજ નહીં ! જહાંગીરને પોતાની આસપાસનો વીચાર કરવાને સાકર એક પળનોબી અવકાસ આપે તો પોતાના ભવીસ્યનો તે કાંઈ ખ્યાલ કરે કેની ?

આઠ દીવસ ચપ કરતા વહી ગયા, તેની ખબરબી પડી નહીં કે કયારે પસાર થયા ? તે દરમ્યાન સાકરે કૌલો કસમો કરારથી જહાંગીરને જકડી લીધો, કે જનમ સુધી તે તેણીનાંજ હૈયાંનો હાર થઈ રહે ! અને જહાંગીરે પોતેબી ગળાંપર સોગંદ લઇ જીંદગીભર પોતાનું તન મન ધન અને જાન અર્પણ કરવાને દીલોજાનથી કબુલાત આપી !

એક દીને સાકરે કહ્યું—"મારા જીવ—મારા જાંગુ, વરી થોરા દહારામાં મને ઘેર જવું પરશે કે ? ઓ મને, ખ્યાલથી કેવાં ધુજરાં છુટેછ, હવે તો હું એક મીલીટબી તમારેથી જુદી રહી શકશ નહી, ઓ ખોદાય, મારા પરણ્યાની અગાઉ તમુંને કાંય નહીં મેળવ્યા ? તો એ મુવા વાઘરાના બસમાં હું નહીં સપરાતે ! એની ને એની ધાસ્તીને લીધેજ આપરા વચ્ચેના સુખમાં ખલલ થાયછ. ઓ, એવા માણસને પલેગબી નહીં થતો ? કેથે મોટર તરેબી આવી નહીં જતો ? કે હું જનમો જનમ તમારે ગરે લાગી રહેવાને ભાયગશાળી થાવું. જીવ,—એક કામ કરયે ? તમે મારા વરને સગા તરીકે ઓરખાબ્યાય તેથી તે નીરાંતે તો રહેશે, પણ કદાચ ઘણો વખત તમારી સાથે રહેતાં અદેખોબી બને !"

" એમ ? તાહરે શું કરવું, તુંજ કંઇ હીકમત દેખારની ?" જહાંગીરે કહ્યું.

"જોવ, હું તમારે નામેજ કાગળ લખું કે, અહીંની હવા ઘણી પલેઝંટ છે ને તમે થોડા દહાડાબી અહીં આવો. તમારા આવવાથી ઘણી ખુશી ઉપજશે.–તેમ તેના આવવાથી આપરા વચ્ચે મલાશે તો નહીંજ. તમે પણ મારા રોઝ મારી આંખની સાંમેજ છેવ, એટલે ધીરજ રહેશે."

"તેમ કરવાનું કારણ ?"

"ઓ મારા જાન, હજીબી તમે નહીં સમજયા ? એ ઘણું તો બે ચાર દહાડા આવશે ને અહીં સાથે વાતચીતમાં ભેરાશે, હસશે બોલશે, એટલે તમારા તરફનું અદેખાઇનું ઝેર એનું મરી જશે. નહીંતો મારે વાસ્તે વીહલો પરીને આપુને જલદી બોલાવી મરશે."

આ મતલબનું કાગળ વાઘરાપર લખાયું અને સાકરે હવે, રોજ આવતાં ભોણાં માટે વાધાં વીસ્તી કહાડવા માંડયા—"ઓ બરયુરે મુવાનું રાંધેલું, એડમાં જેવું ઘી ને છોબત જેવું ગંધાતું ભોણું—છી ! છી ! હું તો નહીં ખાવાની ! આપરે કોઇ નોકર રાખી સફઇ સુગરઇનું અહીંજ રંધાવી ખાઈયે તો કેવું લોહીપાણી વધે ?"

પરીણામમાં કુક રખાયો અને બાહેરનું ખાણું બંધ થયું.

વાઘરો આવી લાગો. જહાંગીરશાહ સાથે પાના રમ્યો, ફરવા ગયો, તેમનેજ પૈસે તેનો માનીતો રમ મંગાવ્યો, ખુશ મીઝાજે ગાનતાન ચલાવતો, સાકરને ગાવા ફરમાવતો. વળી જરા વાઘરાની પીઠ ફરે, તે કોઇબી કારણે ત્યાંથી ખસે કે સાકર ભારે હેતના જોશથી જહાંગીરને વલગી પડતી ! અને જહાંગીર પોતાના મન સાથ તેણીના અથાગ પ્યારની કદર કરતો. "આહ, કેવી ભલી ! મારા પર કેટલો એનો જીવ છે, કે વર જરાક જાયછ તો મારી આગળ આવવા તલપી રહેછ !" જહાંગીર પટપટતો.

તેણીએ નવા રાખેલા કુક સાથેબી ચીહડાં ફાડવા માંડયાં. "મુવાને કંઇજ રાંધતા આવડતું નથી તદન ડફ્ફોજ છે—ઓ ! મારા નોકર સલીમને તો એ ખાસરેબી નહીં આવે. હા ખરા, એને જો આપરે સાથે લાયાં હોતે તો જીવ ખુશ થઈ જાય તેવું રાંધી ખવાડતે. શું તેની સફઈ સુગડઇ, શું તેનાં રાંધેલાંનો તેસ્ટ, હું તો કેહુંછ કે કોઇ બીજાને તાંહનો કુકબી એવું લેઝતદાર પકાવાનું કીમ્યું જાણતો નહીં હોશે !"

"એમ હતું તાહરે તેનેજ સાથે લાવી કાંય નહીં ?"

" લાવતેરે—છે તો સુન્નાને મુલનો, પણ મારા વર સાથે મુવાએ તકરાર કીધી, તેથી તેને મોકલ્યો નહીં. વરી એ મુવાને આપરે એની વચ્ચે ત્રીજાને લાવી કવાબમાં હાડકું કાંહ નાંખું ? આપરા વચ્ચેનાં ધરાંપરાં જોઇને પોતાના શેઠ આગલ ચારીબારી ખાય તો કાંહ આપદા ?"

" જેમ તુંને ઠીક લાગે તેમ કર, મને તો તારી અકલ ને હીંમતપર આફ્રીન છુટેછ. "

" ત્યારે એમ કરીએ ? હમણાં મારો વર આવે તો તેને તમેજ કેહો કે સલીમને સમજાવી પટાવીને મોકલે. જો એ તેને મોકલશે, તો જાનશે એમ કે આપરા વચ્ચેની મારા વરને અદેખાઇ દુર થશે. આપુને ફસ્ટ ક્લાસ રાંધીબી ખવારશે ને તે અહીં રહેલો હોશે તો આપુને વધારે હાહરા અહીં સાથે રહેલાં જોવાને, મારા વરને ધીરજ ને નીરાંત બી રહેશે."

જહાંગીરશાહે, તેમ, સલીમને મોકલવા વાધરાને કહ્યું. વાધરો મુંબઇ પાછો ફર્યો. અને સલીમ બીજે દીને ઇગતપુર આવી પુગો. અને સાકર તેને આવેલો જોઇ, હમેશ કરતાં વધુ હરખાતી ને ખુશી થતી જણાઈ.

રોજ ખાતી વખતે સલીમને હાથની પકાવેલી ડીસની સાકર તારીફ કરતી અને શરૂકે શરૂકે તે ખાતી. અહાહાહા શું સરશ ટેસ્ટ થયુંછ એ તે સફઇ સુઘરાઇથી રાંધેલું કહેવાય !"

જહાંગીરબી સાથે સાથે તે ખાણાની તારીફ કરવા લાગ્યો. આથી સાકર ઘણીજ ખુશ થતી, તેણી તે સલીમ સાથે ઘણી માયાથી વર્તતી, તેને બરોબર ખવાડવા અને રોજ જહાંગીર પાસેથી રૂ. ૧ દારૂ માટે અપાવી તેની તે અતી કાળજી કરતી. જહાંગીરશાહ સમજતા કે સાકર ઘણીજ ભોળી અને દયાળુ હતી કે જેથી પોતાના નોકર સાથે પણ આટલી મીઠાશ અને માયાથી વર્તતી હતી.

એક દહાડો જહાંગીરે વાતપરથી વાત થતાં કહ્યું " મુંબઇને ઘેરે અરીમ ધરીમ જેવો આય નોકર વાધરાની ગેરહાજરીમાં આખો વખત તારી આગલ એકલો રહેછ તે લોકો શું વિચારે ?"

" અહંહંહં ! લોકો તે શું જાણે કે એ કેવો ઇમાની ને પ્રમાણીક નોકર છે ? એ તો મુવો દેખીતો એવો લાંબ તાંગ લદ્દા જેવો લાગેછ. બાકી એ અમારે તાંહ નોકરી રહેવા નવો આયો ત્યારે નરાં બચ્ચાં જેવો લાગતોતો !

હું તો ધારૂંછ કે એ દુન્યાદારીમાં કાંઇ સમજતો નહીં હોશે! હા–એટલી એની ખોડ છે, કે રોજ પોતાનાં શેઠને જોઇને દારૂ પીચવા સીખ્યોચ, ને પૈસાપર પાના રમવાનો ચસ્તો લાગોછ." અને સાકરે અત્રે લવ એકટીંગ શરૂ કરી એ વાત ભૂલાવી નાંખી!

પણ જહાંગીરશાહ એ વાત પોતાનાં મગજમાંથી ભૂલી શકયા નહીં. તેઓએ જોયું કે, સાકર ભોલી ભાલી ખુલ્લાં દીલની અને છુટા વીચારની હતી. વળી તે કામકાજ સોંપતી વખતે, ઘણા વાહાલથી તેની ખાંધપર કોઇ વાર હાથ મેલીને વાત કરતી જણાઈ આવતી, જ્યારે તે નોકર એક ખવીશ જેવા શીહા ચહેરાનો અને પઠાણ જાતનો તેના મોંહ ઉપરથીજ જણાઇ આવતો; તે ઘણોજ ઉંડો અને મોહડા પર મીઠાસથી વાત કરતો તેમણે માલુમ પડયો.

તોપણ સાકર સાથની મોહબતના મીઠાસમાં જહાંગીરના દીવસોપર દીવસો વહેતા ગયા.

## પ્રકરણ ૨૫ મું.

એક દીવસ બપોરે સાકરે બહુજ ઓહસ કરીને જાસ્તી વાઇન પાયલો હોવાથી જહાંગીરની આંખ લાગી ગઇ. અને તેણી તેની બાજુમાંથી કઇ વખત ઉઠી ગઈ હતી. તે જહાંગીરને ખબરબી નહીં! પણ એકાએક આંખ ખુલી જતાં તેનાં દીલમાં કંઇક શંકા ઉપજી, તે પછી આંખ ઢાંકી ઉંઘી ગયો હોય તેમ અમઠો ચુપચુપજ પડી રહયો. તેને સુતાં સુતાં બાઠ રૂમની અંદર વાત કરવાનો અવાજ સંભળાયો અને લગભગ કલાકેક પછી સાકર નાહી ધોઈ પોતાનાં સુંદર છુટા બાળો હોલતી હસ્તી હસ્તી આવી અને ઉંઘાયલા જેવા દેખાતા જહાંગીરને પસવારી ગળે વલગી જાગૃત કર્યો.

જહાંગીર તરત વેલા કાંઇ બોલ્યો નહીં. અને તેણીની હેતવંતી ગરમ દીલસોઝીથી તે ઘડીભર ડમડોળ બન્યો–"શું સાકર મારીપર આટલું બધું હેત બતાવતી હતી તે પોકલ હશે?" તે મન સાથ વિચારતો. અને તે પછીથી થોડા દહાડા તે સાકર સાથ કમતી ભેળાવા લાગ્યો. અને ઉચત દીલ સાથ દલગીર જેવો જણાયો.

ચતુર સાકર જહાંગીરના દીલમાં શેની ગમગીની હતી તે તુરત તેને વગર કહેવે પામી ગઇ. તેથી તેણીએ પોતાનાં હાવભાવમાં પાવરફુલ વધારો કર્યો. સલીમને તેણીએ કંઇક બાહણું કહાડી મુંબઇ પાછો ઢકેલી દીધો. પાછું હોટલનું ખાણું ચાલું થયું. અને તેણીએ સઘલો જીવ પ્રાન જહાંગીરને સપુરદ કરી દઇ, એવું તો દીલ હરી લીધું કે જહાંગીર પોતાની શંકામાં ભુલેલો હોવાનુજ સમજ્યો. "હાં ખરેખર મેં કેવી ઠાપ ખાધી? સાકર મારી ખરી સાચ્ચી વફાદારજ છે ને મેં નાહક તારે વાસ્તે હલકો વીચાર બાંધ્યો, હા સાકર—સાકર તું ખરેજ સેકેરીન કરતાં જાસ્તી મીઠાસદાર છે. તારૂં નામ આપનાર માતપીતાને આફ્રીન છે, તું એક એકીમતી સાકરનો અરક છે. કે જે સાકરનો એક કટકો આખા દરીયામાં નાખે તો તેબી મીઠો થઇ જાય એવી તારી એજમતી તાસીર છે! જહાંગીર ઉપલું અરધું મનસે અરધું મોટેથી બોલ્યો. અને સાકર ઓવરણા પર ઓવારણા લઇ જહાંગીરના જીગરમાં ગોયા પેસી ગઇ!

જહાંગીરના કલકતેથી આવ્યાને લગભગ બે મહીના વીટી ગયા હતા—અને રહી રહીને છેક હમણા તેણે પોતાની ધણીયાણી ને બચ્ચાંઓ પર કાગળ લખ્યો. બેંકના ધંધાની રોકાણને લીધે કાગળ નહીં લખવાનું તેને બાહણું કાહડયું અને પોતે સારીકાની હોઇ સઘળાં બચ્ચાંઓને સંભાળવાની તાકીદ લખી વાળી.

વળી હવે જહાંગીરને પોતાની બેંક સોંપેલી ફરજનું પણ ભાન થયું, તેથી મુંબઈ તે સાકર સાથ ચાલી આવ્યો. મુંબઈમાં સાકરને ઘેરે પાછું ફરવા પછી જહાંગીર તાજમાં જવા છુટો પડયો તે વખતનું સાકરનું પ્રેમ કલ્પાંત એક ભયંકર નાટકી ત્રેજડી કરતાંબી આલે હતું! તેણી બોર બોર જેવડાં આંસુ પાડી રડી.

"ઓ મારા જીઇઇઇવ, મને છોરીને કાંહ ચાલી જાયછ? હવે આય દોજખખાનામાં પાછી તમારેથી જુદી મારેથી કેમ રહેવાશે? ઓ ખોદા, વરી મારી ઉંઘને ભુખ ઉડી જવાની! મારા ગોલાબ, મારા જાન, મારા પ્રાણ, મારી પર દયા કરો, ને મને છોરીને ના ચાલ્યા જાવ. તમે અહીંજ રેહવો. હાય, શું કરૂંઉઉ મુવો વર કફોરો પરયો—નહી તો તમુને મારે ગરે બાંધીનેજ રાત ને દહારો હું ફરતે."

આ સઘલા ઝમકદાર શબ્દોની જાંહગીરને કાતીલ અસર થતી અને

બપોરે બે વાગે તે જવા ઉઠયો તેના રાત્રે આઠ વાગ્યા, પણ તે જવા ઉઠે-ઉઠે ને સાકર પાછોને પાછો તેને રોકી, રમાડી, ઉપલી ફીસમનાં લવ લેકચર્સ તેના કાનમાં રેડતી.

"ઓ મારા જાન, કાલે વહેલા આવજો, નહીં તો હું ઝુરી ઝુરીને મરી જવશ. જો જલદી નહીં આવો તો મને પથર પર પરેલી જોજો!"

અને તે ગયો.

તે રાત અને અરધો દીવસ હોટલમાં ગુજરયા પછી જહાંગીર કરાર મુજબ બીજે દીને સાકર આગળ ગયો. આજે તેણીએ કાલના કરતાં કંઇક ઠંડો આવકાર આપ્યો. જે હેતાળુ ગરમા ગરમ શબ્દો ગઇ કાલે વાપરયા હતા તેમાં ને તેણીમાં આજે અરધો અરધ ફેરફાર થયલો જહાંગીરને લાગ્યો.

એમ કેમ? શું ઇગતપુરમાં જે તેણે તે નોકર વીશે શંકા બરપા થઇ હતી તે ખરી હતી? તે વહેમ તો સાકરની મીઠાસ ભરી ચાલથી તેને ખંખેરી નાંખ્યો હતો! અને પાછું તેના દીલમાં એ શું થતું હતું? ખરેખર કાંઇ દાળમાં કાળુ હતું કે શું?

જહાંગીર સાંજ સુધી ત્યાં થોભ્યો. તે દીને વાધરોબી જલદીજ ઘરે આવ્યો; છાંટા પાણીનો બહાર શરૂ થયો. શેર સત્તાની વાતો ચાલી અને વાગરાએ કહ્યું કે "શેરના ભાવો બેસી જવાથી તે રૂઇન થઈ ગયો હતો. અને શું કરવું તે કાંઇ સુઝતું હતું નહી," તે પછી તે બાહેર એકલો ફરવા ચાલી ગયો. અને જહાંગીરશાહને ઓહસ કરી કહેતો ગયો કે "હું આવું તેટલાં બેસજો."

વાધરાના જવા પછી સાકરના હાથમાં રમકડું થઈ પડેલાં જહાંગીરશાહને તેણી રમાડવા મંડી! કલાકેક વહી ગયો ને વાધરો પાછો આવ્યો અને જહાંગીરશાહની સાથે તે હોટલ વેર વાતો કરતાં તેમણે મુકવા ગયો.

હોટલમાં જીરા સોડા લીકર સીપ કરવા પછી, વાધરાએ અસલ વાત પર આવીને કહ્યું:—

"જોવની મી, જહાંગીરશાહ, હાલ હું એવી બીકત સ્થીતીમાં આવી પડયોછ, કે તેવી રીતે મારા જનમમાં કોઇ દીવસ બનેલું નહીં: મેં ઉચા વાયદાના શેર લીધા પછી ગગડીને રૂપીયાના ચાર આના થઇ ગયા ને બધો દમ ગળાં પર આવી ગયોછ. મને વધારે નહી—ફક્ત ત્રણ હજાર રૂપ્યાની

જરૂર છે. હું કંઇ તમારી પાસે મફત માંગતો નથી. હું મારી સગવડે તે પાછા ફેરવશ. તમારી પાસે જે મહેરબાની માંગુછ તે એટલીજ કે મારી પાસે વ્યાજ લેતા—ના."

જહાંગીરશાહ આજ બે મહીનાથી દમબદમ તેની સાકરને લઇને બેઠેલા, તે તેવણથી કેમ કહેવાય કે હું રૂપીઆ નહીં આપું! છતાં તેવણે એ વીશે સાકરનો વીચાર પુછવાનું મનમાં વીચારયું ને આવતી કાલે એ વીશે જવાબ આપવા કહ્યું.

વાધરો આ જવાબથી ઉમેદભેર અને ખુશ થયો—"જરૂર જરૂર કાલે ઘેરે આવવા ને હમેશ તમારૂંજ ઘેર સમજવા"—જેવા તાજીમ તવાજાભરયા શબ્દો પછી તે છુટો પડયો.

બીજે દીને સાકરે એ વીશે શું કહ્યું?—

"જીવની જાન, તમે એમ એટલા બધા તન હજાર એવણના હાથમાં આપી ના દેતા—એ તો રેસ કે જુગારમાં એક દહાડામાં ખલાશ કરી આવશે. તેથી એને કહેજો કે હાલ બરકત છે, કરીને એક હજાર આપજો. ને બે હજાર મારા હાથમાં આપજો કે પાછળથી એને જરૂર પડે તાહરે હું એને તે આપશ. નહીં તો વારંવાર તમુંને કંટાલો આપશે."

એ રીતે સાકરે જાંહગીરને પ્યારથી સમજાવી હજાર હજારના ત્રણ ટુકડા પોતાને સ્વાધીન લીધા, અને વાધરો આવે તો, તે પોતેજ સમજાવીને એક હજાર તેને આપશે, એમ તેણીએ કહ્યું.

"સમજ્જેછ કે જાન, તમુંને એવણ કોઇ વખત પુછે તો ઘોંટાળો ના કરતા હું, એમજ કહેજો કે બરકત હોવાથી સાકરના હાથમાં એકજ હજાર આપેલા." અને અહીં તે જહાંગીરના મગજ ઉપરથી ત્રણ હજારનું ચઢેલું ઝેર ઉતારવા પોતાના હાથો અને મોંહ વડે સાકર રૂપી શીરો રેડવા લાગી. અને જહાંગીર તેમાં મસ્ત બની પૈસાનો ભાર ભેજામાંથી ભુલીબી ગયો!

"માફ કરજો હું જીવ, તમે જાણોછ કે મેં પોતે આજ દીન સુધી તમારી પાસેથી એક અરધીબી માંગી નથી. હું પઇસાની ભુખીજ નથી મને પઇસા કરતાં આએ મારી સામે ઉભેલો ગોલાબ વધારે વહાલો છે પેલું ગીત તમે જાણોછ કે?

"હર વખ્ત તેરી સુરત જાન સામને હય."

એ તો વખત કથણુ આયો કરીને મારા વરેથી માગ્યા. ને તેમાંથી મેં તમારા બે .હજાર તો બચાવ્યા. નહીં તો તમે તન્ધે કટકા આપી દેતે તો એને શું, એતો મને પેથી તેમાંથી આપવા વગર ખરચી ખાતે, કેમ ખરૂં કેની ડીયર મેં મજેનું કીધું કેની ? હી–હી–હી ?"

"હા–હા, વહાલી, મને તારા પર પુર વીશવાશ છે, તું જે કરે તે મને કબુલ છે."

અને જહાંગીરનાં આ બોલવા ઉપર મીઠાં ઠેંકયું સાથે તેણીએ તેના હોથપર પોતાના હોથ દાબી દીધા !

* * * * *

થોડા દીવસ વહી ગયા. જહાંગીર રાત્રે હોટલે સુતો, અને દીવસના દોડતો સાકરને ભેટવા જતો. જહાંગીરની અકલ–દુરઅંદેશી–વરસ–બધું વેચાઇ ચુકયું હતું. તે સાકરની મોહીણીમાં પુરેપુરો ફસ્યો હતો. બસ કયારે સહવાર પડે કે સાકરને જઇને ભેટે, એવું તેનું ભેજું ચકભમ થઇ ગયું હતું ! રાત્રે સપનામાં પણ તે સાકરનેજ જોતો હતો.

એક દીવસ તે સાકરને ઘરે રોજ કરતાં બે કલાક વહેલો ગયો. તે એમ હમેશ કરતાં કવખતે જઇ સાકરને વધુ ખુશી તેમજ અજબ કરી નાંખવાની મનમાં ઇચ્છા રાખતો હતો પણ ખુદરતનો ખેલ કાંઇ જુદોજ હતો.

તે તેણીને ઘરે ગયો. તે રોજનો જતો આવતો હોવાથી પોતાનાજ ઘર માફક બેધડક સાકરના બીછાંણાં આગળ જવા બીજા રૂમમાંથી પસાર થતો હતો, તેટલાં તેને સાકર સાથ કોઇ બીજા અવાજને ખડખડ હસ્તાં સાંભળ્યો.

તે જરા ત્યાં ઉભો રહી ગયો. પાંચેક મીનીટ સુધી બેઅંદાજ હસ્વાના બે અવાજ ચાલુ આવતા રહ્યા...પણ તેટલાં કાંઈ ખડખડાત સંભલાવાથી સાકરે સચેત થઈ પોતાના સાથીને પાસેના રૂમમાં કોણ હતું તે જોવા મોકલ્યો.

જહાંગીર ઉસ્તવાર કદમે કાન ઉંચા રાખી ઉભો હતો ત્યાં તે રૂમના બારણા આગળ એક ઉંચો જેવો માણસ તેને નીહાલતો જણાયો.

તે કોણ હતું ?

તે સાકરનો નોકર સલીમ હતો !



# પ્રકરણ ૨૬ મું.

**[સ્ત્રી ચરીત્રથી ઉભરપુર પ્રાક્રમો! સીસામાં ઉતારવાની નવી ત્રીક! ઉજલી ચામડીની મોહકાણ! લોહચુંબકરૂપી દોરડાંથી જકડાયલો જમાનાનો ઠરેલ ગૃહસ્થ! કુમળી કળી જેવી કળા! નજરે દીઠેલું બી ખોટું કાને સાંભળેલુ બી જુઠું! ચોરી પર સરજોરી! કમબખ્તીમાં ફસેલા નરને માથે તુફાનનું ગુમટું વાદળ!]**

ખાન બહાદુર જહાંગીરશાહ જેવો જમાનાનો ખાધેલો, દુરઅંદેશ, ઠરેલ, પાહવરદો માણસ સાકર જેવી નીચ દદાના હાથમાં કેવો ફસી ગયો તે આપણે જોઇ આવ્યાં.

સાકર, કેવી સ્ત્રી ચરિત્રથી ઉરપુર હતી અને તેણી કેવી સફાઇથી ગમે એવા અફલાતુન શેયાણા મરદને પણ સીસામાં ઉતારી દેતી તે વાંચનારથી અંજાણું નથી. માત્ર એકજ ઉજળી ચામડીની ખુબીથી એક સ્ત્રી કેવાં કેવાં પ્રાક્રમો કરી શકે છે તેનો જીવતો દાખલો તે આ સાકર હતી.

તેણી જુદદીન માબાપનું ફરજંદ હતી. અને પાપી માબાપને પેટે પાપીજ ફળ પેદા થાય તે સીદ્ધાંતને તેની જાબજા પાત્ર હતી. સંજોગને આધીન તેણીને યુરોપીયન, મુસ્લીમ અને પારસીઓ સાથે ગાઢ ગરોબો થયો, જ્યારે હીંદુ માને પેટે તો તેણી અવતરેલીજ હતી, એટલે સર્વ કોમનાં મરદોને, પતાળ પાણી ચલાવી પાત્રે પાણી પાવાની ગોયા તે કમર કસીનેજ તૈયાર હતી!

અધુરામાં પુરૂં, તેમ પાપીને પાપમાં ઉત્તેજન મલતુંજ ગયું. દીન ઉગે તેણીમાં ગલીચ લોહીની ઉછાળો વધતો ગયો, આંગની તેજી, શરીરની પુરતી અને ચહેરાનો કલ્લો વધુ રૂપદાર બનતો ગયો અને પરીણામમાં તે સઘલાં હથીયારો એ જેહરી નાગણ માટે શીકાર કરવાને વધતાં ઉપ્યોગી થતાં ચાલ્યાં.

જહાંગીર તો હોંશ ઉમંગભેર, સાકરને ખુશ કરી નાંખવાના ઇરાદાથીજ, હમેશ કરતાં બે કલાક સાકરને ઘરે વહેલો આવ્યો; પણ, ત્યાં તો ઠીઠી ઠાઠા ચાલતા-બોલતા કાનો કાન તેણે સાંભળ્યા. અને નોકર સલીમ દરવાજા પર આવી ઉભેલો નજરે પડયો, એટલેજ તેને સમજી જતાં વાર લાગી નહીં કે મામલો શું હતો?

જહાંગીર ગુચવાઇ ગયો. તે થોડીક મીનીટ વીચારમાં પડયો, કે સાકરની આવી ચાલથી ગુપચુપ ચાલ્યા જવું, કે તેણી પાસેથી ખુલાસો માંગવો? પણ એ પળવારના તેના વીચાર દરમ્યાન સાકર અને સલીમ તરફથી નવાજ પલાનનું નવુંજ પ્રોગ્રામ રચાઇ ચુકેલું તેને સ્વપને પણ ખબર નહોતું.

જહાંગીરનું દીલ, અત્યાર સુધીમાં ચારો તરફથી સાકરના હાથ નીચે એવું તો લોહચુંબકરૂપી દોરડાંથી જકડાઇ ગયું હતું કે આવા મામલા પછીથી ત્યાંથી ગુસ્સાભેર છેડાઇને ચાલી જવાનું તેનું દીલ ચાલ્યું નહીં.

"હા જરા જઇને પુછું તો ખરો—" એમ વીચારી તે સાકરનાં બીછાણા ભણી ગયો. તેણી ઘડીકમાં ખડખડ હસ્તી, ઘડીકમાં રડતી, તેણીનાં કપડાં, તેણીના વાળ ખોલાયલા, વીખાયલા, હતા, તે લવતી–બકતી–હતી!

એ શું હતું? "એને શું થયું?" જહાંગીરે ધરૂજતે અવાજે સલીમને પૂછ્યું.

"જી–બાઈ સાહેબને પવનની અસર થઇછ, શેઠજી તો રાતના આવ્યાજ નથી, પાછલી રાતના રોજના મામુલ મુજબ હું ઝાડઝુડ કરવા બાઇજીના રૂમમાં દાખલ થયો, ત્યારે બાઇના હાથ ને માથું પલંગના કોરપર નીચે લટકતું મેં દેખ્યું. કોઇ દીન નહી ને આવો મામલો જોઇ, મેં દુરસી અવાજ કીધો કે–'પડી જશો,' હું સમજ્યો કે નીંદમાં હશે. મેં બહુત પુકાર કર્યા પણ બાઈ સાહેબે જુવાબ આપ્યો નહીં."

"હં હં–પછી–શું?" જહાંગીરશાહે આતુરતાથી પૂછ્યું.

"આધી કલાક સુધી શોર ફોડી કીધી, પણ જ્યારે કાંઇ વળ્યું નહીં ત્યારે હું સમજી ગયો કે બાઇ સાહેબ બેશુદ્ધ થઇ ગયાં હતાં."

"પછી શું થયું?" જહાંગીર થરથરવા મંડયો, તે આ ખુલાશો કેવલ સાચ્ચોજ સમજ્યો.

"પછી તો મેં પ્યાજ સુંઘાડયો. નાશ–તમકીર સુંગાડી, પાણીના ફટકા મારયા, નાકમાં પાણીનાં ટીપાં રેડયાં, ત્યારે બેસુદ્ધી ફરાર થઇ, અને તે પછી આંખ ખોલી આજુબાજુ જોવા લાગ્યાં અને "જહાંગીર જહાંગીર પુકારા કીધા. સાહેબ બેઅદબી મોઆફ, તુમારીજ ફીકરમાં બાઇને કાંઇ દીવાનપણુની અસર થયલી મને તો લાગે છે!"

સલીમે જહાંગીર સમક્ષ કરેલા ઉપલા ખુલાશા દરમ્યાન સાકર કાંઇ ગુપચુપ ન હતી, તેણીનો બકવાત ચાલુજ હતો.

જહાંગીરે સાકરની નજીક જઇ તેણીનું માંથુ પસવારીયું અને "શું છે"–એમ પૂછયું.

"એ તું કોણ છે? મારી આગલથી ચાલ્યો જા! તું સેતાન છે! તું ભૂત છે! મારા જીગરને મોકલ, ઓ મારા જાંગુ, ઓ જીઇઇઇઇવ, મારી પાસે જલદી ચાલી આવ! હું મરૂંછ–હું મરૂંછ–ઓ મારો જીવ ચાલ્યો જાયછ." સાકર નેણ ડોળા ચહડાવીને બબડી.

"ડીયર એમ શું કરેછ? હુંજ તારો જાંગુ તારી આગળ ખુદ–બખુદ ઉભોછને, શું મને નથી ઓરખી શકતી?"

"હી હી હી—અરે, ચાલ–ચાલ, તું મારી મશકેરી કરેચ! નહીં, તું મારો જાન જાંગુ કાંહ છે? તું તો ભૂત છે–મારાં જાંગુને મોકલ, ઓઓ–ઓઓ–મારૂં કલેજુ કોઈએ પકરી લીઇઇધું! ઓ કાઇ જલદી આવો? મારૂં કલેજું કોઇ ચોઓઓરી લઇ જાયછ." અને તેણી બીછાણા પર હાથ પગ અફાડી તડફડીયાં મારવા લાગી.

તરત જહાંગીરે દોડાદોડ કીધી, અને કોલનવોટર મંગાવી તે ભરયું. અને જલદીથી કોઇ ડોકટરને બોલાવા સલીમને દોડાવ્યો.

"જોવ, જોવ પેલો મુવો કારે મોહણેનો ચંડાલ પાછો આવેછ, કહેજે જાંગુને છોડ ને મારી પાસે ચાલી આવ!"

"કોણ છે–અહીં તો કોઇબી નથી?"

"એ આય શું મારા માથાં આગળ ઉભો રહીને મને તેરેચ? ઓ જા: જા: મને છોર, ઓ મારૂં કલેજું છોર!" અને તેણી બેધ્યાનપણે અછાડ પછાડ કરવા લાગી.

જહાંગીર તેણીને વીણવવા લાગો. "અહીં મારા સીવાય બીજું કોઇ નથી, વહાલી, તુંને ખાલી કંઈ સપનો બપનો આયો હોશે, જો ડીયર જરા શાંત થા, હમણા ડોકટર આવીને કંઇ બી ઉપાય કરશે."

"ઓ, પહેલે આય 'કલેજા' ચોરને મારી આગળથી બાહેર કહારો, જોવ જોવ, મને ડોરા ધુરકેચ, મને છરી દેખારેચ. ઓ ખોદાય, ઓ પરવરદેગાર મને આય મારી નાંખશે, મને પકરો, મને બચાવો ઉઉઉઉઉઉ"—અને અહીં બેઅખત્યાર ધસાધસ રડી પડી.

"મારા જાન, મારા જાન તું નાં બીહ, અહી હું તારી આગળ છેઉની? કોણુની મઝાલ છે કે તુંને આંગલીબી લગારે?" જહાંગીરે હીંમત

આપી. તેટલામાં સલીમ હાંફતો હાંફતો કોઇ ક્રીસચ્યન ડોકટર સાથે આવી લાગ્યો. ડોકટરે પેટ પર ભુંગળું મુકયું, નાડ તપાસી હકીકત પુછી.

સલીમ અને જહાંગીરે, કેટલાક કલાક તેણી બેસુદ્ધ રહી, કેટલાક કલાક પવન થયો હતો, તે સઘળી હકીકત કહી.

ડાકટરે પેટ પર ભુંગળું મુક્યું તેવારે સાકરે ચીશાચીશ પાડી મુકી અને ડાકટરને પણ ચોર બદમાશ ભૂત વગેરે એલકાબ દીધા!

તરત ડોકટરે ચરચરચર પ્રીસ્ક્રીપશન ચીત્રી કહાડયું અને જલદી દવા લઈ આવવા સલીમને દોડાવ્યો. ડોકટર આવ્યા પછી સાકર જરા રડતી શાંત થઇ. જહાંગીરે વીઝીટ ફી આપી એટલે ડોકટર વીદાય થયો.

સલીમ દવા લાવ્યો અને પીવાની દવા પાઈ મોહણું સમારવા તેણીને બુખારી આળુ ચુસ્વા આપ્યું અને શરીરે મસળવાની દવા જહાંગીરને આપતાં કહ્યું—"આ દવા દીલે લગાડવાની છે, જી–આપ લગાડશો કે કોઇ નર્સને બુલાવું?"

"નહીં–હરકત નથી–હું લગાડશ, તું એક ખાલી ગલાસ લઈ આવ."

દવા પીવાને અને મસલવાને અરધો કલાક વહી ગયો. તે પછી જહાંગીરે બોંહસ કરીને તેણીને બે પેગ જેટલો બ્રાંડી ગરમ પાણીમાં પાયો. અને તેણી શાંત ઉંઘી ગઇ.

તેણી ઉંઘાયા પછી જહાંગીર સલીમ આગળ રાંધણીમાં ગયો. અને વધારે ખુલાશેવાર રીતે બીમારીનું કારણ પુછ્યું.

સલીમે પહેલે જે ખુલાશો કહયો હતો તેને ટેકો આપનારીજ કેટલીક બીના જણાવી અને વધારામાં કહ્યું કે "તમો શેઠજી જ્યારે દાખલ થયા ત્યારે દીવાનાપણાની અસરમાં બાઇજી પુર ચકચુર થી."

"પણ એ પ્રમાણે હમેશ થાયછ કે?"

"તૌબા–લાહોલવલ્લાહ કુવત! હું બોત બરસસી નોકરી છું પણ કભીબી અયશો બનાવ બન્યો નહીં હયજી." તે ભાંગી ટુટી ગુજરાતીમાં બોલ્યો.

જહાંગીરશાહનો ચહેરો તદન ઉતરી ગયો હતો. અને તેવણ ગોયા લેવાયલા લુટાયલા હોય તેવી હાલતે તે ઉંઘતી બ્યુટીફુલ બળાને ટીકતા બેઠા.



"તમે કોણ છો? કોણને પુછો છો?"
તેણીએ ઇંગ્લીશમાંજ તતડાવ્યું.!

( પાનું ૨૨૨ લાઈન ૨૮મી )

# પ્રકરણ ૨૭ મું.

ધીમે ધીમે સાકર સજાગરૂ થઇ, અને જાણે નવીજ જીંદગીએ નવીજ દુન્યા જોઇ હોય એવા સઘલા હાવભાવ કર્યાં. જહાંગીર વધું નજીક જઇ તેણીને પસવારવા ને પટાવા લાગ્યો.

"ઓ ખોદા હું કેટલો ગભરાઇ ગીયો! તુંને કંઇ થતે તો મારૂં શું થતે? હું તો તારા વગર ઝુરી ઝુરીને મરી જતે! તુને શું થયું તું મારી સ્વીટ સાકર!"

"કાલે રાતે મારો વર તો આયો નહી," તેણીએ અચકી અચકીને પાટીયાં ગોઠવતાં કહ્યું, "ને તમે જરા મારી સાથે ઉંચે મોંહણે ગીયા, તેથી ફીકર ફીકરે મારો એકલો જીવ ગભરાવા લાગો ને એવું મને થયું કે રતોરાત તમુને અહીં પાછા બોલાવી મંગાવું, પણ તેટલાં તો આંખ લાગી ગઈ ને મને ઘણોજ બીહક લાગે તેવો બરયો સપનો આયો! કોઇ મુવો ખવાશ જેવો મારી છાતીપર ચહડી બેઠો ને લાંબી છરી કહારી, મને કહ્યું કે હમણા ને હમણાં મારી સાથ ચાલ, હું ધ્રુજતી ધ્રુજતી બેભાન થઈ ગઇ ને પછી શું થયું તેનું મને કંઈબી ભાન નથી."

"છટ તુંબી ડીયર, તું આવી હીંમતવાન હુશીયાર ને એટલા નજીવા સપનાથી એટલી બધી બીહ ગઇ?"

"ઓ, તે કોઇ મુવો રાખશ જેવો મારાપર મોહી પરયો, તે હું બીહવું નહી? તમે કાંહ મારા ગાય ગોલાબ ને તે કાંહ મુવો બદમાશ પલીદ? ઓ, મને વાત ના કરાવો, હું તે યાદ કરૂંછને પાછી મને બીહક બીહક લાગેછ, વરી મારો જીવ બગરી આવશે." અને તેમ બોલી તેણીએ જહાંગીર ગમ હાથ લાંબા કરી પોતા પાસે ખેંચી લીધો! જહાંગીરે વહાલથી તેણીને કીસીસ કરવા માંડી.

"ઓ—છી! તમારી દાહરી મૂછના બાળ કેવા ભયોભચ ભોકાચચ? મુવો રાતે સપનામાં આયો તે ભૂતને બી દાહરી મુછ ઉતી...જીવ, મારૂં માનો ને એ બધું ભોકાતું ઘાસનું જંગલ કહરાવીને "કલીન સેવ કરાવી નાંખો જો, કેવા મજેના લાગશો, જીવ!"

એમ? આટલા દાહરા તો તુંને મારી દાહરી મૂછ નહી ભોકઈ ને આજેજ એમ શું કરેછ?"

"ઓ મારા જાન, એટલુંબી નહીં સમજતા? કીસ કરતાં તો મુવા બાલ સદા નરીયાજ કરે, પણ હું તમુંને કેમ બોલું? જોવ, હું મારા વગર

બાલનાં મોહણાંએ તમુંને કીસ કરૂંચ તે કેવી લાગેછ, ને તમે કરોચ તે તો બરચો કચવાત કચવાત લાગેછઃ "

આ વાત ચાલતી હતી તે વખતે તો જહાંગીર કાંઈ બોલ્યો નહીં ફક્ત વાત મનમાં રાખી, અને બીજી વાતો પછી તે સાંજે તે વહેલોજ છુટો પડયો અને એક સેલુનમાં જઈ, દાઢી ને મુછ સદંતર બોડાવી નાંખી. અને આરસીમાં પોતાનું મોંહ જોઇ તે મગન મગન ને ચકીત થઇ ગયો. બીજે દીને સાકરને અજબ કરવાની મોઝની તે રાહ જોતો રહયો.

જહાંગીરે દાઢી મુછ મુંડાવાથી, તે પહેલે જે એક કીંગ જેવો દમામદાર દેખાતો હતો તેને બદલે હવે રૌનકદાર ગોળ મુખડાનો તે એક જવાન જેવો દેખાવા લાગ્યો. તે સમજ્યો કે સાકરની સલાહે એક લેખે એબી ઠીકજ થયું. તે છોકરાં બચ્ચાંનો બાપ અને એક વફાદાર પરણેતરનો ધણી હતો. અને બેંકનો વડો હોવાથી મુંબઇમાં પણ તેને કોઇ ઓલખે પીછાણે તે કરતાં આવા અવતારમાં વધું સલામતીથી મોઝ ભોગવી શકાય એમ તેણે માન્યું.

જહાંગીર બીજે દીને પારસી ડરેસ બદલીને ઈંગલીસ ડરેસમાં સાકરને ત્યાં ગયો. તે પારસી ડરેસ સાથ ચશમો પહેડતો હતો તેબી આજે કહાડી નાંખ્યો. અને તે જ્યારે હોટલમાંથી જવા નીકળ્યો ત્યારે આરસીમાં ડોકું કરી તેણે જોયું, ત્યારે તે એટલો તો બદલાઈ ગયલો દીસ્તો હતો કે ખુદ તેનાં ઘરનાં માણુસો પણ આવા અવતારમાં તેણે જોય તો પિછાણી શકે નહીં ! તે અતયંત હરખાઈ ગયો.

અને જ્યારે સાકરને ત્યાં તે તતણુખાર ઈંગલીસ ડરેસમાં સજ થયલો જઇ ઉભો, ત્યારે ઘડીભર સાકરબી ખરેખરજ ઠગાઈ, તેણીએ ગઈ કાલે જહાંગીરને દાઢી મુછ મુંડાવાની કરેલી વાત કેવલ ભૂલી ગઇ હતી. તેથી આજે જહાંગીરને બદલે કોઇ યુરોપ્યન ડરેસમાં આવેલા જવાનને દુરથી આવતો જોઇ તાજુબજ થઇ. પણ સાકર જેનું નામ ! તે અતી ચાલાક ચવીત્રીને પામી જતાં ઝાઝો વાર ન લાગો. અને તેથી તેણીએ બેવડો બેહલઈ ગત લગાડી.

"તમે કોણ છો ? કોણને પુછોછ ?" તેણીએ ઈંગલીસમાંજ તતડાવ્યું ! અને વલતા જવાબમાં જહાંગીરે પણ ઈંગલીસમાંજ ટૉક કરતાં જાણે તેના અવાજ ઉપરથી હવેજ સમજી ગઇ હોય તેમ સાકર તેમને ગળે વળગી પડી !

"ઓ મારા જાન ! તમે કેવા સરસ ને બ્યુટીફુલ લાગોછ ?—જાણે હમણાજ અમેરીકાની સ્ટીમરથી પાધરાજ ઉતરી અહીં આવેલા હોય તેવા

પઠ્ઠા પહેલવાન લાગોછ ! ઓ મારા ગોલાબ, ઓ મારા જીવ, મારા જાન મારા પ્રાણ, હવે આય દેખાવમાં તમુંને જોઇને હું પુરી લવ-મેડ બની જવાની. આજે તો હું તમુંને કબીબી અહીંથી જવા દેવાની નથી. ગમે તે થાય, આજે તો રાતે અહીંજ જમીને અહીંજ રહેવું પડશે. કેમ ડીયર, મારૂં માનશો નહીં, મારો વર્ડ કે દહાડે તમે પાછો ફેરવ્યોછ કે આજે ના કહેશો ? અને અત્રે ગોયા સીનેમાનો "નાઇટ ઇન પેરીશ"નો રંગીલો શીન શરૂ થયો.

ઓ તે મકરબાજ ઓરતના સુંદર ચરીત્ર ! એક હજાર નામીચી એક્ટ્રેસોનાં સામટાં નખરાં એકઠાં કરે તોબી સાકર જેવું અફલાતુંન વેરાયટી એક્ટીંગ બનવું મુશકેલ ! !

હા ! તે રાતે જહાંગીરને પહેલ વહેલોજ પોતાને મુકામે જતો અટકાવવામાં સાકર અંતે ફતેહમંદ નીવડી !

તે રાત કયાં અને કેમ ગઇ તે જહાંગીર અને સાકરનો જીવજ જાણે !

અને એ પ્રમાણે એક બે દીવસ વારંવાર જહાંગીરને હોટલ તરફે પાછો ફરતો તેણી અટકાવતી રહી ! જહાંગીર પણ ખુશ થતો. જે દીને જહાંગીરને રાતે રહેવાની ખ્વાહશ કરવાની હોય, તે દીને વાઘરો ખાસ કરીને આવતોજ નહીં અને તેવી ગોઠવણ સાકર અને વાઘરા વચ્ચે અગાઉથીજ નક્કી થતી હતી. અગર ભોગજોગે કોઈ રાતે જહાંગીર હોય ને વાઘરો આવતો તો એલાર પેલાર બહાણાં કહાડીને ચાલી જતો અને જતાં જતાં જહાંગીર પાસે કળા કુનેહથી થોડું થોડું નાણું ઓકાવતો રહેતો.

એવી રીતે જહાંગીર, એક બે દહાડા ઉપરથી ચચાર દહાડા, અને પછી અકેકાં અઠવાડીયાં સુધી હોટલમાં જતોજ નહીં અને સાકરને ત્યાંજ પડયો પાંદરયો પડી રહેતો.

જ્યારે એમ તે ચાલું રહેવા લાગ્યો એટલે વાઘરો અવાર નવાર ઓચીંતો આવી સાકર અને જહાંગીરનાં પ્યારમાં ખલલ કરતો, આથી સાકરે હવે જહાંગીરને કોઈ જુદે રૂપે સમજાવવાનું બીડું ઝડફ્યું.

સાકરે જોયું કે સલીમ વીષેનો શક તેને કાનોકાન સાંભલ્યું, નજરે જોયુ તે છતાં તે વહેમને તેણીએ ઉઠલાવી નાંખ્યો. જહાંગીરનો શક તરત વેળા સાકરની મીઠી મીઠી વાતોથી કમી તો થયો, પણ .તેનાં મગજમાંથી જડમુલથી તો તે નીકળ્યોજ નહીં.

પણ આવી રીતે જહાંગીરને હાપ આપવામાં સાકર કેટલો વખત ફાવશે ?



## પ્રકરણ ૨૮ મું.

**(નવો પલાન! નરદમ મક્કરનો ખજાનો! રસરસ્તા શીરાથી તડબોર ચીઠી! "ફાડી નાખજો, નહીં તો બેઉનું ખુન થશે!... મુવા ભંગી જેવા ઝુટી ઉઠાવનાર પર થુકું બી નહીં!! હૈયાના તારેતારમાં ઠસી ગયલું પ્રેમનું વીજળીક આકર્ષણ!!!)**

પ્યાર આંધળો તો છેજ! પણ તે દીવાનો ને બેહરોબી છે, એમ સાકર અને જહાંગીર વચ્ચેનાં છેલ્લા પ્રકરણમાં આપણે જોઇ આવ્યાં.

જહાંગીર, તે સવારે, રાબેતાના વખતથી કખવતે સાકરને ત્યાં ગયો, અને ત્યાં સલીમ અને સાકર વચ્ચે થતા હસાહસના ભાવટા કાનોકાન સાંભળ્યા તે છતાંબી તે સાકરની સફાઇથી ગોયા સઘલું ભુલીજ ગયો. સાકરને પવન થયલો જાણી તે પ્યાર બેહરા ને પ્યાર ઘેલા ગૃહસ્થનો સર્વ ગુસ્સો હવામાં ઉડી ગયો અને સાકરની સીફતથી એકવાર ફરીથી તે સ્વીટ સાંકળમાં સપડાયો.

ગણુત્રીબાજ સાકરે વીચારયું કે, આ એકવાર તો જીવ સતોસત જીવપર બેઠી જહાંગીરનો વહેમ ઉઠલાવી નાંખવામાં ફતેહ મળી. પણ એમ વારંવાર પકડાઈ આવતાં, જહાંગીર જેવો સદ્ધર બીલ્લુ હાથથી છટકશે, ને તેમ થયું, તો વળી મોઠીના વાખા પડશે; તેથી કંઇ નવો પલાન ગોઠવવાનું નક્કી કીધું.

પણ ઓ અજાયબીની અજાયબી! બીજે દીને જહાંગીર તો સાકરને ત્યાં આવ્યોજ નહીં; તો તેણી પોતાનો નવો પલાન કોણને કહે? તેણીએ ગભરાત અકરાત વચ્ચે અરધો દીવસ રાહ જોઈ, બપોર પછી એક લંબાણ પ્યાર ભરી ચીઠી લખી કહાડી જહાંગીર પર મોકલી.

જહાંગીર ગઈ કાલના બનાવથી અને સાકરની સીફતથી જો કે ત્યાં ને ત્યાં ભોળવાઇ તો ગયો હતો તો બી ગમે તે પણ તે એક પાકત બુદ્ધીનો માણસ હતો. તેથી એકલો પડતાં તેને વીચારયું કે કાંય નહી સાકરે ઢોંગ કરી તેને બનાવ્યો હોય? એના એજ વધુ વીચાર કરતાં તેનું માથું ધમધમી આવ્યું અને તે સુસ્ત થઇ, જાઉં કે નહીં જાઉંના ડામાડોલ-પણામા હોટલમાંજ પડી રહયો. તેને આજે મનમાં એમ ખ્યાલબી થયો કે, સાકરને એકદમ પડતી મુકી, પોતાની ફરજે લાગી જાવું! પણ અફસોસ,

જહાંગીરની સરજતમાં જુદુંજ હોય તો તે ક્યાંથી પોતાનાં પ્યાલમાં મકમ રહે ? આવાજ વીચારમાં હતો તેટલાંજ સાકરની એકદમ ૭–૫૬ ભરેલી પ્યારના શીરાથી તડબોડ થયલી રસરસ્તી ચીઠી તેને મલી.

તે ચીઠીમાં શું હતું.

નરદમ મક્કરનો ખજાનો ભર્યો હતો ! 'પ્યારથી તવલુંછ ખાવા પીવા ગમતું નહી, બસ જલદી આવીને ગળે લાગી જાવ, નહીં તો હું મેડ થઈ જવશ, મને ના તવલાવો, હું મરી જવશ, એક અગતની વાત કેહેવાની છે. જો મારી પર સાચ્ચોજ તમારો પ્યાર હોય તો આ વાંચતાં તરતજ દૉરી આવો." આ તે લંબાણુ ચાટ્ટીનો સાર હતો. જે વફાભર્યા (!) શબ્દોનો બોલેબોલ અત્રે ઉતારવો મુનાશેબ નથી.

વળી તેણી તેમાં લખી જણાવતી હતી કે "ચીઠી વાંચીને તરત ફાડી નાંખજો નહીં તો કોઈના હાથમાં જશે તો તમારૂં ને મારૂં બન્નેનું ખુન થશે." આ વાંચી જહાંગીરે તે ચીઠી વગર વીચારે ફાડીજ નાંખી. અને તેવી અનેક ચીડીઓ પોતે પોતાનીજ ઇજતથી ડરીને જહાંગીર સદા ફાડીજ નાંખવાનું વાજબી વીચારતો.

જહાંગીર, ચીઠીનાં રૂકકાને માન આપી ગયો ! અને હમેશ કરતાં વધુ જોશભર્યો આવકાર સાકર તરફથી તે પામ્યો. શરૂઆતમાં પેટ ભરીને તેણીએ મલી લીધુ અને એવી રીતે આજે વખતસર નહીં આવી તરસાવા માટે નરમ ઠપકો દીધો ! તે પછી સલીમની વાત કહાડી. "જાણોછ કે જીવ, એ તો મુવો પગાર ચહરી ગયોચ તેથી મારા વર સાથે મરઇને સતે ચાલી ગયો, કે શું કરૂં, મને રાંધવા સીંધવાની કેવી આપદા પરશે ને એ ખવાશ જેવો મારો વર કઇ મારી કદર સમજતો નહીં. તેને પગાર ઝાંસી દેતે તો શું ઉતું ?"

"ગીયો તો જવા દે, શું બીજા નોકરો નહીં મલશે ? એના કરતાં સરસ રાંધનારા એકથી સો નોકર તુંને જોઇયે તો હું લાવી આપું."

"હા—પણ મુવો એ બધું ઘેરનું ખુનેખુનું ને નેસેનેસ જાણી રહયોછની ? વરી મને તો કોઇબી રાંધનારૂં હોય તો ચાલે; પણ મુવા મારા વરને એના વગર એક ગરીબી નહીં ચાલે. જ્યારેબી એ રૂસઇને ચાલી જાય તો અરધી રાતે રખરી રજરીને બી પોતેજ તેને સોધી લાવે–ત્યારે રહે. અગાઉ ઘણાએી નોકર બદલી જોયા. પણ એવણુને

એનુંજ અસતક લાગુંછ, તે શું કરૂં ? જોજોની વરી બે ચાર દહારા થશે કે કેયેથીબી એવણુજ તેને પકરી લાવીને પાછોજ રાખશે.” સાકરે પાટ્યા ગોઠવ્યાં.

“ત્યારે જો એમ હોય તો હું અહીં આવવાનુંજ બંધ કરૂં.” જહાંગીરે હીંમત એકઠી કરી કહ્યું—“કારણ કે એ માણસ માટે મને મોટો વહેમ છે. જો મને તું ચાહતી હોય તો એને દુર કર.”

“ઓ મરેરે તમેબી શું એવા બચ્ચાં જેવા ઘેલાં કહારોછ ? મુંવો ભંગી જેવો મારી ઝુટી ઉંચકનારો જેને હું થુંકુબી નહીં, તેવા માણસનો મારે વાસ્તે વીચાર કરોછ ? કાંહ તે મુવો કારો કુત્રો ને કાંહ તમે મારા ગુલે ગોલાબ ?”

“તે જે હોય તે, પણ હું જે બોલશ તે પાળશ. તુંને મારી દરકાર હોય તો એને દુર કર.” જહાંગીરે તીખાસથી કહ્યું.

પોતાના “જીવજાન” સલાહકાર સલીમ વિરૂદ્ધ બોલાયલા શબ્દો માટે લોહીનો ગોટ ગળી લઇ, સાકર જહાંગીરને મીઠાસથી સમજાવા લાગી.

“વારૂં ડીયર તમુંને જે ચીજ નહી ગમતી હોય તે એમ બેલાશક ખુલ્લાં દીલે કહી દેવો, તમે જેમ કહેશો તેમજ હું ચાલશ. તમારા જીવ કરતાં કોઇ મને વધારે નથી. હું જનમો જનમ તમુંનેજ જીવ આપવાની, તમે હોશો તો મુંવા એવા નોકરો હજાર !”

આ સાકરના શબ્દોથી જહાંગીર પર કાતીલ અસર થઇ અને તેનો કડવાસ સાકરયા મીઠાસમાં તરતજ ફેરવાઇ ગયો.

જહાંગીર મીઠાસ ભર્યાં પ્યારમાં ચકચુર થતાં સાકરે કહ્યું—“જીવ મારે ખાતર એક કામ નહીં કરો ? તમારાં એપોલો કે કોલાબા તરફ એક રૂમ નહીં જોઇ કાહરો ? જોવની તમો જાણોચ કે મને અહીં મુવા મુસલમાનવારમાં કંઈ ગમતું નહીં, તે બસ રાત દહારો તમારી નજર આગળજ રહેવા માંગુંછ, આય નોકર પર તમુંને વહેમબી આવેચ, ને મારો વર એને છોરવાબી નથી માંગતો, તે એ મુવાઓ અહીં રહી મરશે, ને આપરે એકલાં એક રૂમ લઇ રહીશું ને મજાહ કરશું.”

“તારો વર એમ તુંને છોરશે ?”

“હું એને સમજાવીશ લેવશ. તમે કાંઇ, મુવા કુત્રાને કટકો નાખે તેમ, કાંઈ જોંસજોની, એટલે મુત્રો આપરી અરાસેજ નહીં આવશે. એને

તો આ પૈસા જોઇએ, પછી ફેરથી પૈસા આપે તો તેની સાથેથી મને વાત કરવા બેસવા દે–તેવો એ છે !"

"એમ ?–તાહરે શું તારી કંઈ કદરજ નહીં કે ?"

અરે એ મુવાને કદર હોતે તો હું બીજા બીજાને શું કામ પકરતે ? એનીજ નહી થઇ રહેતે ?

જહાંગીરે આ સાંભળી જીભ કરડી. તે રફતે રફતે વાધરા વિષે સાકરને મોહડે નવું નવું જેમ જાણતો ગયો તેમ તે સાકર ઉપર વધુ હેતથી વીટલાતો ગયો.

## પ્રકરણ—૨૯ મું.

એક દીને જહાંગીરે વળી નવુંજ કૌતુક જોયું. તે સાકરને ઘરે ગયો ત્યારે એક ટેબલપર સાકર ચહા પીતી બેઠી હતી, અને તેની બાજુમાં અડોઅડ એક મહોમેદન જવાન લગભગ સલીમની ઉમરનોજ મોહમાં જાડી ચીરૂટ લઈ અરધો અરડઇને બેઠેલો હતો.

જહાંગીર આવી લાગતાંજ સાકરે તેણી ઓલખ કરાવી કે "એવણુ આય ઘેરના લખોપતી ઘેરવાલાના એક પુરા વારસ બેટા થાય."

સભ્યતાને ખાતર જહાંગીર તેના ગમ જોઈ નમ્યો. તે એક ઇંગ્લીશ ડરેસ પર આસ્ત્રાખાન કેપ પહેરેલો જવાન હતો. પણ તેની સુરત ઉપરથી તે મુસલમાન તરીકે તરત ઓલખાઇ આવતો હતો.

તે ગયા પછી સાકરે ખુલાશો કીધો કે "તે ભાડુ લેવા આયો હતો, અને ઘણા મહીનાનું ભાડું ચહરી ગયેલું હોવાથી તેને ટાહરો મીઠો રાખવા ચાહે પાણી આપીને વીદાય કરવો પરયો.'' પણ જહાંગીરને આ દેખાવથી અણગમો પેદા થયો.

થોડા દીવસ પસાર થયા પછી એક દીને જહાંગીર એક દીન સાકરને ઘેર ગયો; ત્યારેજ એજ ઘેરવાલા મોહમેદનના પોતાના બેલાયદા રૂમમાં તેણીને બેઠેલી તેને દાદરપર ચડતાં દેખાઇ આવી–સાકર પહેલે માળ રહેતી હતી ને તે ઘેરવાલો ભોંયતલીયે રહેતો હતો. દાદર પરથી ચઢતાં રૂમમાં અચાનક નજર પડી અને તેણી તેના સાથે એકલીજ હસી હસીને ગપ્પા મારતી હતી. પણ જહાંગીરને જોઇને ઉપર તરત દોડી આવી. તે વખતે તેણીના પોષાકનો અમુક ભાગ નહી ઇચ્છવા જોગ ખોરાયલો હતો.

જહાંગીરે તે દીને સાકર સાથે ઘણું તોફાણ કર્યું અને સાકરનો પ્યાર અહીંથી તહીં દોડતો, જુઠ્ઠો ને પોકલ જણાવ્યો. અને આજથી તેણીનો સંબંધ છોડી દેવાનો પોતાનો ઠરાવ કહી સંભળાવ્યો.

"નહીં—નહીં વહાલા, જીવ તમે એમ વહેમી ના બનો, મારાં અભાગ્યા વરે એ એકલો હોય ત્યારે એને સમજાવી આવવા કહેલું તેથી હું ગેઇ. નહીં તો મુવો ફરીયાદી કરી ટાંચ લાવી ઘેરના હાંલ્લાં ઉચકી નહીં જાય કે?"

"તો મને કાંય નહીં કેહ્યું, હું ભારૂં ચુકવી નાંખતે? આટલા બધા પૈસા ખરચ્યું છ ને એટલું નહી આપતે?"

"તમો મારાં જીવને કાંહ ઘરી ઘરી ખરચ કરવાની તકલીફ આપું? તેથી હુંજ સમજાવા ગુઇ. મને શું ખબર કે તમે એમ વહેમી બની જઇ છેરઇ પરશો?" વારૂં, હવેથી જે હોશે તે તમુને સાફ દીલથી કહી દેવશ. પછી કંઇ છે?—હવેથી કબી તેને તાંહ પગ નહીં મુકશ, વરી કંઇ છે?

અફસોસ! જહાંગીરને સાકરની ગલીચ જીંદગી હવે આઇના મીસાલ સાફ દેખાવા લાગી તો પણ તે તેને છોડી શકવાનું પોતાનું મન મનાવી શક્યો નહીં.

સાકરે, સલીમે શીખવેલી પેલી જાદુઇ સીરમ જહાંગીરનાં હોજરાંમાં એવી તો સમાવી દીધી હતી—અને પ્યારનાં મીઠાસથી તેના હઇયાના તારે-તારમાં એટલું તો વીજળીક આકર્શણ ઠસાવી દીધું હતું કે પોતાના જાનનાં ભોગેબી જહાંગીરથી સાકરને છોડી શકાય એમ હતું નહીં, તોપણ તે ઉપર ઉપરથી ખોટી ભપકી કરી, સદાની છોડી દેવાની તે ધમકી આપવા લાગ્યો. અને શું કરવું તેના ગુંચવાડાથી તે ગોયા હહાયા સુનો બની ગયો.

સાકરે જોયું કે સુંદર ને શ્રીમંત શીકાર હાથથી જશે. તેણીને પણ જહાંગીર સાથ પોકલ પ્યાર કરતાં કરતાં તેના વીષેનાં સાચ્ચા પ્યારનાં ઝાંખા કીરણો સેજસાજ દીલમાં ઉત્પન્ન થયાં હતાં. કારણ કે જહાંગીર જેવો મમતાળુ સ્વભાવનો ખરેખરા સાચ્ચા ને જુસ્સાદાર પ્યારથી ચાહનારો તેને આ પહેલ પહેલોજ અનુભવ્યો હતો. તે કદમ દર કદમની તેની બેસુમાર ભલાઇઓ યાદ કરવા લાગી. અને તેથી કોઇબી ભોગે જહાંગીરને મનાવી લેવાને આતુર બની.

પણ તે કેમ? સો પાપ માંહેલા એકાદ પાપનોબી એકરાર કીધા વગર તેનો અચુક વહેમ દપત પડે એમ તેણીને દીસ્યુ નહીં, વળી તે જાણતી હતી કે સઘલાં વગર ચાલશે, પણ–પણ સલીમ વગર તેણીને ચાલે તેમ હતુ નહી અને જો જહાંગીર તેને માટે સદાથી જોડાયલો રહે તો ફરી કોઇવાર બી સલીમ સાથની દોસ્તી પકડાઇ આવવાનો નક્કી ભય હતો. આ સઘલો સીમટો વીચાર કરી તેણીએ પોતાનું મોંહ ખોલ્યું.

"તમે ઘણાજ કકલોછ ને હું મુઈને લીધે તમારી લાગણી ઘણીજ દુઃખાયછ ત્યારે શું કરૂં? મને વહેમને ખાતર તમે સદંતર છોરી દેવ તે કરતાં મારી મુશકેલીની ખરેખરી વાત તમુંને કહી દઉં તે ભલું."

"હા–બસ કહી દે. હું વચન આપુંછ કે તારી ગમે તેવી ભુલ હશે તો હું માફ કરશ. અને તારાથી છુટા પરવાનો વીચાર પરતો મુકશ, લે–આય વચન, પણ જોજે! મને ઉડાવાની કે ઉઠાં ભણાવવાની વાત કરતી ના! તેમ હોય તો મને ખુલ્લુ કહે, હું ભલમનસાઇથીજ અહીંથી ચાલી જાઉં."

"ઓ નહીરે મારા જાન. હું તમુંને એટલા મારા દીલના ખરાં જોસથી ચાહુંછ કે હવે હું તમારી આગલ કંઈજ છુપાવા ચહાતી નથી. પણ હું મારો ખરો ખુલાસો કેમ કરૂં?—ઓ, મારી જીભના ટુકડા બી કેમ નથી થઈ જતા? જોવ મારા જાન, તમુંને આપું મારો બધો પ્રાન. તમે મારે વાસ્તે કોણ કોણની પર વહેમ રાખોચ તે હું મનમાં બધું સમજુંછ, પણ ખોદાના કસમથી કેહુંછ કે તે બધા વહેમ તમારા ખોટા છે. સીવાય કે એક—"

"ને તે કોણ?" જહાંગીરે આતુરતાથી પુછ્યું.

"નોકર—સલીમ!......તેના વિશેનો તમારો શક ખરો છે, પણ કેવા સંજોગ વચ્ચે હું તેનાથી એક થઈ તે જ્યારે તમે મારી હકીકત સાંભરશો, ત્યારે મને ગુનેહગાર ઠેરવશો નહીં, કારણ કે હું તે વીશે હવે તોબા કરૂંછ. હું આજ સુધી કોઇની સાંમે બી નમી નથી, ને મારો ભેદ મારા ગમે તેવાં અતલગનાં પણ જાણતાં નથી, પણ તમારી આગલજ ખોલુંછ, તે એટલાંને ખાતરજ કે હું તમોને છોડવા માંગતી નથી."

"એમ તો તુંને એક લઠ્ઠ ઇરાની સાથે અને એક ડબરડીંગ કસરતવાલા સાથે સારૂં ઉતું એમ મેં બાહરથી સાંભરયું તું, પણ તે કોઇના કહેવાની વાત પર મેં તચાકડી ભારબી ધ્યાન આપ્યું નહીં. પણ જ્યારે

નજરે જોયલી ચીજોનેબી જુઠી પાડી તું હાથતાલી આપેછ ત્યારે ખુદરતીજ મને ગુસ્સો ઉપજેછ."

"બસ કરો મારા જાંનુ, હું તમુંને બધું ખરેખરૂં કહેવશ, મારી પર દયા કરો ને તમારો મારી તરફનો પ્યાર જરરાબી કમી કરતા ના."

"વારૂં ત્યારે બધી વાત રહેવા દઇને પહેલે આજનીજ વાતનો ખુલાશો કર, તારો વર તુંને નથી પાળી શકતો તેથી તું મારે આશરે હાલમાં છે. હવે હું તુંને દરેક પાંતીનું સુખ આપવામાં કંઈ કચાશ રાખુંછ કે તું એક પરકામ માટીડાનાં રૂમમાં એકલી ગઇ? કબુલ કીધું કે તારા વરે કહેલું–પણ તુંને મારો વીચાર નહીં આયો, કે તેથી મારી લાગણી કેવી દુઃખાશે?"

"પણ હું ચોરી છુપીથી તાંહ ગેઇ હોવું તો કેની? હું તમે વહેમ કરોછ તેમ ત્યાં ગઈ હોવું, તો તમારા આવાના વખતેજ શું કામ જાંઉ? તો તો બીજે કોઇ સલામત ટાઇમે નહીં જાઉં?–તેજ વીચાર કરોની! જો એમ સત્તર પંદર વીચાર રાખ્યો હોતે તો તમુંને એકલાનેજ શું કામ ધરીને બેશતે? તો તો મારે ઘેર ટંકશાલજ પરતે? અમે પૈસાનાં એટલાં ઓસ્યારા શાના રહેતે?"

'વાત એમ છે કે, અગાઉ એ ઘેરવારાનો પોરયો મુવો મારાપર મોહી પરયો તો ને ઘેલો–ઘેલો થઈ ગયો તો ને તેથી, મારા વરને પ્રોમીશરી નોટ પર પૈસા ધીરયાચ ને ભારાંબી ચહરતાં આવેચ તે લઇ ચલાવેચ, એક દહારો તો મુવાએ મારા વરને ઝેર આપી દઇ પોતાની સાથે કેડે દુર દરાજ ચાલી આવવા કહ્યુ ને હું કબુલ થાવું તો બધાં ઘેર બાર મારાં નામ પર ચહરાવી આપવા કહેલું, પણ હુંજ એકની બે થઈ નહીં."

"બરયુંરે એમાં શું આબરૂં? તમે તો મરૂં મારી પોતાની જાત–એકજ કયાની લોહીનાં...એક દાહરો, હું બાઠરૂમમાં મોહણું નુછતીતી એટલા એ પોરયો કેડે બાહર જવાનો હોશે તે ત્રીમત્રાક થઇને મારી આંગળ જરા સેંટ માંગવા આયો: મેં જરાક તેના રોમાલપર સેંટ છાંતી આપ્યું, તેથી ખુશી થઇને મને એક કીસ કીધી–તે હું છેરઇ પરી, કે ફરીથી એવું કરવાનો હોય તો મારે તાંહ પુગ ના મુકતો, હું તારા બાવાને કહી દેવશ...તે દહાર પછીથી આજની ઘરી સુધી કોઈ દહારો કંઇજ નહીં...આજે તો મને ખાસ મારા વરના કહેવાથીજ એ મોહણાં બરેલાને સમજવા જવું પરયું. તેમાંબી હું તાંહ એટલી ખોટી થતે નહીં–પણ મુવાએ મને બોહસ કરીને

બેસારી ને કાંઈ પેરીશથી ડર્તી જેવાં પીકચર મંગાવ્યાં હોશે તે મને દેખા-રવા લાગ્યો. પણ તેટલાં તો તમે મારા જીવને જોયા કે હું હાથમાંથી તે પાના તેના દીલપર ફેંકી દઇને ચાલી આવી."

"ને આય તારા કહેવા સીવાય વધારે કશીજ વાતચીત થઈતી નહીં, એમ તું કહેછ ?"

"ખચીતજ નહીં. તમે કહો તે કસમ ખાઉ," સાકર બોલી.

"તાહરે સલીમની વાત ખરેખરી તું શું કહેવા માગેછ—બોલ જોવું ?" જહાંગીરે પૂછયું.

"મારો વર—વાઘરો કેવી રીતનો છે તે તો તમે જાણોછ—તે મને મારફાડ કરે, મારાં લગનનાં રોકડા, દાગીના કપરાં લત્તા, જે ઉતું તે વેચી સાટીને ખાઈ ગયો, વરી રોજીંદો દારૂ પીને પસીને ગરકાવ છાકતી હાલતમાં બીરીના વાસથી ગંધાતો મારી પાસે આવે ને હું ના કેહું તો મારી પર જબર-જસ્તી કરે, મુવો લાકરૂં લોહરૂં કંઇ જોયજ નહીં. ને ઘેરમાં આય મુવા ભંગી જેવા નોકરને મારી આગળ મુકીને રાત્રે બાર વાગે જુગારી ને છાકટાઓ સાથે રમી ભટકીને આવે, હું સીક પરૂ તો મને ઝાંખીને જોય નહીં—

"એક દહાડો હું ઘણી સીક ઉતી, ઠાંસા ને સરદીથી મારી છાતી ઉંચકાઇ જતીતી, તેથી એ નોકર પોતેજ કાંઇબી ઘેરનો છાલો પાલો મારે વરે કરતોતો ને ડાકટર કે દવાના પૈસાનાં વાંધા હોવાથી એ પોતાની ખુશી-થીજ એક રાઈનું પલાસ્ટર બનાવી લાયો અને ઘણી કાળજીથી તે મારી છાટી પર મુકયું. એમ એક વખત મારા દીલને તેનો હાથ લાગવા પછી તે વધુ કાળજીવંત બન્યો, મારાં માથા પર કોઈ વખત અરધી અરધી રાત વેર આઇસ ફેરવતો, મારા પગ સેકતો, મને ગરમ પાણીનો બાફ આપતો, મારો વર તે જાણતો, જોતો, તોબી દારૂની ઝુમમાં પરી રહેતો. મને કોઇ-નોજ આશરો કે સારો સુખન નહીં, જ્યારે એ નોકર છતાં, હું સીક પરૂં તો ખાય નહી, પીયે નહીં ને તન રગડીને મારી પર મરી ફીટે, એમ કરતાં મારૂંબી દીલ ખેંચાયું ને—"

"બસ—બસ હું વધારે સાંભળવા માંગતો નથી. જહાંગીરે પોતાના બન્ને હાથ પોતીકા મોંહપર ઢાંકયા, સાકરનું દુષ્ટ બ્યાન સાંભળી એ અત્યંત દુ:ખી થયો ને તેણીને વધુ બોલતી અટકાવી.

"તારો વર તદ્દન હેમક નીચમાં નીચ કંગાલ છે કે જે પોતાની

આવી બ્યુટીફુલ ગાય જેવી ગરીબ બૈરીને સંભાલી શકયો નહીં!" જહાંગીર ઉશકેરાયો.

"સાંભરો તો ખરા—એટલું છતાંબી અમો વચ્ચેનો મામલો એટલો બધો વધતે નહીં, પણ એક દહારો એ સલીમજ સીક પરયો ને તાપે તાપે ઉઠાય બેસાય નહીં તેવો થઈ ગીયો. તેથી એક વખત એને રમ મંગાવવા રાતે હાંક મારી ને તે હાજર થઇ નહીં શકયો, તેથી મેં ખરી વાત કહી કે તે ઉઠી શકે એવી હાલતમાં નથી ને ઘણો સીક છે, એ સાંભરીને તે મારી પર સાંભે ઉખરયો, કે "જા, તેની આગળ જઇને પુછ, કાંઇ દવાદારૂ ભર ચોપર કરીને સારો કર. તું માંદી પરેછ ત્યારે તે તુંને પુછેછ કેની, ને તું ધુવડની કાની શરમાયા શાની કરેછ?" અટલે મને તેની ખોલીમાં ખુદરતીજ જવું પરતું ને એમ કરતાં દોસ્તી વધી પરી—"

'તે આજની ઘરી શુધી—ખરૂં કેની?"

"નહીં, જયારથી તમો મારા જીવજાન ગોલાબની પીછાણ થઇ ત્યારથી બધું મુકી દીધું."

"ને તે દહારે હું સવારે સક્કારે આયો ને તુંને પવન થયલો, મેં ડાકટરને બોલાવેલો તે દહારાની શું વાત છે?"

"તે ખરેખરજ બનેલી વાત છે—હું સોગન ખાઇને કહુંછ કે મેં સ્વપ્નો જોયેલો તેનાથીજ મારી તબીયત બગરેલી ને હું જે લવતી બકતીતી તે મારી સુદ્ધિમાં હું નહીં ઉતી. શું તે દહાડે તમુને કાંઇ વહેમ આવેલો?"

"તાહરે નહીં? હું આયો ત્યારે તો તમે બેઉ જણા હસી હસીને વાત કરતાતાં?"

"હું પવનની ઝુમમાં કાંઈ હસી હોવસ, તેનો હસીને તેને જવાબ આપ્યો હોશે પણ તે દહારનો તમારો શક તદનજ ખોટો છે, હું કાલે એ વીશે તમારી સાથ વધારે ખુલાસાથી વાત કરશ. હમણાં તો મોરૂં ઘણું થયું ને વાઘરો આવવાનો વખત થયો છે."

અને તે રાતે જહાંગીર કાંઇબી રાખેતાના ઢરાપરાં અને સાકર તરફનાં લવસીન વગર ખાત્તે મને ત્યાંથી છુટો પડયો.

 

## પ્રકરણ ૩૦ મું.

**[ "સૌ સારૂં પણ પાણી ખારૂં!" નિતીમાં કુ-રીતી, સેકંડ હેંડ ઓરત! "યુ સ્ટુપીડ બલેગાર્ડ!" ભડાકો, ભયંકર અપમાન! છરી લાવ-નાક કાપું જેવી ખુનની ધમકી! મખમલી હાથની મોહીણી! ભરથાર માટે ભપકી! "ચંદરોજમાં કાટલું કહાડશ! હજારવાર ઓવરાઈ જાવું ને લાખવાર ઓવારી નાખું! "હાં બસ-વહાલા મારા જાંહગીર પર હું સદકે કરૂં જાગ્માન!!!]**

સંભાળ! સંભાળ! ઓ, ખાં૦ બાં૦ જહાંગીરશાહ સંભાળ! તું ૭ છોકરાનો પીતા, વફાદાર, પરણેતરનો પતી, ધરખમ એંકનો વડો, સૌને શીખામન દેનારો સુખ્યો શેઠીયો અને એક છકેલી છબુતરીને હાથે સરગરદાન વેચાઇ ચાલ્યો?

તે દીને તે અઢી મણીકા જેવાં વજનદાર મગજે અને હાથી જેવાં ભારી દીલે સાકરનું મકાન છોડી ગયો. અને હોટલમાં જઇ ખાધા પીધા વીના ઉંધે મસ્તક સુતો અને એક બચ્ચાં મીસાલ ફેકે ફેક રડયો.

ઉઉફ! આ સઘળું કોણે માટે? એક સાકર જેવી કંગાળ જુદ્દીન સેકંડહેંડ ઓરત માટે? અફસોસ, જહાંગીરે પોતાના મન સાથ કેવું ઇચ્છયું કે તેની પરણેતરબી સાકર જેવી દીલખુશ કરનારી પટપટયું હતે! તેવીજ મીનીટે મીનીટ દીલ બેહલાવનારી મોહબંતવંતી બ્યુટી હતે!

"હા! સાકર, તારામાં કેટલા બધા ગુણ? મારૂં દીલ રીઝવવામાં મારા જનમમાં જો કોઇએ મને અનુપમ સુખ દેખાડયું હોય તો તેં અને તેંજ! પણ સૌ સારૂં ને પાણી ખારૂં! તું રૂપવંતી છે, દીલનો કરાર છે, આંખની ઠંડક છે, દેખીતો ફરેસ્તો છે-પણ નીતિમાં કુ-રીતી!"

જહાંગીર મનસાથ બબડતો રહયો. "પણ હવે શું કરૂં? એક ઘડીબી એ મારી દીલદારને નથી જોતો તો મારા જીવ પર છરી ફરેછ-તાહરે હું એને છોડી કેમ શકું? ને છોડી મુકું તો હું જીવી કેમ શકશ? ઓ સાકર, તેં મને કેવી મોહીણી લગાડીછ?-પણ નહી, જ્યારે એને સલીમની દોસ્તીનો એકરાર કીધોછ, પોતાનું પાપ મારી આગલ કબુલ કીધુંછ, ત્યારે તો એ મને ચાહતીજ હોશે, જ્યારે એ મારે ખાતર સાલીમને છોડી દેવા માંગેછ, મને છોડવા ઇચ્છતી નથી, ત્યારે હું કાંય એને છોડું?" અને અન્તે જહાંગીર ફરી એક વાર ડામાડોલ બન્યો. ખચીત, સાકરે તેના શરીરપર એવો તો મખમલી જાદુઈ

હાથ ફેરવ્યો હતો કે તેની ચમતકારીક અસર તેની આંખપર પણ થઇ હતી, યાને તે છતી આંખે ગોયા આંધળો બની ગયો હતો, તેની બન્ને આંખે દુન્યાદારી જોવાનું ભાન ન હતું, પરદો ફરી વળ્યો હતો. સાકર અને સાકરમાંજ તે આખી દુન્યાનું સુખ સમાઇ ગયલુ સમજતો હતો.

અને તેથી, સાકર સાથનો મોહબતવંતો મેલાપ તેને ચાલુજ રાખ્યો. જ્યારેબી જહાંગીર તેણીને ઘરે જતો ત્યારે તે તેને એવી તો રીઝવતી કે જેથી જહાંગીર સઘલું દુ:ખ–તેણી માટેનો સઘલોજ અણગમો–ભૂલીજ જતો.

તેણીએ હવે સલીમ સાથની દોસ્તી છોડી દેવા માટે હડહડતા કસમ ખાઈ લીધા! ફક્ત વાઘરાને ખાતરજ તેને નોકરીપર રહેવા દેવાની તેણીએ કાકલુદી કીધી; જોકે તે કાકલુદી સાથેસાથે સલીમ સાથની આગલી મોહબત, તેણીને નીરૂપાયેજ કરવી પડી હતી, તેનાં કેટલાંક મુસ્તકીમ કારણો દરશાવવાને તેણી ભૂલી નહીં.

"ને તેટલું છતાં"–તેણી જહાંગીરને કહેતી હતી. "તમુંને મારા કસમપર મારી પાક ઇમાનદારીપર જો વીશવાશ નહીં હોય તો પછી હું તમારીજ છેઉ. તમે ચાહે ત્યાં મને લઈ જાવો, હું આવવા તૈયાર છેઉ! એક બારગી મારો વર મને કોર્ટમાં ખેંચશે તો તેનીબી ચીંતા નથી. હું મારી ઉમરનાં અઢાર વરસ વીટારી ગઇછિ ને હું કેહવશ કે મારો વર જુલમ કરેછ ને મારૂં પોશણ કરતો નથી, તેથી હું ખુશીથી તમારી સાથ રહીશ, પછી શું?"

"પણ જાન, તું તો એમ કોર્ટમાં કહેવા તૈયાર થાય, પણ મારી ઇજતનું શું? તું જાણેછ કેની કે હું છ બચ્ચાં ને પરણેલીનો વાલી—"

"છટ, તમેબી શું ડીયર? હું કાંહ ખરેખર કોર્ટમાં જવા માંગુછ? હું તો એક દાખલો આપુંછ, કે મારી મરજી ઉપરાંત મારા વરનું કંઈ ચાલે તેમ નથી."

"પણ વહાલી, મને કાંહ તારા વરનો વાંધો છે? મને તો સલીમનો વાંધો છે. તું ગમે એવા કસમ ખાયછ તોબી મારી ગેરહાજરીમાં તે કંગાળ નોકર આગળ તુંને એકલી છોડી જવા મારા જીગરના કટકા થઇ જાયછ. કારણ કે એક વારની ઘાડી દોસ્તી એમ કસમથી કે કશાથી કાંઈ અટકાવી શકાતી હોશે?"

"વહાલા, હજુર હજુર તમુને મારા પર વીશ્વાસ આવતો નથી?

તો લેવ ચાલો જોવું ! તમારા હોટેલ નજીક એક નાલ્લો કોટેજ ભાડે લેવ. ને હું તમારી આંખની આગળ હંમેશ રાત ને દીવસ રહેવું, મારા વરને મલવું હોશે તો કોઈ દહાડો તાંહ આવીને મલશે; પછી કંઈ છે ? તે બેઉ જણને રાજી રાખવા તમારે ગમે તે કાંઈ રકમ આપજો પછી સલીમ છે ને એ છે. અહીં બેઉ જણ ગગરશે, ને તે મુવો મારા વરને રાંધીબી ખવરાવશે. ”

“ને થોડા વખતમાં મારી બેંકની રજા પુરી થશે પછી ?”

“ઓ, લેરે ! તે પછી હું કંઇ તમુંને છોરવાની કે બાકી ? મને કલકતેબી સાથે લઈ જજો ને ત્યાં એક રૂમ રાખીને મારી આગળ આવીયા કરજો. મારાં જીગરજાન જાંગુ વગર એક ઘડીબી હું રહી નહીં શકું. જોઇયે તો અજમાયસ કરજો. આની બાજુ જાણ્યું કે તમો “જીવ” મારાથી છુટા થયાછ કે તેજ પળે મારૂં મુરદ્દું પથ્થર પર પડેલું સમજજો !”

“મારી જાંન તું જેમ મને છોડવા માંગતી નથી તેમ હું બી તુંને મારા જનમ સુધી છોડવા ઇચ્છતો નથી, પણ તારો વર——”

“તે બધું મારા પર છોરો—હું એવી યુક્તી કરશ કે તમે જનમ-ભરના મારી સાથે સુખી થઇ જશો. પછી કોણની આપણને પરવાહ છે ?”

“એટલે તું શું કહેછ ? શું તારા વરથીં છુટા છેડા લેશે યાતો તેને મારી નાખશે ?——”

“બધું ખોદાનું કામ ખોદા કરયો જશે, મારી દુવા એજમતી છે કે ચંદરોજમાં આપરે કોઇનાબી ઓકા ટોકા વગર એકજ થઇશું, અને આજનો આય મારો બોલ ખરો પડેછ કે ખોટો તે તમેજ જોશો. અરે મારાં જાન ! તમે શું સમજોછ ? જેનું નામ સાકર, તમારે ખાતર મારા વરને કે સલીમને “પુરા”બી કરી નાંખવા હોશે તો હું તેમ કરવા તૈયાર થવશ. અરે અગાઉથી તમે મને મલ્યા હોતે તો મુવા સલીમ કે મારા વરને હું ખાસરેબી નહીં બાંધતે, બોલો હવે બી મારા પર ભરૂસો આવેછ કે નહી ?

“ એમ એટલું બધુંઉઉં ? જહાંગીર, તેણીના પોતા તરફનાં બેમીસાલ હેત તરફ હેરત થયો અને તેના ઉપકારમાં સાકરને સેંકડો કીસ્સી-ઓથી નવાજી લાલલાલ બનાવી નાંખી !”

“ચાલો વહાલા, એમ જીંદગી સુધી આપરે કોઇનીબી વચમાં અડચણ

વગર એક થઈ જઇએ, એવી આપરી આજની દુવા ફલે, તેથી આપરે દરીયે જઇ ફુલ સાકર ચહરાવી આવ્યે. છતી આજે ચાંદરાત છે ને કાલે રમજાન ઇદ છે. એટલે આપરી દુવા જરૂર ફળશે. ખરા હા, પેલું વરલી આગળ નવું રકલેમ થયુંછ કહેછ, તે કેવું છે તાંહ જઇયે?" સાકરે કહ્યું.

"હા ચાઆલો, મારી કાંહ ના છે?"

"સલીમ ઓ સલીઇઇમ જા તો વહેલો એક ટેક્ષી બોલાવી લાવ!" સાકરે તરત ઓરડર કીધો.

બન્ને તૈયાર થઇ દરીયે ગયાં. ત્યાં સાકરે બબ્બે હાથ જોડી દરીયા સાગર પાસે ખોળા ભરી ભરીને મોટે મોટે દુવા માંગી કે અમારા પ્યારમાં નડતર કરનાર દુર થજો. અમુંને જીંદગી સુધી એક કરજો!"

જહાંગીરે પણ તેનો પડઘો કર્યો અને તે એકાંત ઠેકાણું તેઓએ ખુશીમાં ગુજારયું.

## પ્રકરણ—૩૧ મું.

જહાંગીરે જોયું કે સાકરને સલીમથી દુર કરવા માટે એકલો એજ ઇલાજ હતો કે એકાદ જુદી જગા લઇ ત્યાં સાકર કહે છે તેમ રહેવું.

એ વીચાર કરીને તેને હોટલ નજીકજ એક કુશાદે ઘરનો રૂમ વાઘરાની સાથે જઇ આરાસ્તે કરાવ્યો; તે ઘર મોટું હતું અને જે રૂમ તેઓએ લખાવ્યો તેનો પેસેજ બાજુના રૂમનાં ભાડુતની ગેલેરીમાંથી જવાય તેવો હતો.

અલબત રૂમ લખાવ્યા અગાઉ વાઘરાની સંમતી જહાંગીરે લીધી હતી. જહાંગીર અવારનવાર મન માનતી રકમ ઉંછીકી લેખે વાઘરાને આપ્યો જતો હતો. અને તેથી વાઘરો આ ગોઠવણથી પોતાના મન સાથ અતી ઘણો ખુશ થયો.

આઠેક દીવસ સાકર નવા રૂમમાં આવી રહી, અને જહાંગીરને, પાડ પડોશમાં પોતાના નાના કાકા તરીકે ઓળખાવ્યો. તેણીએ આસપાસ વાત ફેલાવી કે તે કાકાજીએ સાકરને દીકરી કરી લીધી હતી. તેઓ ઘણા પૈસાદાર હતા, અને સાકર તેમની લાડકી હોવાથી અને વર ગરીબ હોવાથી ઘરનો ખરચ ચલાવવામાં મદદ કરતા હતા.

જહાંગીર દીવસના, અગાઉ પ્રમાણે સાકરને મલતો, અને અવારનવાર રાત્રે હોટલમાં પણ સુવા જતો.

એક દીને વાઘરાએ જહાંગીર પાસે બહુ અગતના કામ માટે એક મોટી રકમ માંગી, અને જહાંગીરે તેના ઘરનો સઘલો ખર્ચ હાલમાં પોતાને માથે ઉઠાવેલો હોવાથી હાલ તુરત આપવાની ના પાડી; તેમ કરવાને સાકરે પણ જહાંગીરને અગાઉથી ઉશ્કેર્યો હતો.

વાઘરાએ તે વીષેનો દાંત મનમાં રાખ્યો અને એક દીને જહાંગીર હોટલમાંથી જમીને મોડેથી રાત્રે ઘેર આવવા કહી ગયો. એતેફાક તેજ દીને જહાંગીર આવે તે અગાઉ વાઘરો આવીને સાકરના રૂમમાં ઉંઘી ગયો. અને જહાંગીરે જ્યારે બારણું ઠોકયું ત્યારે કંઇક અસુરેથી સાકરે બારણું ખોલ્યું. પણ સાકરે વાઘરો રૂમમાં સુતેલો હોવાનું જણાવવાથી જહાંગીરે ત્યાં જવું શોભા ભરેલું નહી માની હોટલમાંજ તે પાછો ફર્યો.

બીજે દીને દીવસના જહાંગીર સાકર નજીક હતો ત્યારેજ વાઘરો આવી લાગ્યો. જહાંગીરના દેખતાં સાકર સાથે ચીઠડાં ફાડવા લાગ્યો, અને અમુક રકમ જો હમણાં ને હમણાં જહાંગીર નહીં આપે તો પાછી ઘરે ચાલી આવવા હુકમ કીધો.

પણ તે દીને જહાંગીર જરા મક્કમ રહ્યો. વાઘરાને ઝાઝુ કાંઈ આપ્યું નહીં અને સાકરને કાંઈ નાની જેવી રકમ આપી, વધુ બીજીવાર આપવા કહ્યું અને ત્યાંથી વિદાય થવાની તૈયારી કીધી.

* * * *

બીજે દીને રાતે સાતેક વાગાનો વખત હતો. અને વાઘરો અસેમસે જહાંગીરને તેમજ સાકરને ગાળો ભાંડવા લાગ્યો. તે ગુસ્સાની ખુનખાર આંખો સહીત જહાંગીર આગળ આવ્યો અને તેને જતો અટકાવતાં કહ્યું.

"યુ સ્ટુપીડ બલેગાર્ડ, તું મારી બઇરી સાથે એવું કામ કરવા અહીં આવેચ કે? તું મને શું સમજેછ? અરે, અત્તર ઘરી હું ખરડો લખી આપુંચ તે પ્રમાણે લખીને સહી કરી આપ, નહીં તો આએ ઘડીયે છરીથી તારૂં કલેજું ચીરી નાખશ! તારૂં માથું ફોડી નાખશ, બદમાસ, શેતાન, નાપાક, કોરગા, અને એમ કહી તે છરી શોધવા લાગ્યો.

તેટલાં સાકરે ડઘાયલુ મોંહ કરી જહાંગીરનો હાથ દાબ્યો, અને કહ્યું કે એ પીધેલા બહારમાં છે. અને શું નું શું કરી નાંખશે. તેથી હાલ તુરત તે કહે તેમ લખી આપો ને હું પાછળથી ફાડી નંખાવશ.

આ વખતની જહાંગીરની હાલતનું શું ધારવું? તે ગમે એવો ક્રુર

અંદેશ છતાં કેવળ ગાફીલ બની ગયો. જહાંગીર એટલો તો કસરતબાજ હતો કે તે ઇચ્છતે તો છાકટ વકટલેન વાઘરાને એક લેહજામાં પટકી નાખી શકતે. પણ ગમે તે તોબી એક ગ્રહસ્થ હતો ! એક ગ્રહસ્થનું બળ એક હાથી જેવડું હોવા છતાં બાઝે વખત ઇજ્જતને ખાતર તેને બકરી સમાન રહેવું પડે, તેમજ એક અધમ મવાલી જેને "કમ જોર ઓર ગુસ્સા બહોત" તેને મનથી તેની કીડી જેટલી શક્તી પણ વાઘના બળ જેવી હોય ! કારણ કે તેને ઇજ્જતનો કે શરમનો ભય હોતો નથી !

તેથી તે આડોશી પાડોશીના વીચારથી અને આબરૂનાં ભયથી ગાફેલ બનેલા જહાંગીર પાસેથી છરી બતાવીને બબ્બે ચીઠી તેને લખાવી લીધી.

એક ચીઠીમાં લખાવી લીધું કે તમારી પરણેતર સાથે જે ગેર વર્તણુંક કીધી તેની માફી માગું છું, બીજી ચીઠીમાં લખાવી લીધું કે આજની તારીખ અગાઉના ઉછીના લીધેલા સર્વ પૈસા ભરપાઈ થયા છે.

આ બે ચીઠીઓ લખાવી લીધા પછી વાઘરાએ દાંત્યા કચકચાવી કહ્યું કે "જોયું બચ્ચાજી, વાંકી આંગળી વગર ઘી નીકળે નહીં...મેં સુજી સમજીને રકમ માંગી તે નહીં આપી ને હવે આ બે ચીઠી કેવી ગુપચુપ લખી અપાઇ ? અને ત્યાંથી તે મગરૂરીથી તુચ્છકારતો બબડતો ફફડતો ચાલી ગીયો.

તે પછી તરતજ ગુસ્સાનું ઝેર મારી નાખવા સાકરે જહાંગીરને મનાવી લીધો કે "તમારી અને મારી બંનેની ઇજ્જત સાચવવી હોય તો આય ચીઠીની વાત કોઇને કહેતાજ ના. હું એની પાસેથી એ ચીઠી લઇને ફાડી નાખશ. અને તમુંને ચંદરોજમાં બતાવી આપશ કે એ મુવો આવો જુલમ કરીને જીવતો રહેછ કે ? તમો જોશો કે હું એનું કેવું કાટલું કાહડી નાખુંછ !"

"જોવ, મારા પ્રાણ, તમે એ બાબદ ઉશ્કેરાઇને કંઇબી ઓરનું દોર ના કરતા. એ તો મુવો સદાનો એવો છે. જરા કાંઈ ઓછું પડે તો બધાની સાથે એમજ કરેછ ને મુવો ચીઠીઓ લખાવી લઇ તેઓને પૈસા મેળવવા સતાવે ! એવા ભસ્તે ગીયાના પનારે પડી ત્યારેજ તો મને નાચારીએ બીજા બીજાને હાથ ઓરવાનું ને આબરૂની ધુળધાણી કરવાનું થયું કેની ? એ એવું કરીને બધાની બાબતમાં ફાવી ગયોછ, પણ તમારાં બાબમાં હું એને કદી ફાવવા દેનાર નથી."

"તેથી વહાલા જાંગુ હું હાથ જોડીને માંગી લેવું છ, કે હમણાં તો લોહીનો ગોટ ગરીને અખારા કરી જાવ, ને મારે ખાતર જો કદી કંઇ રકમબી એ માંગે તો મુવાને ઝાંસજો. ને કાંઈ બન્યુજ નહી હોય તેવો દેખાવ કરજો; ને કાલે મારે ગળે લાગી જવા વહેલા આવજો, નહીં તો દીલમાં કપટ રાખીને હું તવલી તવલીને મરૂં તેમ કરતા ના." અને અત્રે એક નાના બાળકને પસવાળે, પટાવે, તેમ સાકરે જહાંગીરને અતી ઘણા હેતથી પસવારી દાબી ચાંપીને ઉશ્કેરાયેલો ઠંડો કીધો.

"ઠીક છે વહાલી, હું તારેજ ખાતર લોહીનો ગોટ ગરી જઇ એ કુત્રા જેવા નીચ માણુસે મને કીધેલું ઈન્સલ્ટ ભુલી જાઉં છ, કે જેવું મહારૂં હડહડતું અપમાન મારી આખી જીંદગીમાં મેં કદી પણ અનુભવ્યું નથી. મારી જગાપર બીજો કોઇ માણુસ હોતે તો શું કરતે, તે હું કહી શકતો નથી. તારા કાલાવાલાએજ મહારૂં મન પાછું પીગલ્યું છ. નહીં તો આજથી એજ તારા વરને લીધે હુ તહારૂં મોંહણુંબી કદી જોતે નહીં!"

"ઓ? તમારેથી તેમ થતે? મારૂં મોહણું જોયા વગર તમારેથા રહેવાતે?" સાકરે જીણીજીણી આંખો ફેરવીને ટકોરથી પૂછયું.

"તારી જુદાઈ મારાથી નહીં ખમાતે તો હું જીવપર કરીને મારો છેરો લાવતે, પણ આવું અપમાન તો હું નહીંજ ખમું. ઓ, એ કેટલો નગુણો ને નીમકહરામ? પગના નખથી તે માથાના બાલ સુધી રજેરજ હું તેનું પાલન કરૂં, તેને, તેનેજ એ આવી ગલીચ ગાળો દે? એવો બેઉન્યાદ માણુસ કદી જોયેલો નહીં. તું મને કલકત્તેથી ત્રેનમાં પહેલ વહેલી મલી, તેં તારા વર સાથે મને ઓલખાણ કરાવી, એ તારા વરે મને ઓંહસા ઓંહસ કરી તારી સાથે મને ભેરાવા દેવાની ખાખસુસ તકો આપી, ને જ્યારે તેની રાજી રજામંદીથી મેં તારીપર દીલ બાંધ્યું. મેં હજારો રૂપીઆ તારે ખાતર સદકે કીધાં, ત્યારે તેનો મને આય બદલો?"

"ઓ મારા જીવ, મારા જીગર તે બધું હું સમજુછ, એ એવો કફેરો છે, તેથી મારૂં હૈયું કપઈ જાયછ. ગમે તે થયું, પણ હું તમારેથી બદલઇ નથી ને કબીબી બદલાવશ નહી. તમુંને થયલાં અપમાનથી મારાથી છુટા પડવા માંગતા હોય તો મને બંદુકની ગોળીથી વીંધી નાંખો, મારાં જીગરમાં છરી ભોકી દેવ, મને મારી નાંખો. પેલુ ગીત યાદ છેની કે,

"જરથોસ્તી મહઝંબ પર મારો સદકે કરૂં જાન
તેમ વહાલા મારા જહાંગીર પર હું સદકે કરૂં જાન!"

"શું કરૂ, તારી સાથ એવું તો મારૂં દીલ લાગી ગીયુંચ કે કોઇબી ભોગે મારાથી જુદું પડી શકાતું નથી, ઓ તારે ખાતર તો મારો માન, મરતબો, એંકની જોખમદારી, બૈરી, બચ્ચા, આબરૂ, ઇજત, અકલ સઘલુ ઓરણપર વાખાતું નાંખી દીધું, અને હવે થોડીક દોલત ને જાન ફક્ત બાકી છે. કહે તો તેબી આપીને આય દુન્યાથી ચાલતો થાવું ?"

"ઓ હજાર વખત હું તમારા પરથી ઓવરાઈ જાવું ને લાખ વખત એ મુવાઓને તમારા જાનપરથી ઓવારી નાંખુ ! એવું ના બોલો જો જો, એ મુવાઓનોજ નાશ થશે ને આપરો શુખી દહારો આવશે. હાલ થોરો વખત ચપી જાવ. ને એ ભસ્તે ગીયો ચાલી ગયોચ તે કદાચ ચ્યારા મારા જોવા પાછો આવશે ને મારા જાનને જે તે બોલશે તેથી ભલું કે તમે આજનો દહાદો હોટલેજ સીધારો ને તાંહજ પોહેરજો. મારો બધો જીવલઇને જાવો" અને તેણીએ દસેદસ આંગલાના કટાક ફુટે તેવી રીતે ઓવારણા લીધા અને બોલી.

"ઓ ખોદાય શું કરૂં,, તમુંને મારી આગલથી મોકલતાં મારી છાતી ફાટી જાયછ—છાતીપર પથ્થર મુકવો પરેછ. મુવા ભુંડાને લીધેજ આય ખમવું પડેછ. જો હું એકલી હોતું તો તમો મારા ગાય ગોલાબને જરાબી દુ:ખી થવા દેવું નહીં. લાચાર છેઉં જાન, તસ્દી પડેછ તે મને માફ કરજો."

જહાંગીર તે નાજુક નાગણને બગલગીર થયો અને તેના જેહરી હાથ ઉપર કીસ લઈ તેજ હાથપર જલદી પાછાં મલવાનું વચન આપ્યું અને ત્યાંથી વીદાય થયો.

અફસોસ ! નાગણની જેહરી જાળમાં જહાંગીર પુરે પુરો લપેટાતો ચાલ્યો, પણ તેના મનથી તો તે સાકરના શીરામાં તરતો હોય તેવુંજ તેને લગ્યું.

ઓ નેક પુરૂષો ! શીખો, ગોખો અને ધડો લેવો, તમે ગમે એવા ફીરેસ્તા હશો પણ તમોને સેહતાન બનાવનારી દુન્યામાં લાલચ ભરી ચીજો એવી એકેક પડી છે કે જેમાંથી સબુત કદમે અને મકમ મને છુટવું બીલકુલ મહાલ છે. સદા સરજત અને નબલું મન, તમારી ગમે એવી મકમતાની સામે થશે, જેને મારી હટાડવું એજ દુન્યા જીતવા બરાબર છે.



# પ્રકરણ ૩૨ મું.

**[પતી-પત્નીની વચ્ચે દાવપેજ! અધધધધ! ભરથારને પુરો કરવા ધીમું ઝેર? બે માસમાં ધણીની લાશને ઠેકાણે પાડવાની ગણત્રી! બઈરીની બરકતે બનેલો બે ઘડીનો શેઠીઓ! જીભની મીઠાશ, હાથની નરમાશ! પેટ ભરતી તાડી, ફરવાને ગાડી, મનગમતો વાહન, દીનરાત મોહબતમાં માહન્ડ!!!]**

ખાનબહાદુર જહાંગીરશાહ જેવો સખ્ધર બીલ્લુ હાથમાંથી છટકી જાય તેનો ભય, જેમ સાકરને તેમ વાધરાને પણ હતો; કારણ કે સાકર જ્યારે વાધરા સાથે એકલી પડતી ત્યારે, સલીમ અને બીજાઓ વીષે જહાંગીર વહેમ ખાતો હતો એવી ઉડતી ઉડતી વાતો, તેણી તેના આગળ કરતીજ રહેતી હતી. વાધરો સમજતો હતો કે એકવાર તેની પોતાની યા સાકરની નેકનામી ભરેલી અંગત કારકીદીથી જો જહાંગીર પુરેપુરો માહેતગાર થયો તો તે એક ઘડી તેને ત્યાં ઉભો રહેવાનો નથી; તેથી તે જહાંગીરને દાવપેજમાં લેવાની તક કેટલુકની સોધતોજ રહેલો કે જેવી તક તેને ગયા પ્રકરણમાં દરશાવ્યા મુજબની મલી ગઇ.

તે ઘુમબરાડા, ગાલ ગલોચ અને નફ્ફત, નાગું ઉઘાડું બોલી છરી દેખાડી ધમકી આપી, જહાંગીર પાસેથી ચીઠી લખાવી લેવામાં અંતે ફાવ્યો; તેણે જોયું કે જહાંગીર હવે તેના સપાટામાંથી છુટવો દુશવાર છે. પણ વળી જબરીથી ને ધમકીથી લખાવેલી ચીઠીથી તે ભડકી ન જાય તે માટે તેણે તરતા તરત સાકર મારફતે તેમજ પોતે એ બાબત ઉપર ઠંડુ પાણી રેડવાનું ચાલુ રાખ્યું!

સાકરે જહાંગીરને કેવી રીતે પટાવી રમાડી લીધો તે આપણે વાંચી આવ્યાં છીયે. અને વાધરાએબી થોડીક નાંણાની રકમ બીજી કહડાવી, તે દીને છાકટ હાલતમાં કાંઇ બોલાયું ચલાયું હોય તો મનમાં નહી રાખવાની આડકતરી દરગુજર ચાહી લીધી!

એટલે સાકર જહાંગીર વચ્ચેના મીઠાશમાં કશો ખટાશ થવા પામ્યો નહીં અને ગાડું જેમ ચાલતું હતું તેમ ચાલ્યું.

એક તરફ સાકર જહાંગીર સાથ નવે ઘરે મજાહ મારતી હતી. ને બીજી તરફ વાધરો સલીમ સાથે જહાંગીરને પૈસે ઘુમ દારૂ ધીચી માહર-બાવરીને જુને ઘરે લેહર મારતો હતો!

એક દીને તેનીજ લેહરમાં વાધરો, સલીમ આગલ બડાઇ મારવા લાગ્યો. અને જહાંગીર પાસે લખાવી લીધેલી ચીઠીથી, ગોયા જાણુકની સોનાની ચલ્લી હાથ લાગેલી જણાવી.

વાધરાની આવી હીકમત સાંભળી સલીમેબી કેવી રીતે જહાંગીર પાસેથી તેના જતી વખતે પૈસા કહડાવ્યા હતા તેની સીફ્ત હાંકી !

પણ સલીમથી એ દારૂની ઝુમમાં બોલાઈ ગયલી હકીકતથી વાધરાનાં નેણુ ફરી ગયાં. અને સલીમ પર વાત કરતાં છેડાઇ પડયો.

વાધરાની લડત એ હતી કે સાકરના મીઠાસથી મોહ પામી જે કોઇ ઘરમાં કોઇને બી પૈસા આપે તો તે લેવાનો તેનો એકલાને હક હતો. કારણુ સાકર તેની પરણેતર હતી. અને પૈસાને ખાતરજ તે તેણીને છુટથી બીજા સાથ ભેળાવા દેતો હતો.

આ તકરારને બીજે દીને વાધરાએ સાકર આગળ જઇ સલીમને આપેલા પૈસા સંબંધી જુસ્તેજુ કીધી.

ચોકાર સાકરે કાને હાથ દીધા કે "જહાંગીરે સલીમને નોકર સમજી કાંઇ ખુશીથી રકમ આપી હોય તો મને ખબર નથી !"

આ ઉપરથી એક ખ્યાલ આવવાથી, અહીં વાધરાએ જહાંગીરને રાજી રાખવા એક પલાન રચી કહાડયો અને તે પ્રમાણે સાકરે જહાંગીર આતી મલતાં ખુબ ઉશકેરાઇ, રડીને વાધરાની ફરીયાદ રજુ કીધી.

"મૂવો મરતો બી નહી !—નેક માણસો પટોપટ મરી જાયચ ને એજ મુવાનું મોત નથી આવતું ? તમે જુને ઘેરથી આવતી વખત સલીમનાં હાથમાં રકમ મુકી તે એને ખબર પડી, તેથી મુવાએ બીચારા સલીમને જીવલેન માર મારયો; તેની છાતી પર ચહરી ગયો ને ગરૂં દબાવીને તેનું ખુન કરવા ગીયો; સારૂં થયું કે સલીમ ત્યાંથી ખસી ગીયો, નહીં તો મુવો એનો જીવજ લેતે તો હું શું કરતે ?" તેણીએ રડમસ જેવી બની જઈ ચલાવ્યું.

"એ હીસાબે વાધરો ઘણો મુજી છે હં ?"

"અરે મુવાને મરકી બી નહીં થતી, મુવો મોટર તરે આવી બી નહીં જતો, કે મારો છુટકો થાય. જોવ વહાલા જાંગુ, આજે તો સલીમ પર છે. કાલ ઉઠીને તમારી પરબી મુવો હાથ ઉચકશે, તેથી મને ઘણુંજ ધ્રુજરાં લાગેચ—એક મારી શહીએ આપેલી એક એજમતી ભુકી છે કે જે એવું ધીમું ઝેર છે કે એ મહીને આરો આવે, પણ કોઇને વહેમજ નહી

પરે ! તે અજમાવું,–કે મુવો થોડા વખતમાં પોતાની મેળેજ લાંબો ટાઈટ થઈ જાય ?"

જહાંગીર સાકરની આવી એકાએક ધાટકી વલણુ જોઇને ઘડીભર ચકીત થઇ ગયો. તેને મનમાં વીચારીયું કે આજે પોતાના પરણેલા ભરથારને પુરો કરી નાંખવા તેણી માગેછ તો કાલ ઉઠીને મારી બી વારી આવે ખરી કે ?"

"નહીં વહાલી જાન, હું એ બાબદ પર મારો ટેકો આપતો નથી. સ્વાર્થને ખાતર એવાં પાપી કામને હું ખરા જીગરથી ધીકારૂંછ. વાઘરો ગમે તેવો છે–પણ એ તારે માથે છે તો તું ઇજ્જતમાં છે. નહી તો તારી આબરૂં શું ? શું એ મરી જવા પછી સલીમ તુંને સંભાળશે—?".

"ને આય તમે મારા પોલાદી પહેલવાન જેવા "જાન" કેવા છેવ ? મુવો ભીખારી સલીમ શું મને પાળતો તો ? ગમે તે થાય હું તો આજથી ચાહમાં, તેમજ દારૂમાં મારી શહીએ આપેલાં પેલાં ધીમાં ઝેરની ભુકી થોરી થોરી એ મુવા વાઘરાને પાયા કરશ. જેથી મહીને બે મહીને એનો નીકાલ થઈ જશે ને કોઇને સપને બી ખબર નહીં પડશે. કોઈ એમજ જાણુશે કે ઘણો દારૂ પીવાની આદતથી કલેજું કોહી ગયું ને હાર્ટ ફાટી ગયું હોશે, અંહ, બીજું શું ?" તેણી હસતાં બોલી.

જહાગીર તો તેણીની વાતથી તેણી સાંમે દબાયલોજ જોતો રહયો. તેને કશી પોતાની સંમતી આપી નહીં. એટલે તેણીએ ચાલુ રાખ્યું.

"એ ભુકી મારી શહીએ અજમાવેલી છે. તેનો વર બી મુવો ઘણોજ હેરાન કરતો તો, તેને કરચ કારચ ખાધા પીધામાં આપ્યા કીધી એટલે બે તન મહીને આંકો આવી ગયો ? જોવની જાંગુ, જેવો એ ટાકો ઘરી કરે કે એની લાશને તરત ડુંગરવારી પરજ મોકલી આપજો ને ત્યાંજ ક્રીયા કામ કરાવજો, પણ જેવો એ ખલાસ થાય તેવું પહેલું કામ એ કે એને તમો પાસે લખાવી લીધેલી પેલી ચીઠી શોધી કહારીને ફારી નાખજો કે જેથી કોઇના હાથમાં જાય નહી."

ચીઠીની વાત સાંભળી જહાંગીરને હવે જરા ઉલત આવી, અને તેથી તેને ઘચુપચુ મને તેણીના વીચાર સાથ હાલ તરત મળતાપણું બતાવવામાંજ ડાહપણુ જોયું.

તે પછી દરરોજ જહાગીર આગળ સાકર વાઘરાની તબીયતનો

રીપોર્ટ કરતી—"આજે તો મુવાને ઉલતી થઇ, આજે તો ભસ્તેગીયાનાં પેટ ફુટી ગયાં, હવે તો તદન હાડપીંજર થઇ ગયોચ જો! જે વખત જાયછ તેમાં થોડા વખતમાં કાસર પટી જશે!" વગેરે.

વળી કોઇ કોઇ દહાડો કહેતી—"આજે પાઉ માખન ને જેલી સાથ પેલી ઝેરી ભુકી લગાડીને આપી દીધી! આજે તો નાસ્તા પર મુરંબામાં તે ભભરાવી. કાલે તો ટામેટા સોસમાં ભુકી ભેરીને ખીચડી સાથે ખવરાવી, કારણ મુવો સોસ ઘણોજ ખાયચ, પેલે દહાડે તો દારૂની ખાલી સીસીમાંજ અગાઉથી ભભરાવી રાખી કે તેમાં મુવો દારૂ મંગાવે ને પીયા કરે."

રંક બીચારો જહાંગીર! તે એટલો તો ગુંચવાઇ ગયો કે શું કરવું તે તેને સમજ પડી નહીં. સાકર તો બસ હવે વાઘરાના મરણ પછી કેમ રહેવું, કયાં રેહવું, કયાં ફરશું હરશું, કેવી મજાહ કરશું તેનીજ વાતો જહાંગીર આગળ ચલાવતી અને જહાંગીર તેણીના પ્યારને ખાતર વામાતામાથી ઘુંઘસ જેવો ડોકું હીલાવ્યા કરતો, અને આ આફતથી કેમ છુટાશે ને શું થશે તેના વિચારમાં પડતો.

બીજી તરફ વાઘરો પોતાનાં જુદાજ પલાનમાં હતો. તે અનેક બહાણે જહાંગીર પાસે રકમો કહડાવ્યોજ જતો હતો, અને હવે તો એસકી ટાંટ ફરી બઇરીની આવકે ગોયા શેઠીયો બની ગયો હતો!

જુગાર રેશ અને દારૂનો તેનો શોખ હવે શ્રેષ્ટાઇની ટોંચે ચહડયો હતો. તે ખુણે ખંટાલેના તેના જેવાજ ખોરચા ખાપરચા દોસ્તોની ટોલીઓમાં જઇ પાસા ઉપર પઇસા રમવાને એક ઘડીબી ચુકતો નહી.

એક દીને વળી તે હારીને કરકો દાન થઇ ગયો. અને કરજ કીધેલું હોવાથી એક મોટી રકમ જહાંગીર પાસેથી કેમ ઓકાવવી તેનો વીચાર કરવા લાગ્યો.

બીજે દીને સાકર સાથે વાત કરીને તેને ગોઠવણ કરી તે એ કે જહાંગીર સાથે તેણીએ કોઇ દુરદરાજ ગામે ફરવા નીકળી જવું, અને તે મસે તેને રાજી રાખી એક રકમ તેની પાસેથી સાકરે કઢાવી આપવી.

જહાંગીર જયારે હોટલેથી એક દીને સાકરને આવી મળ્યો ત્યારે સાકરે ગરમીનાં દીવસોમાં દીલે પસીનો પડવાની ને કંટાળી જવાની ફરીયાદ કરી, અને થોડા દહાડા ગર ગમાડે હવામાં ફરી આવવાની મરજી દેખાડી.

"મરે, માથેરાન મહાબળેશ્વર કે દેવલાલી જવા તો ગમેછ જો, પણ વરી કોઈ તમારૂં કે મારૂં ઓરખીતું ત્યાં મળી આવે તો આપુંને સાથે જોઇને ચાવાચીવી કરે તે કરતાં તો એકાંત કંઠે ગર ગામરે દરીયે કીનારે હોય તો મજેનું. ત્યાં એકલાં આપુંને મજાહ પરશે. !"

"પણ મારી રજા હવે પુરી થવા આવીછ તેનું શું ?"

"ઓ ! તેહરે તો ચાલો કલકતે ! તાંહજ તમારી આંખની આગળ ને આગળ સદા તમારીજ થઇ રહેવા હું તઇયાર છેઉં !"

ઉંપરા સાપરી છેલ્લા બનેલા બનાવોથી જહાંગીરનું મન કંઇક મંદ પડી ગયું હતું. પેલી ચીઠીનો બનાવ, તે વખતનું ભયંકર અપમાન, સાકરની સલીમ સાથની ધાડી દોસ્તી, અને વાઘરાને ધીમાં ઝેરથી ઠાર કરવાની તેણીની વર્તણુંકથી જહાંગીરનું માથું ધુમવા લાગું હતું. તેના દીલ માંહેલી એક ચોકશ શક્તી તેના માંથામાં ટકોરા મારી કહેતી હતી કે "સંભાળ સંભાળ ! !"

## પ્રકરણ ૩૩ મું.

જહાંગીરને એમ વિચારના વમલમાં પડેલો જોઇ સાકર તેના દીલનો ખ્યાલ પામી ગઇ ! તેણીએ પોતાની રસીલી રંગીલી જીબની મીઠાસનો અને રૂ જેવા હાથની નરમાશનો પુર ઉપયોગ કરવા માંડયો.

"મારા જાન તમે એટલો ઉંડાણથી શું વીચાર કરોછ, મને નહીં કેહેવ ? હું તમારી નથી ? મારો જીવ જાન તે તમારો નથી ?" અને તે સાંપણની માફક તેના ઉપર વીંટળાઈ ગઇ !

હા ! તડકાના તાપથી ઘી પાણી જેવું બની જાય, સોડામાં નાખતાં બરફ પીગળી જાય તો સાકરયા સ્ત્રીના ફરેબથી, ફરેસ્તા જેવો જહાંગીર કેમ નહીં પીગલે ? તે ધીમે ધીમે પાછો પીગળવા લાગ્યો. તેને મન સાથ વીચાર કીધો કે, "ઓફીસમાં લખી થોડીક વધારાની રજા મંગાવી લેવસ, ધણીયાણીને કાંઇ હીલ્લાં બાહણા લખી વાળશ. પણ એકવાર સાકર જેવી મીઠી મધ મોહીણીને તો નહીંજ છોડવી. જે મોંજમાં વખત ગયો તે ખરો, પછીની વાત પછી થઈ રહેશે, જીવ્યા કરતાં જોયલું ભલું ને જોયા કરતાં જોગવેલું ભલું !"

આખરે, સાકરની ખાએસ મુજબ દમણ જવાનું જહાંગીરે નક્કી

કીધું. ત્યાં દરીયાની સામેજ એક હોટલ હતું. ત્યાંનો એક અલાહેદો રૂમ એનગેજ કીધો. અને સર્વ તૈયારીઓ કીધી.

જતી વખતે છેલ્લે દીને વાઘરાએ પોતે માંગવાને બદલે ગોઠવણ મુજબ સાકરેજ પેલી મોટી જેવી રકમ માટે વાત છેડી. અને "માંગેલી રકમનો અરધોએક ભાગબી ઝાંસસો તો મુવા દપત પરશે ને સુખથી તાંહ આપુને રહેવા દેશે" એમ કહ્યું.

"જો જો તો ખરા, આપરે એકલાં થશું તે પછી મારા જાન જાંગુને એટલો ખરચ કબી હું કરવા દેવશ નહીં. હાલમાં તો આપો, શું કરશો? કલેવલે કામ કહારી લઇયે!"

ટુંકમાં, વાઘરાને રકમ મલી. અને બપોરની ત્રેનમાં કોલાબાથી ઉપડતાં બંને પ્યારાંઓને સ્ટેશન પર તે મુકવા આવ્યો. ત્રેન ધમધમ કરતી ઉપડી, અને જહાંગીર તેમજ સાકરે છુટકારાનો દમ ખેંચ્યો.

દમણમાં તેઓએ પહેલા ચાર દહાડા તો સારી મજાહ કીધી. પેટ ભરતી તાડી, ફરવાને ગાડી, મનગમતો વાઈન ને ચોવીસે કલાક મોહબતમાં માઇન્ડ! એટલે વધું શું જોઇયે? પણ તે મજાહમાં કંઇક ખુદરતી કજા થઈ ગઇ! એટલે સાકરે હદ ઉપરાંત તાડી પી બેઅખત્યાર હોજરૂ ભરવાથી કંઇક કોલેરાની અસર થઈ, પરીણામમાં સાકરે આખી રાત ભયંકર હાલતે કહાડી, તે સીકનેસ વખતનો તેનો બકવાત અણહદ અને સહરાગાટથી પૂર હતો. ઘટતી સારવાર થઈ અને ત્રીજે દીને તો પાછી તેણી બીછાણેથી ઉઠી.

સાકરે પોતાની શીકનેસ દરશાવનારો કાગળ પોતાના ધન ધન ધોરી ધણીજી પર લખ્યો, વાઘરાજીએ તેનો વળતો જવાબ જહાંગીરને નામે લખ્યો. તેમાં એ એવી મતલબનું લખતો હતો કે:—

"મારી વાઇફની સીકનેસમાં તમે મુરબીએ ઘણી મદારત કીધી તે માટે તમારો સદાનો ઉપકારી છું. અને એવીજ મહેરબાની અને કાલજી સદા રાખતા રહેશો."

થોડા દીવસ પછી જહાંગીરે તેનો જવાબ લખ્યો. જેના જવાબમાં વાઘરાએ વળતો કાગળ લખ્યો તેમાં તે ખરચવા માટે થોડુંક કાંઈ મોકલવા લખતો હતો.

જહાંગીરે સાકરની સલાહથી અમુક રકમની નોટ કાગળમાં બીડી મોકલી. વળી તેનાં જવાબમાં વાઘરો લખતો હતો કે, નોટ મોકલી તે માટે

આભારી છું. તમે હજીબી વધારે દીવસ રેહવો તેની કાંઈ અડચણ નહીં, પણ મારાં એક સગાં તમારાંજ હોટલમાં આવી ઉતરવાના છે એમ મને ખબર મલી છે તેથી આપણા વચ્ચેનો ભરમ બધો ખુલી જશે. અને લોકોમાં ચર્ચા થશે તેથી બહેતર કે તમો બીજે ઠેકાણે જાવો નહીં તો પાછાં ફરો તો સારૂં."

આ કાગળ વાંચી જહાંગીર ચમકયો. કારણ કે વાધરાએ ગમે એવી ચાલાકીથી, ધમકીથી, તેના પાસથી પેલી ચીઠી લખાવી લીધી હતી પણ આ છેલ્લાં કાગળમાં પોતે કેવો આસામી હતો તે પોતાને હાથેજ લખીને બંધાઇ જતો હતો, તેની તેને સુદ્ધી હતી નહીં. તેને પૈસાને ખાતર પોતાની બૈરીને બીજા સાથે બહારગામ રહેવા રાજી ખૂશીથી મોકલી હતી અને તે ભરમ પોતાનાં સગાંની નજરે ખુલ્લો નહીં થાય તેની તે ચીંતા કરતો દેખાડતો હતો. એ પુરાવો જહાંગીરની તરફેણમાં શું કમી હતો ?

હા ! આબાદ આય કાગળ, મારી પાસેથી જબરીથી લખાવી લીધેલી ચાઠીને તોડી નાંખનારો છે." જહાંગીર મન સાથ બબડયો.

જહાંગીર મહોબતમાં ગમે એવો ભાનભૂલો બન્યો હતો. પણ તેની ગુમ થયલી સઘળી અક્કલ હુસ્યારી વાધરાએ પેલી લખાવી લીધેલી ચાઠી પછી જાગ્રત થઈ હતી, તે પછી તે દરેક પગલું બહુજ સંભાળથી ભરવા લાગ્યો હતો. સાકરના તેમજ વાધરાને હાથના કંઇબી કાગળ પત્રો આગળ માફક ફાડી નાંખતો તે હવે અટકયો અને તે પ્રમાણે વાધરાએ દમણ મોકલેલાં દરેક કાગળો પણ જતનથી પોના પાસ છુપાવી રાખ્યાં. કારણ કે વાધરો કદાચ કાંઇ ઓછું પડતાં, એ પોતા પાસે લખાવી લીધેલી ચાઠીથી તેની આબરૂ પર હુમલો કરે એવો જહાંગીરને ભય થયો, અને તેથી તે દીવસથી તે ચેતીનેજ ચાલતો હતો.

ભલો ભણનાર ભૂલે, અઠંગ તરનાર ડુબે, તેમ અફલાતુન મવાલી પણ બાઝે વખત કેવી ઠાપ ખાય છે તેને આ વાધરાને હાથનો કાગળ એક જાબજ્ન સીદ્ધાંત પુરો પાડતો હતો.

એક દીને દમણનાં હોટલમાં સાકરે રાબેતાથી વધારે છાંટો લીધો હતો. અને તેના બહારમાં તેણી જહાંગીર આગળ પૂછતી હતી કે "મરે મારો સલીમ શું કરતો હોશે ? તેનો મારા પર ઘણોજ જીવ, પગાર મળે તો તેબી આખો ખરચીને મારે વરે ગમતી ચીજો લાવે, મુવો, કોણ જાણે

શું મારી પર જાદુ કરતો હોશે કે ખાતાં પીતા સુતાં સામ્બે ઉભેલોજ દેખાયછ !"

આ સાંભળી જહાંગીરનો ખુકો અંદર ખાતેથી તો ઉછળી આવ્યો પણ સાકર પાસે આ તર્કે કાંઇ વધુ બોલાવા તે બોલ્યો, "હં, એમ કે ?"

"હા મુવો ઘણા લાંબા વખતનો આગળ ને આગળ રહેલો, કોઇ દહારો છુટા પડેલાંજ નહીં તેથીબી એમ સાંમ્બો દેખાયા કરતો હોશે પણ વહાલા, વાઘરાનો માસીસો વીટી જાય ને તમે મને કલકત્તે લઇ સીધારો તાહરે એનેબી સાથે લઇ લેશો કેની ?"

હવે જહાંગીરનું તદન પાકી આવ્યું, તેનાથી ખમાયું નહીં, તેથી બોલી ઉઠયો. "તું હજી ભંગી જેવા એ નોકરનો ખ્યાલ મુકતી નહીં કે ? હું તારે ખાતર મારો ઓષ્ધો, આબરૂ ઇજત બૈરી છોકરાં ઘેરબાર દેશ તજીને અહીં બેઠોછ ને તું મારે ખાતર એક નોકરનો ખ્યાલ તજી શકતી નથી ? ત્યારે મારે વાસ્તેનો તારો પ્યાર બધો પોકલજ કે ?"

"જાવ-જાવ, તમે એમ ઉલતો મીનીંગ ના ઉઠાવો ! એક વખત નહીં તેનું નામ નહીં. હું જે બોલી તે તેના પ્યારને ખાતર નહીં, પણ તેની સાલેસાઇ પ્રમાણીકપણું હોવાથી આપુને તે ઘણો કામ આવશે તેથી ! તમે મારા જીવ ત્યાં મારી આગળના આગળ રહેશો એટલે મને તેના પ્યારનું શું કામ છે ? મને તેના કામ સાથે કામ છે."

"છટ-એવા હીલાં બાંહણા કાંઇ મારા મગજમાં ઉતરતાં નથી. તે નહીંજ જોઇએ અને સદા માટે નહીંજ જોઈયે. આવી રીતે તેનો ખ્યાલ તું નહીં છોરશે તો મારૂં દીલ તારા પરથી ઉતરી જશે."

"ઓ, તમે કેવા દયાહીણ છેઓ ? તેને મારા પ્યારથી તમે છુટો કરી શકશો. પણ તેને રખડતો કરશો ? તેના પેટ પર લાત મુકશો ? તેને ભુખે બી મારશો ? તમે વાઘરાપર, નોટ મોકલી પણ તે ભુખે મરતો હોશે તેનો ખ્યાલ કીધો ? જોવ મારા જાન જેમ વાઘરાપર ૫૦ ની નોટ બીડી તેમ એક ૫૦ ની નોટ એની પર નહીં બીરો ? મેં એની પાસે અગવડની વખતે અગાઉ ઉછીના લીધેલા તે ફીટી રહેશે, પછી એની સાથે મને લેવું દેવું કંઇ રહેશે નહી."

"ને હું એને બી નોટ પોસ્ટમાં બીરૂં ને પછી ? એની યાદ કરશે નહીંની ?"

"પછી શાની ? મુવાએ આટલો વખત તન તોરીને, દીલ રગરીને નોકરી કીધી તે ભલાઇનાં બદલામાં આપરે તેનું ભલું ઇચ્છવાનું છે, બીજું શું ?"

આ વાતને બે દીવસ વહી ગયા તે પછી વળી સાકરને સલીમના નામની ચુર થઇ આવી ! જહાંગીર જરા ખુશમીઝાઝમાં હતો તે તકનો લાભ લઇ તેણીએ વાત છેડી.

"જોવની જાંગુ આપરે એમ કરયે તો કેમ ? આપરે મુંબઈ પાછાં ફરયે. તેહરે, હવે તમુને ઘણો ખરચ થઇ ગયલો છે, હાલ તરત વાઘરાને કશું કંઇ આપતા ના ને પેલા સલીમને વાસ્તે એક પાણુસો રૂપીઆ કરી આપજો. એટલે તે લઇને એને પોતાને ગામ ચાલી જવા કહીયે. ત્યાં જઇને એટલા રૂપીયામાંથી મુવો કોઇ સાથે પરણી જાય એટલે મારો વીચાર છોરી દેશે. જ્યારે એ મારો વીચાર છોરી દેશે ત્યારેજ મારાથી બી એનો વીચાર છોરી દેવાશે. મારો, જાન, આટલો બધો પઇસો ખરચેછ તેમાં એટલા સેવટનાં ખરચી નાંખે તો માથેથી હમેશની જંજાળ જશે. એ મુવા નોકરને લીધે તમારા જીવને ઘડી ઘડી સંતાપ થાયછ તે બી તળી જશે.

"મેં હજી પરમ દહારે તો તારા કહેવાથી પચાશ ખીરયા ને વરી એટલામાં પાણુસો આપવા કહેછ ?"

"પચાશ તો જાન મેં ઉછીના લીધેલા તે આપીયા તે શાનાં ગણોછ?"

"નહીં તારા કહેવાથી એ હારેમન બદમાસને પચાશબી મોકલ્યા તેજ મારે નહીં આપવા ઉતા ? મારા તરફની એક પઇબી તેને હવે હું આપનાર નથી ? આટલો વખત તે કંગાલે તારી ઇજત લુંટી તે ઉપરથી તેને શું તું સામું ઇનામ અપાવેછ ?

"જેમ તમારી મરજી જીવ, હું તો ફકત તમુંને ઘરી ઘરી નારાજ થતા અટકો તેથી કહેતીતી. તમારી નહીં ખુશી હોય તો કંઇ નહીં." અને અહીં તેણીએ વાત ફેરવી તોલી. બીજી ત્રીજી વાત કરાવી પાછી જહાંગીરને ગમતી વલણ ઉપર તેણી આવી. અને સફાઇથી સલીમની વાત પાછી ભુલાવી નાંખી."

તેઓ આવી રીતે મજાહ કરવાને બદલે કાંઇક ખટાશ તીખાશની તડાતડી અને સીકનેસ ભોગવી મુંબઈ પાછા ફરયાં.

તેઓ મુંબઈ આવ્યા તેજ દીને વાઘરો જાણે નરમ ઘી જેવો જહાંગીરને જણાયો ! કારણ કે તેને સેકહેંડ કરી જાણે તેને જોયા વગર

કેટલા દીવસનો જીવ ટીંગાઈ રહયો હોય તેવો દેખાવ કીધો. અને પોતાની સીક વાઇફની સારવાર કરી જંગળની વચ્ચે તેને સંભાળી તેથી જાબજા ઉપકાર માન્યો.

"ખરૂં માનજો જહાંગીરશાહ, કે પહેલ વહેલી પીછાણ વખતે મને તમારા પર ભરૂસો નહીં આયો તો, જેમ બીજા સખશો મતલબ વખતે દોસ્તી દેખાડી તે પુરી થતાં ખસી જાય તેવા તમે નથી. પણ તમે મારા મુરંબી તોલનાં ને દુઃખસુખ અડીભીડી વખતનાં એક લાયક શીરછત્ર છેઓ. અગાઉ એક વખત તમુને અપમાન કરી મેં ચીઠી લખાવી લીધી, તેથી કંઇબી મનમાં ઓછું લાવશો ના. તે વખતે હું તમોને બીજાઓ જેવા સ્વાર્થી સમજતો તો. પણ હાલ મારી હું તે ભુલ જોઉંછ. તમારી તે આપેલી ચીઠી મેં ફારી નાંખીછ, તમે બેફીકર રહેજો. હું બધા સાથે બુરો હોવશ, પણ તમુંને કબી દગો કરશ નહી!"

"તમારા મારે વાસ્તેથી વીચાર ફેરવાયાચ તેથી હું ખુશી છેઉં ને એવાજ નેક વીચારથી આપરા વચ્ચેનો સંબંધ સદા કાયમ રહે એવી હું દુવા ચહાઉંછ."

વાઘરાએ ઉપલી વાતચીત પછી થોડાક વખત જહાંગીર સાથ ઘણી લાયકીથી ચાલ ચલાવી. અને સારો છાપ બેસાડવાને ખાતર પૈસા કહડાવવાના થોડા વખત તેને અખાડાજ કીધા! જો કે તેમ કરતાં તેને જીવ પર વાત આવી. પણ તેની નેમ જુદીજ હતી.

આની બાજુ એમ જહાંગીર પાસેથી પૈસા ઓકાવાના બંધ કીધા કે તેને બીજી તરફ નજર દોડાવી. તે જાણતો હતો કે સાકર નજીક કોઇબી તેનો દોસ્ત, જહાંગીરની હાજરીમાં જતો તો તેને ગમતું નહીં; તેથી તે બીજાઓ મારફતે આવક મેળવવાને અશક્ત થઈ પડયો. જો કે તેના બદ-લામાં જહાંગીર પાસેથી તે પુરતાં કરતાંબી વધુ મેળવતો. વળી જહાંગીરેજ રાખેલા જુદા રૂમમાં બીજાઓને ઘરે લાવે તે બની પણ કેમ શકે? તેથી જેમ સાકર આટલો વખત જહાંગીરથી ડરીને ચાલતી તેમ વાઘરો પણ આંકોશ રાખીજ ચાલતો.

પણ તે આંકોશ એક દીને તુટો. તેને રેશ માટે એક સારી ટીપ મલી અને તેમાં લગાડવા રૂ. ૧૦૦ ની જરૂર પડી. હવે હાલ જહાંગીર પાસે તો નહીંજ માંગવાનો ઠેરાવ કીધો, ત્યારે જાય બી કયાં?

તરત તેને સલીમ યાદ આવ્યો.

રાત્રે રાબેતાનો તે બંને જણ વચ્ચે પાના, પાસા ને દારૂનો બાહર ચાલ્યો; વાધરાએ જોયું કે હાલ સલીમ પાસે પૈસાની કંઈક છુટ હતી. તે જાણતો નહીં હતો કે તે જહાંગીર મારફતે સાકરે મેળવેલા—અને છુપીથી સલીમ પર મોકલેલા પૈસાનાજ તે પ્રતાપ હતા! તેને તો પૈસાનું કામ હતું પછી તે જોઇયે તો જહાંનમની ખારમાંથી સલીમે મેળવ્યા હોય.

"સલીમ, મને એક સો રૂપીઆ આપશે મને ઘણીજ જરૂર છે. મને થોરા દહારા પછી એક મોટી રકમ મળવાની છે જે મળતાં હું પાછા આપશ."

"અરે શું વાત કરોછ? તમુંને દોલતના ડુંગર જેવો જહાંગીર શેઠ હાથ લાગો એટલે હવે પૈસાની ને સલીમની શી જરૂર હોય? તેમ છતાં જોઇતા હોય તો લેવની આય સો રૂપીઆ હાજર છે. મારા પૈસા છે તે તમારાજ છે. મેં જુદાઇ કોઇ દીન રાખી નથી ને રાખશબી નહીં."

"શાબાશ સલીમ, તું તે ખરો દોસ્ત."

"પણ ખરા દોસ્તની કદરજ તમુંને કહાં છે? આજ કેટલા કેટલા વખતની ઇમાનદારી, જાન ફેશાની ને મહેનત ઉપર પાણી ફરયું? કે મને મારી બાઈની તબીયતની ખબર અંતર લેવા ને મોંહબી જોવાનો હુકમ નહીં? અરે એવા શેઠ તો ઘણાબી આવશે ને જશે તેથી શું તમે એઉએ મારી મુરવત છોરી દીધી?"

"હા, સલીમ તું કહેછ તે ખરૂં છું. આટલો વખત સાથે ને સાથે વસેલો, દુઃખ સુખે મદદ કીધેલી, એટલે તુંને લાગણી થતી હોશે, હું એ ભુલ કબુલ કરૂંછ પણ તે મારી ભુલ નથી, જહાંગીરજ એવો કમબખ્ત વહેમી મુવેલો છે કે કોઇબી મરદ સાથ સાકરને વાત કરતી જોયછ કે ભડકી જાયછ. છતાં આટલા દહારા તું બોલ્યો કાંય નહીં? ચાલ, આજે એ જહાંગીર રાતે હોટેલે ચાલી ગયો હશે તો હું તુંને સાકર આગળ લઇ જવશ, લે આય વચન!"



## પ્રકરણ—૩૪ મું.

**[આવી બન્યું! આફતની આગમા! સોમાં એક નહી મળે એવો પીતા અને ભરથાર! પરણેતર એટલે દોલતથી બહેતર! એક નવી જાતનું હથીયાર, આ તર કે પેલે તર! પ્લેસ કે વીનમાં ચૌટે ખુશાલ,–બાયડી તો નરી જાણે ટંકશાળ! "છી છી, પૈસા શું ચીજ છે? તમારો રોશન દેમાગ જેવો સુખરો તેજ લખ્ખો રૂપીયા છે"!!!]**

બુરા ભરથારોથી નીરદોષ મોહરદારોને ખુદા બચાવે!

સંસાર સાગરમાં પતી–પત્નીનું પરણેલું જોડું સર્વોપરી સુખ અને સંપ ભોગવતું સોએ પાંચબી હોય તો ભાગ્યે! પણ તેમાં વાધરા જેવા પૈસાના નીચ પતીઓ અને વાધરણ સાકર જેવી હવસી ડાકણોનું જોડું ભોગજોગે સાથે મળે એટલે તો સોસાયટીમાં એક સાંપ તો શું પણ જેહરી નાગણનીજ ગરજ સારે!

જહાંગીર સાથનાં મહીનાઓના પરિચયથી સાકર કંટાળી તો નહીં હતી, પણ તેનો એક વારનો જીવજાન સલીમ વારંવાર હૈયે ચહડી આવતો હતો. વળી પેલી તરફ જહાંગીર મારફતેજ સાકરે મોકલેલી રકમના પ્રતાપે સલીમે વાધરાને સો રૂપ્યા ઉદાર દીલે ધીરી, વાધરા પાસેથી સાકરને મળવાનું વચન મેળવી લીધું હતું તે આપણે જોઈ આવ્યાં.

દુન્યામાં એવા પણ ભરથારો નથી એમ નથી, કે જેઓ પોતાની પરણેતરને એક સોનાના સીક્કા પાડવાનું મશીન સમજતા હોય! તેઓમાં પોતાની પરણેતર માટે માન કે પ્યાર ન હોય તો સમજ્યા–પણ તેઓ પોતે તેણીનો પાલનહાર પતી છતાં એક નજીવી રકમ મેળવવાની નીચ આસ્થાને ખાતર પરજાતના પરાયાઓની પનાહમાં તેણીને સોંપે, તેના કરતાં તો એક ઢેડ કે ગાય કાપું કસાઇ ઉંચ દરજ્જેનો ગણાવો જોઇએ–તેના કરતાં તો જંગલી જનાવરો કે કુત્રાઓ વધુ ઇજતદાર લેખાવા જોઇયે.

* * * * *

હવે આપણે લાંબે વખતે કલકત્તા તરફ નજર દોડાવીશું. જેહાંગીર પોતાના બૈરી બચ્ચાંને મળીને જે અભાગ્યે ચોઘડીયે નીકળ્યો, બેંકમાંથી તેના વડાઓની થોડાક મહીના માટે રજા મેળવી જે મોટી રકમોના લોન બોંડ સાથે લઈ ઉપડયો હતો, તે રજાની મુદત પુરી થઇ ચુકી હતી.

ખાન બહાદુર જહાંગીરશાહના બૈરી બચ્ચાંઓને મનથી પોતાનો વાલી ચેંજ પર ઉપડી જવા પછી થોડા દીવસ તો ઘણુંજ અસીકું લાગ્યું. જહાંગીરનું સવારે ઉઠે ત્યાંથી કે રાત્રે સુવે ત્યાં સુધીનું નીયમીત સંસારી પ્રોગ્રામ તેઓ ડગલે ને પગલે યાદ કરતાં હતાં. તેઓ બચ્ચાંઓની માવજત કરતાં, મ્યુઝી પ્રીઝીકલચર શીખવતા, બંદગી કરાવતા, ને સાંજે ફરવા લઈ જતા. એક સો પીતાઓમાંથી આવો માયાવંતો પીતા મેળવવાને તે બચ્ચાંઓ નસીબદાર હતાં. એવા અનેક ભરથારોમાંથી ગુણવંતો વફાભર્યો ભરથાર મેળવવા માટે તેની મોહરદાર દીનબાઈ પોતાને ભાગ્યવંત સમજતી હતી.

પંદરેક દીવસ વીટા પછી તે બચ્ચાંઓને પોતાનાં પીતાની ગેરહાજરી સાધારણ લાગી, તે માતાએ હવે ઘરનું કામકાજ ઉપરાંત ધણીને ભાગની માવજતનું દરેક કામબી ઉપાડી લીધું. તેણી પોતાના વહાલા બચ્ચાંઓની દરેક જતન રાખી તેઓને સંતોષ આપતી, પણ મન સાથ પોતાના સાચા ભરથારની યાદમાં ગમગીનજ રહેતી અને કયારે પાછો ફરે તેની કાગને ડોળે રાહ જોતી.

પણ જ્યારે જહાંગીરને પાછો ફરવાની ધારેલી મુદત પસાર થઇ ગઈ, ત્યારે તેણીની ચીંતામાં વધારો થયો, કારણ કે છેલ્લે છેલ્લે જહાંગીરને હાથનાં કાગળો આવતાં પણ બંધ થયાં !

જો કે આપણે વીસમાં પ્રકરણમાં જોઇ આવ્યા તેમ તે માટી બૈયરમાં કાંઇ ઝાઝાં ધરાપરાં જેવું હતું નહીં, તેઓ બન્ને એકમેકને અત્યાર અગાઉ સાચાંજ હતા, અને કાગલ પત્ર વગર એકમેકને એક ઘડીબી ચેન પડે નહીં તેવું હદબહાર ઘેલાપણું તેઓમાં હતુંજ નહીં, તેમાં, જે કદાચ કદાચ આવતાં પત્રોબી જ્યારે બંધ થયાં ત્યારે તેણી ફીકરમંદ બની.

તે ફીકર કાંઇ જહાંગીરની ચાલ ચલણ સંબંધી હતીજ નહીં. આવા સુદ્ધા ભરથાર સંબંધી શક ઉપજાવે તેવું હતુંજ નહીં. તેણીને તો માત્ર તેની તંદરોસ્તીની કાળજી હતી, અને જહાંગીરની તબીયત અસુખી હશે કે કેમ તેનીજ માત્ર ચીંતા તે ધરાવતી હતી.

તેથી, તેણીએ પોતાના વડા દીકરાને એક દીને જહાંગીરવાલી બેંકમાં પુછપરછ કરવા મોકલી આપ્યો. તે વડો દીકરો હવે જાણે માટીડો જેવડો થયો હતો અને તેથી તે બેંકના વડાઓને મળીને સઘળી રૂબરૂ પુછપરછ કરી આવી શકયો હતો;

બેંકમાંથી ખુલાસો મળ્યો કે જહાંગીર તરફનું કશું કાગળ હાલ મળ્યું નથી. બેંકવાલાઓ માનતા હતા કે જહાંગીર કદાચ તબીયતથી નાદુરૂસ્ત હશે અથવા તો તેના જેવો એક બેંકનો મોભાદાર માણસ, મુસ્તકીમ કારણ વગર લાંબી મુદત ગેરહાજર રહેજ નહીં અને જે વધું વખત જહાંગીર રોકાયો છે તે કદાચ બેંકના લાભ માટેજ હશે. તેથી તેઓ જહાંગીરને જલદી બોલાવા કે લખવાની જરૂર જોતા નથી. તેઓ પોતાનું કામ પુરેપુરૂ સમજે છે અને તેઓ વખતસર પાછા ફરયા નથી તેથી અમો બેંક માટે સારાં ભવીષ્યનીજ આશા રાખ્યે છે.

જહાંગીરના તે વડા બેટાએ આવી પોતાની માતાને મજકુર ખુલાશો કર્યો, જે સાંભળી સબુરીથી બેસી રહેવા સીવાય બીજો છુટકો નહીં હતો.

જહાંગીરના છોકરાંઓ સ્કુલ કેળવણી તેમજ ઘરની રાબેતાની કેળવણીથી પણ આગળ વધતાંજ રહ્યાં હતાં, તેઓ જરાએ પછાત પડતાં નહીં. તેમાં વડો બેટો સોહરાબ તો મ્યુઝીકનો ખાં બનતો ચાલ્યો. તેનામાં ગોયા ગાયનની એક ખુદરતી બક્ષેસ હતી. અને તેથી તે દીન ઉગે તેમાં વધું કુશળ બનતો ચાલ્યો. તે જુદી જુદી પાર્ટીઓ કલબો અને નાટક તખ્તાઓ પર મ્યુઝીકમાં ભાગ લેતો થયો, અને એ લાઇનમાં તે એક ઝળકતી આશા આપનારો જવાન બન્યો હતો.

## પ્રકરણ ૩૫ મું.

"તું અહીંયા જહાંગીર સાથે હજી કેટલા મહીના પરી રહેવા માંગેછ? એ દહારે દહારે વધારે કંજુશ થતો જાયછ ને મારી જે નેમ છે તે તો પુરી થતી નથી."

એક દહાડો વાઘરાએ ધુમ ધીચેલા બહારમાં રાતને વખતે, કે જ્યારે જહાંગીર રાબેતા મુજબ હોટલે ચાલી ગયો હતો ત્યારે, સાકર આગળ તકાજો કર્યો.

"કળે વળે સૌ થઇ રહેશે, આટલું બધું તમુને એને આપ્યું લીધું તો ખરૂં?" સાકરે બચાવ કીધો.

"શું આટલું બધું?—છટ, એ કરતાં વધારે તું ઘેરે હોતે તો નહીં મેળવતે કે? કયાં છે, તારા કંઇ નામપર કીધેલા પાંચ-પચીશ હજાર? કંઇ તારાં ભવીશનું કંઇ કીધું કે એ એકનેજ ધરી પકરીને બેસસે? કાલ ઉઠીને એ

જહાંગીર મરી ગીયો કે દગો કરીને ચાલી ગીયો તો પછી શું ? એને લીધે બધા આપરા જુના દોસ્તોને દુર કરીને બેઠીચ તે આગલો પાછલો વીચાર કંઇ કીધો ?"

"તાહરે શું કરૂં, તે તમેજ કેહોની ? એ હજુર ભળો છે કે આપુને બીજાઓની માફક મતલબ સરી કે છોડી ગીયો નથી; પણ તમુંને વારંવાર રકમની રકમો આપી સપોવી લેછ, તેમ છતાં એ મારીપર ઘણોજ મોહી પરયોચ ને મને ઉમેદ લાગેછ કે હું કહેવશ તો મારા નામપર મોટી રકમ કંઇ કરીજ આપશે."

"પણ તે ક્યારે ? બાપ મરેંગે જબ બેલ બાટેંગે કે ? એ કરતાં તો સલીમ ને બીજા મારા દોસ્તો સાથ મલીને એક દહારો એનો ઘરો લાવરો કરી નાંખીએ કે એના પેલા સાથે લાવેલા બેંકની અનામતનો લુમકોબી આપુને મલી જાય !"

"અરે નહીરે ! એમ ઉતાવરા ના બનો, થોભો !"

"થોભો-બોભો કાંઈ નહીં, મને તો પૈસા જોઇયેછ-એ કાંસી કુંસીને થોરો થોરો કુત્રાને ભુકલો નાંખ્યા કરે તેમ આપે ને સબુરી પકરીને હું કંઇ બેસુ નહીં-એક દર બંધ તો હજાર દર ખુલ્લા ! એ જશે તો બીજા સો મલશે ! ઘેરે સલીમબી તુંને રોજ યાદ કરીયા કરેછ ને તુંને જોવાને અધારો પરી ગીયોછ, પેલો ઘેરવાલાનો છોકરો તારે વરે પુછ પુછ કરેચ, મારા કેટલા દોસ્તોબી 'તુંને કેટલું થઈ જોઈ નથી' એમ બકેછ ને તું કરારે અહીં પરી રહીચ ? એને લીધે નહીં કોઇથી અહીં અવાય કે જવાય,-એવી રીતે જેલમાં રહે તેમ કાંહ સુધી તું બંધઇ રહેવાની છે ?"

"હા; તમે કહોછ તે ખરૂં છે, હું તક જોઇને એવણુને કહેવશ. ફક્ત થોડાજ વખત હવે થોભો."

"વળી પાછું તેજ બકીને મારૂં માથું ફેરવેચ કે ? તે દહારેબી મને ઘણી ગરજ પરી તે સલીમ પાસે સો રૂપીયા લીધા-તેહરે ! તું અહીં પરી રહે ને હું આપદા ખમું ? જો કે તેને રૂપીયા તો બીચારાએ એકે બોલે આપ્યા-પણ એક જે તાણો તેને મને માર્યો તેથી મને નીચું જોવું પરયું. જ્યારે તેણે ગળે લગારયો ત્યારે એકદમ ને હવે તેને દુર કરી એકદમજ ગરદન મારેછ ?-કેવો દુઃખ સુખનો વફાદાર આપરો સાથી, તું સીક પરે તો જાન પ્રાન કાહરી આપનારો ને તું કેટલા મહીના થયા તેને મોહભુંબી બતાવતી નહીં ?"

"પણ તમે જાણોછ કેની જહાંગીરનો સ્વભાવ, તે કેમ બને ? એને મને સખત સોગંદ આપ્યાચ ને જો તે સોગંદ નહીં પાળું તો એમાંથી ઘણું ખોટું થશે. એ જાણશે કે સલીમ અહીં આવેચ જાએચ કે મારી સાથ વાતચીત કરેચ તો કાલનો દુકાળ આજે પરે !"

"નહી ! તે બે કંઇ હું સમજુ નહીં, એ જહાંગીરસા...એવો તેવો, તેના બાપનું કાંઇ લીધુંછ ખાધુંછ ? તેના સમ સોગંદથી બીહવાનું શાનું ? હું સલીમને અહીં લાવશ ને ફેર લાવશ, જોઇયે તે શું કરેછ ? તે કંઇબી કરશે તો તેને ઠેકાણે લાવાનું મારા હાથમાં છે !"

સાકર અહીં વાત બગડેલી જોઇ ઠઠરી ગઇ. તેણી જહાંગીરને તેની હદબ્હાર ભલાઇના સબબે કંઇક ચહાતાં શીખી હતી. અને કોઇબી રીતે એકાએક તેને રંજીદા કરવા ઇચ્છતી હતી નહીં, તેથી બોલી–"તમે થોડા દહારા તો થોભો, પછી હું તમુંને સલીમને અહીં લઇ આવવા કેહું ત્યારે લાવજો !"

"નહીં, તે–એ બનશે નહીં, હું તેને વચન આપી ચુકોછ, તેને હું લાવાનો ને ફેર લાવવાનો !"

"પણ તે કયારે ? જે દહાડે જહાંગીર રાતે હોટલેજ રહેવાનો હોય ત્યારે તેના જવા પછી વીચાર કરજો નહીં તો—"

"વારૂ હું પરમ દહારે રાતે તેને લાવશ, તેના સાથ બરોબર વાતચીત કરજે, નહીં તો જહાંગીરને લીધે મગરૂર બની જઇ અકરતી ના–કે જેવી રીતે તું હમણા હમણાં મારી સાથેબી શેખી કરતાં શીખીછ. એ સલીમ તો આપરો સદાનો છે ને જહાંગીર તો આજકાલનો ! હજુ આપરે એના પાસે ઘણું કામ લેવાનું છે."

બીજે દીને જહાંગીર સાકર આગળ આવે તે અગાઉ સાકરનું મગજ ચકભમ થઇ રહ્યું હતું. અને તેણી પોતાનાં દીલમાં અનેક તરેહના વિચાર કરી રહી હતી. "મરે, શું કરૂં ? નહીં સલીમ આવે તેને વરે મારાં મનથી ધસીને ના કહેવાતું કે નહીં જહાંગીરને છોડવા ગમતું ! ને વાઘરો તો મુવો આવો ને આવો તે સલીમને લાવ્યા વગર રહેવાનો નથી. જો એ વાત જહાંગીરે જાણી તો જીવપર કરશે યા તો મને સદાની પડતી મુકશે."

તે દીને જ્યારે જહાંગીર આવ્યો ત્યારે સાકર રોજની માફક હસ્તી રમતી તેને દરવાજાવેર ઓવારણા લેવા આવ્યા વગર સુતેલી જહાંગીરે જોઇ.



"વારુ ડીયર, જેમ તમારી મરજી.......મને તો બસ તમેજ-તમારો રોશન હસતો ચેહરો-મહાનો મારી આગળ રહે તેજ જોઇએછ, અને તેજ મારા મનથી લાખો રૂપીઆ છે."

(પાનું ૧૫૯ લાઈન ૨૭)



"આહ ગોડ !... તે વરી તમે નવું જ કંઇ બોલ્યા, શું મારાં મોહણાં ને આંખમા તે ભર્યા કંઈ હીરા મોતી જડેલા તમુંને દેખાયા કે શું ?"

(પાનું ૨૦૩ લાઈન ૧૯મી)

"શું છે ડીયર, આજે કાંઈ તબીયત ઠીક નથી?" જહાંગીરે પૂછ્યું.

સાકર કશો પણ ઉત્તર દીધા વીના બે પળ ચુપ રહી. અને પછી હાથ ઉંચા કરી જહાંગીરનું માંથુ પોતાના પાસામાં નમાવી માયાથી પસવારી ડુસ્કે ડુસ્કે રડી પડી.

"શું છે મારા જાન, આજે એટલી બધી દલગીર કાંય?" જહાંગીરે ઘણાજ હેતથી પુછ્યું.

વળી તેણીએ કેટલોક વખત સુધી જવાબ આપ્યો નહીં, પણ હાથના હાવભાવથીજ મુંગી ભાષામાં તેણીએ તેને વહાલથી સમજાવ્યું કે તેની તરફનો તેણીનો ચાહ–કશો ઓછો થયો હતો નહીં.

"શું કેહું વહાલા જાન, મુવા વાઘરાથી હું બેજાર બની ગેઈછ, મુંવો નહીં મરતો કે માચરો ખાલી કરતો, ને મારા જીવપર બધી કમાઇની મદાર બાંધી બેઠોચ ને મારી આશા પરજ કુદેચ; તમે આટલું આપોછ તોબી ધરાતો નહીં ને સો રૂપીઆ સલીમ પાસેથી લીધાછ.

"તે એ સલીમ પાસે સો રૂપીઆ કાંહથી આયા?"

"તે મુવો કંઇ જુગારમાં જીતી બીતી આયો હોશે તે તેની પાસે પરાવ્યાછ. ને સલીમની તારીફપર તારીફ કરતો તો. વરી એક–ક્રીશ્ચયન પૈસાવારો છે, કહે જે ઘણોજ દેખાવલો ને છોકરવન જેવો છે. તેના પોતાના રેશમાં ઘોરા દોરેછ, તે અવારનવાર રેશની ટીપબી આપેછ ને રમવાને રોકરા રૂપીઆબી આપેછ, તેથી તેનો પાર વાલવા એ એક પારટી આપવાનો છે, તે વખતે મનેબી બોલાવા મગેછ, ઓ હું તમો મારા જાનને મુકીને કાંહ જાઉ? મુવો તો પીધેલી ગુમમાં મને કહે જે એ ક્રીશ્ચયન મારી એવી કદરનો છે કે તુંને આખીને આખી સદાની સોંપી દેઉં તોબી થોરૂં છે!"

ગરીબ બીચારો જહાંગીર! દીન ઉગે નવી નવી આફત અને ધડક ધુજારો સમજતોજ ચાલ્યો. તે કયે ચોઘડીએ આ ખુબસુરત બળાની જાલમાં ફસ્યો અને એ કયે મુહર્તે સાકરના પ્યારમાં ગીરફતાર થયો, કે જેનાથી હજી કેટલીક આફતની આગ થવાની હશે?

તે સાકરને એવા તો ગાંડા પ્યારથી ચાહતો હતો કે તેનાથી એક પળબી છુટો પડવાને બદલે જીવથી છુટો પડવા તૈયાર થાય!

બીજી તરફથી વાઘરાનો ત્રાસ, પેલી ધમકી આપી લખાવી લીધેલી ચીઠીનો ભય! જે ભય તેની આબરૂને માટે ડોળા નજદીક ઉભો ને ઉભોજ હતો!

વળી ત્રીજી તરફ સલીમની દેહસત, જો કે, જહાંગીરે ચઢતામાં ચઢતા સમ સોગંદથી તેણીની પાસ તેને નહીં મલવાનું વચન લીધું હતું. તોએ તેને શક હતો.

જહાંગીર અને સાકર બંનેની હાલત એવીજ થઇ પડી અને બંન્ને પોતાના દીલ સાથ સવાલ પુછતું કે—

"હવે કરવું કેમ ?"

અંતે બંને વચ્ચેના લંબાણ વાદવીવાદ પછી એવુંજ ઠરયું કે જહાંગીરે હાલને કાલ તો વાઘરો જેમ માંગે તેમ રકમો આપ્યાજ જવી અને સાકર તે બાણે બીજાઓથી પોતાને દુર રાખવા વાઘરાને સમજાવી શકે.

આ પછી તેની અસલ વાતપર આવી.

જોવની જાંગુ, હું જાંહ સુધી તમારે વાસ્તે સાચી છેઉં તાંહ સુધી બીજાઓ જખ મારેછે, મારી પર તમુને વીશ્વાસ છેની ? તમુંને મારે વાસ્તે જરાબી શક છે કે હું તમુને કોઇબી રીતે દગો કરૂં ?"

"નહીં, મને તારી પુરતી ખાત્રી થઇ ચુકીછ, જો મારો તારી પર વીશવાસ હોતે નહીં તો તારી આસપાસનાં આવાં કઢંગા વાતાવર્ણને લીધે હું કેદાહરનો તુંને છોરી ગયો હોંતે !"

"ને તેથીજ હું કંઇબી વાત તમારી પાસે ખાનગી રાખતી નથી. વાઘરો જેબી મને કહેછ ને કરેચ તે હું તમુંને તરતજ ખુલ્લાં દીલથી કહી દેઉંછ. હવે તમેજ મારા જાન ને તમેજ મારા જીન્ન છેવ. હું કોઇની હવે દરકાર કરતી નથી. પણ જીવં–વાઘરાએ કહેલી એક વાત મારા હૈયાંમાં ખુટી છે. એ કહેછ કે એક સારી જેવી રકમ મારા નામ પર કીધી હોય તો પછી તમો ખરે ખરાજ "મારા" ગણાવ, હું તમારે વાસ્તે બધાને દુર કરી ચુકીછ. મને તેમજ મારા વરને બધા પાંચ પૈસા પુછનારાઓને હું હવે યાદ વટીક કરતી નથી તો કાલ ઉઠીને તમુંને–દુસમનને કંઈ કશું થાય તો પછી મારૂં શું થાય ?"

"તું કહેછ તેમ એ વાત તેં પોતે કાહરી નથી પણ વાઘરાનાં પેટમાંથી નીકળીછ, તો શું મતલબથી એ વાત તેને તારાં મગજમાં ઠસાવીછ તે તું સમજતી નથી ?"

"હું સમજુંછ–પણ, તમે એમ ના ધારતા કે મારા નામ પર કરેલી ચીજ હું એને સહેલાઇથી સોંપી દઇ મારા ભવીશનું મારે હાથેજ નાશ

કરૂં. શું હું તમારી સદાની વહાલી નથી ? એટલો મારો બોલ તમે નહીં રાખો ? હું કંઇ બદલાઇ જવશ, એમ સમજોછ ?"

"સાકર–સાકર, એટલી ઉતાવલી ના થા, જરા સબુર કર, એ એક ગંભીર સવાલ છે. તેની ઉપર વીચાર કરવાને મને થોડા દિવસની મુદત આપ."

"વારૂ ડીયર, જેમ તમારી મરજી, હું કંઇ પૈસા ટકાની ભુખી નથી તે તમે જાણોછ, કોઇ દહારોબી મોહણે ચહડીને મારા અંગત વપરાશને વરે એક પઇબી તમારી પાસે માંગી નથી. તમે અપાવોછ તે પેહરૂંચ, તમે ખવારોચ તે ખાવુંચ. બધુંજ તમારી મરજીપર છોરયુંછ. મને તો બસ તમેજ–તમારો રોશન હસ્તો ચેહરો સદાનો મારી આગળ રહે તેજ જોઇએછ. અને તેજ મારા મનથી લાખો રૂપીઆ છે."

જહાંગીર ગયા પછી વાધરા આગળ સાકરે સઘળી હકીકત કહી. તે તો બસ જહાંગીર પાસેથી હવે સામટુંજ મેળવવા શુરપર ચહડયો હતો. જે મળે તે મેળવી હવે જહાંગીરને ખરતો કરવાનો તેનો વીચાર હતો. કારણકે તેને લીધે વધું મેલવવાની બીજી સબ્બર તકો છટકી જતી હતી. અને સાકર પણ જહાંગીરને લીધે અહીંજ ચીતકી બેઠી હતી. આગળ માફક છુટથી જુદેજુદે ઠેકાણે ભેળાવામાં તે પહેલે જેટલી ઉલટ લેતી હતી નહીં.

"બસ ! હવે મારાં કામની વચ્ચે ટેં ટેં કરવાનું એકદમ બંધ કરજે ! મારૂં માથું ફરયું તો તારૂં ને જહાંગીરનું બંનેનું ખુન કરશ, એ આવે તો હવે ઝાઝો લાહવો એને આપતી ના, કહેજે કે મારા નામ પર કંઇજ નહીં કરો તો તમે કામનાજ શું ? આજકાલમાં સલીમ તુંને મળવા આવશે ને કોણ કોણ નવાં બીલ્લું એને સોપ્યા તેની વીગત તુંને આપશે."

"ઓ પણ તમે એકદમજ ઘોરે ચહરયાચ તે કેમ બને ?"

"મેં કહ્યું તેમ બનવુંજ જોઇએ. નહીં તો હું એ સા...જહાંગીરના દેખતાંજ મારે ગમે તેને તારી આગળ લાવી ઉભા કરશ. એનો શું હક છે કે તુંને કોઇ સાથ વાત કરતી અટકાવે ! હું જોવંછ કે પછી એ શું કરેછ ? મારા સપાટામાંથી કોઇ કાલેબી એ છટકી શકવાનો નથી !"



## પ્રકરણ ૩૬ મું.

**[એ આફત; દગો ! દગો !! વીજલીનો કાતીલ ઝટકો ! નાગણનાં નાંકનો ઝેરીલો ફુફાંડો ! એક દર્દનાક કારસ્તાન ! દયાહીણ કચ્ચડઘાણ ! ગજબ તાગડો ! બેવફાઇ રાગડો ! મોહબતી મુલાકાત–છેલ્લી વાર ! ઘડો લાડવો કરવામાં મીઠાસ બીસ્યાર ! બાઠોબાઠની જીવતોડ લડત ! એ દુન્યા, એ કુદરત, તારા અજબ રંગ ઢંગ ! આખરે ખાડો ખોદે તેજ પડે કેની !]**

"ચાર દીનકી ચાંદની, ફેર અંધેરી રાત !"

જહાંગીરે પરાઈ સ્ત્રીનાં પ્યારમાં પડી અત્યાર સુધીમાં ચાર દહાડાની થોડીક મોઝમજાહ કરી લીધી હતી. હવે તેની આસપાસ તેનો દગો ગુલ કરવાનાં શા શા ચોકઠાં રચાય છે તેનો બાપડાને સ્વપનો પણ ન હતો. જહાંગીર ગમે એવો સુખ્યો હતો,–અત્યાર સુધીની તેની જાહેર તેમજ સંસારી જીંદગી ગમે એવી પાક અને ઝલકતી હતી; પણ તે ફરેસ્તા જેવો બી સ્ત્રી ફરેબથી ફરયો, એ ખોદાની નજરમાં કાંઇ કમી ગુનેહગાર ગણાય નહીં. અને તેથી તેની આસપાસ પાપીઓનો સેહતાન્યત પાહરો થવા માંડયો. અને બનવું જોઇયે તેમજ એવા સેહતાન્યત કુકમો કરનારને રફતે રફતે ફતેહ મલવા લાગી.

જહાંગીર દરરોજ જેમ સાકર આગળ આવતો અને સાંજે મોડેથી હોટલે જતો, તેમજ ચાલુ હતું; પણ તે આજ અઠવાડયું થયું સાકર જહાંગીરને બેદીલ જેવી દીસ્તી હતી ! એમ કેમ ? તેણી જેવી જોઇયે તેવી આગળ માફક જહાંગીર પર ધરાં પરાં કરતી નહીં અને વારંવાર નામ પર કરવાની પેલી રકમની યાદ આપતી; તેણી અસંતોષી માફક કહેતી કે "હવે તમે બદલાઈ ગીયાચ, આગળ માફક મારા પર તમુંને ભરૂસો નથી, મારે બદલે કોઇ બીજી મલી આવી હોશે !" વગેરે સામાં તેણીજ તેના ટીક્કા કરતી

પાંચ છ દીવસ પછી, સાકર માટે જહાંગીરે જે રૂમ્સ રાખ્યા હતા તેનો પેટા ભાડુત એક દીવસે જહાંગીરને મલ્યો.

"એ તમારા સાગાંને ત્યાં રોજ રાતે કોઈ મુસલમાન જેવો કોણ આવેછ ? રોજ સાકરનો વર રાતે દસ વાગે તેને લાવેચ, દારૂ પી ધીંગાંમસ્તી કરેછ ને હું બડી ગજજર ઉઠુંચ તે વખતે તેને દાદર પરથી ઉતરી જતો જોઉંછ."

"અહંહં એ તો એ લોકનો નોકર હોશે," જહાંગીરે પોતાનો ગુસ્સો દબાવીને બેદરકારી ઢપે કહ્યું.

"હંઅ નોકર છે? તે તો શેઠ જેવો ડ્રેસ કરેછ ને? એ લોકનું બારણું ઘણું ખરૂં બંધ રહેછ તેથી હું બરોબર જાણુતો નથી, પણ એક દહારે રાત્રે તે કોઈ મુસલમાનને સાથે લાયો ને થોડીક મીનીટમાં વાઘરાને એકલાને મેં પાછો દાદર પરથી ઉતરી જતાં જોયો, તેથી મારૂં ધ્યાન ખેંચાયું અને તમારાં તે સગાં હોવાથી તમે એ વાત નહીં જાણુતા હોય તો ધ્યાન ખેંચુંછ, પાર પડોશમાં મને એવાં શકમંદ માણસો ગમે નહીં, હું તો અહીંથી હવે જલદી ખાલી કરી જવા માંગુંચ."

"તમે મારૂં ધ્યાન ખેંચ્યું તેથી ઉપકારી છેઉં, વારૂં હું એ બાબદ શું છે તેની જુસ્તેજુ કરશ-સાહેબજી" અને તેઓ બંન્ને છુટા પડયા.

જહાંગીરને એક વીઝળીનો ઝટકો લાગો! ઓ ધર્તી ગરક કરી જાય તો અત્યારે તે ગરક થઇ જવા તૈયાર હતો! તેને શું સાંભળ્યું? શું સલીમ રોજ રાતે તેની સાકેર પાસે આવતો! શું તેઓની જુની મહોબત પાછી ઉભરી આવી હતી? વાઘરો તેને ખાસ બાઇજતથી મલવા લઇ આવતો હતો?

"હા! ગજબ! દગો! દગો!!" તે એટલું બોલી ગોયા ફસડાઇ પડયો એક અપંગ માણસની આંખે જાદુઈ કરામત લગાડે ને તે દેખતો થાય, તેવીજ રીતે જહાંગીરની આંખ સામે ફરી વળેલો પ્યારનો પરદો હઠી ગયો! અને તેણે કેવાં માણસો-કેવી જેહરી નાગણ સાથે-કામ પડયું હતું તેનો હુબહુ ખ્યાલ બરપા થયો.

તે દીને તે રાબેતા મુજબ સાંજ સુધી બેઠો. પોતાને સાકર અને વાઘરાની ઝાલસાજી ખબર પડી ગઇ હતી એવો જરાબી સંસારો દેખાડયા વગર મીઢો મસકળો બની હંમેશ મુજબ સાકર સાથે વર્તયો, અને રોજના વખતે તે હોટલે વીદાય થયો.

જહાંગીરે પેલા પેટાં ભાડુતે કહેલી હકીકત માટે પોતે જાતે આજે ખાત્રી કરવાનો વીચાર કીધો, અને તેથી વધું હીંમત આવવા માટે રોજ કરતાં જ્યાદા દારૂ પીધો. વગર મનનું જમી લઇ સાકરનાં ઘર તરફ હેરયું લીધું.

ઘરે પુગતાં દાખલ થવાનો દરવાજો જે બંધ હતો તે વાઘરાએ ખોલ્યો અને જહાંગીરને તેને આગલા રૂમમાંજ "આવો-આવો" કરીને

ટેબલ આગળ બેસાડી દીધો !–જ્યાં ટેબલ ઉપર બે ત્રણ જાતની દારૂની બાટલીઓ ખુલ્લી પડી હતી અને બે ત્રણ ગલાસમાં થોડો થોડો દારૂ પડયો હતો.

વાઘરાએ તરત એક ગલાસ કહાડયું અને તેમાં નામતાં બોલ્યો "હું ઘણો વખતથી વીચાર કરતો 'તો કે એક દહાડો આપરે સાથે બેસીને પાર્ટી કીધી નથી, તે તક આજે મલીછ; ને આશા રાખુંછ કે મારો શખુન કબુલી આએ એક ગલાસ છાંટો નોશ કરી જશો."

વાઘરાની આ ઓફર જહાંગીરને સ્વીકારવીજ પડી. તેને તે દારૂ પીધો. જહાંગીર, અત્યારે વાઘરાને મનથી અણગમતો પરોણો હતો તો-પણ તેને જહાંગીરને છાંટા પાણીથી તર કીધો ! અને જહાંગીરને પોતાની સાંભળેલી હકીકતની નજરે ખાતરી કરવી હતી તેથી વાઘરા સાથે શરૂઆ-તથી વીઝોડું લેવામાં સાર નહીં સમજી તેને તે પીધો.

તે પી રહ્યો ને વાઘરાએ મોહડું સમારવાનું તેના આગળ ધરયું. અને બોલ્યો, "સાકર પેલા ઓરડામાં સુઈ ગેઈ હોશે હં, હું એને બોલાવી લાવું–"એમ કહી તે જહાંગીરના જવાબની રાહ જોયા વગર બીજા ઓરડામાં વત્તી ગયો. અને લગભગ પંદરેક મીનીટ તેઓએ મસલત ચલાવી સલીમને પાછલે બારણેથી રવાના કરી દીધો, અને જહાંગીર આગલ સાકર હસ્તી હસ્તી દોડી આવી.

"ઓ, તે તમે રાતે અહીં આવાના ઉતા તો સાંજેજ મને કાંય નહીં કહયું ? હું તમારે વાસ્તે ખાવા પીવાનું બધું તૈયાર રખાવતે ? તમે મારા જીવજાન એમ રોજ રાતે આવો તો હું કેવી ખુશી થાવું ? મને કેવું રળી-યામણું લાગે ? ઓ ખોદાય એવો દાહરો કયારે આવે કે આપરે રોજ રાતે સાથેજ રહીએ ? ચાલો, હવે આયા તે પાછા જતા બતા ના ને અહીંજ સુજો," તેણીએ જહાંગીરને વલતો કંઇ જવાબ આપવાની તક આપ્યા વગર પંજાબ મેલની ઝડપે પોતાનું પાણી બતાવ્યું.

મેં મેં હો–હોટલમાં દ–દારૂ ઘણુણોજ પીધો ને વરી અધુરામાં પુરો તારા વરે પાયો, તે મારો જીવ ફરે છે !" જહાંગીરે લઠડતી જીભે સાકરને કહયું.

"લે ચલો તાંહ પેલા ઓરડામાં આનો"–અને સાકર હાથ પકડી ખેંચી ગઈ. વાઘરો ત્યાંથી વત્તી વળી પાછો આગલે ઓરડે આવ્યો.

અને એક બીજું વાઇનિ ગલાસ ભરી, સાકરને કાંઈ કાનમાં કહીને જહાંગીરને પાવા કહયું.

સાકરે પ્યારથી પસ્વારીને તે ગલાસ જહાંગીરને પાઇ દીધું એટલે જહાંગીર સુદ્ધ બુદ્ધ વગર "જી–ઓ" કરી ગયો !

સુવાડતી વખતે સાકરે જહાંગીરનો કોટ કહાડી લઈ હમેશ મુજબ ખુંટીએ ઓરવ્યો હતો, તે કોટ નજદીક વાધરો આવ્યો અને જહાંગીરનાં ખીસાંની ઝડતી લીધી, જે કાંઇ થોડું ઘણું રોકડ હતું તે કહાડી લઈ હોટલરૂમની ચાવીનો ઝુમખો બી તેમાંથી કહાડી લીધો અને તે ચાવી લઇ એક ટેક્ષીમાં જહાંગીરવાળાં હોટલે દોડી પોંહચ્યો.

મોડી રાતનો વખત હેવાથી તે હોટલમાં ઘણાખરા વેટરો સુઈ ગયા હતા. અને કોઇ એકાદો જાગતો હોય તેનું ધ્યાન ખેંચ્યા વગર વાધરો જહાંગીરના રૂમ પર પોંહચ્યો કે જે તેને અગાઉ આવજા કરતાં બરોબર ધ્યાનમાં રાખ્યો હતો. રૂમ ખોલી, ઝુમખામાંથી બીજી ચાવી લગાડી કબાટબી ખોલી, અને સઘળું રોકડ નાણું તથા કલકત્તાની બેંકે આપેલા બોંડસ પોતાનાં ખીસામાં સેરવી દઇ જેવી રીતે આવ્યો તેવી રીતે બેમાલમ પાછો ફરયો.

પેલી તરફ ગોઠવણ મુજબ સલીમ પોતાના અને વાધરાના જુના દોસ્તો, જાની, અને ચાંદને લઇને કેફમાં પડેલા જહાંગીર નજીક તૈયાર ઉભા હતા. અને જે બોંડો થોડી મહેનતે વટાવી શકાય તેવા હતા તે વાધરાએ લઇ બાકી જહાંગીરનાં ખીસામાં પાછા ઠેસ્વી દીધા અને તેને કોટ પહેડાવી ઉંઘતી હાલતમાંજ દાદર પરથી ઘસ્ડી લઇ જઈ ટેક્ષીમાં બેસાડી થાણા નજદીક તે સઘળાઓ ટેક્ષી હંકરાવી ગયા.

જે વખતે જહાંગીરને વાધરાએ પ્રથમમાં દારૂ આપ્યો, અને મોંહ સમારવાનું તેની નજદીક ધરી બીજા ઓરડામાં "સાકરને બોલાવી લઉંછ." કરીને ગયો હતો, તેજ થોડીક મીનીટોમાં સાકર સલીમ તથા વાધરાએ જહાંગીરનો "છેવટનો રસ્તો" કરી નાંખવાનો તાગડો રચ્યો હતો: તે તાગડો એવી રીતે હતો કે છેવટે દરેક જણ એમજ જાણે કે જહાંગીરે આપઘાત કીધો.

સલીમ, જાની અને ચાંદને ચોક્કસ સરતે આ કામમાં મદદ કરવાને બોલાવી લાવ્યો. વાંચનારે પહેલાં બીજાં પ્રકરણમાં વાંચેલું યાદ હશે કે સલીમ જાની અને ચાંદ તથા ચોથો વાધરો એ ચારે ચંડાળ ચોકડી સોનેરી

કુંપનીના ભાગીદાર હતા ! અને હાથીદાંત તથા હાથનું મુકેલું પગે હોઇયાં કરવામાં પર્વીણ હતા. ઘણે લાંબે વખતે સલીમ તથા વાઘરાને તે આગલા જીગરજાન દોસ્તનું કામ પડયું. અને આજે જહાંગીરનો ઘડો લાડવો કરવા તેઓ બોહે ચઢાવી મેદાન પડયા.

ઉપર મુજબ જહાંગીર માટે તાગડો ઘડાતી વખતે સલીમ તરફના ચાહનો આગલો જુસ્સો ઉભરી આવેલો હોવાથી, સાકરે જહાંગીર વીરૂદ્ધ બહુ ઉલટથી ભાગ લીધો.

તેણીને મનથી તો જહાંગીર અને બીજા સેંકડો જવાનો એકાદ મોટરના પંકચર થયલાં ટયુબની કીંમતનાં હતા. અને તેથીજ તેણીએ જ્યારે વાઘરાના હાથમાંથી જહાંગીરને પાવા પેલું વાઇનગલાસ લીધું ત્યારે કંઇક કેફી વસ્તુ નાંખી દઈ કામ પાર પાડવામાં તેણીએ દીલોજાનથી મદદ કરી હતી.

ઓ, સ્ત્રીના નાજુક અને પવીત્ર નામને કલંક લગાડનારી હવસી ડાકણ, તારો દોઝખમાં ઠાર થજો ! કે જેણે જહાંગીર જેવા એક પીલટન, પીસ્તાલીસ વર્ષો સુધી ચુસ્ત નિતીવાન જીંદગી ગુજારનારા, એક સાચા વફાદાર મરદનું મગજ ફેરવી નાંખી આજની હાલતપર તેણે આણ્યો હતો. આવી ગળે લગાડી ગરદન મારનાર નીચ સ્ત્રીનો થોડોક વખત કદાચ તેના પાપી કામથી જય થતો હશે,–ઘડીભરનું તકલીદી સુખ પણ પામતી હશે–પણ છેવટે મરતી વખતે રીબી રીબીને,–કર ને જો અહીંનું અહીંજ જોયા વીના તેણીનો ઠાગ થવાનો નથી એ નિશ્ચયજ છે; કારણ કે અનુપમ ભલાઇના બદલામાં આવી અધમ બુરાઇનો અંજામ એ સીવાય બીજો શું હોય ?

પણ જહાંગીરને પેલા ચંડાલો ટેક્ષીમાં નાંખીને કયાં લઈ ગયા હતા ?

શું તેઓ ફાવશે ? જહાંગીરને જાનથી મારી નાંખશે ? આગળ ચાલો આપણે તે જોઇયે.



# પ્રકરણ ૩૭ મું.

તે જહાંગીર અને મવાલીઓ વાલી મોટર "ફુલ સ્પીડે" રસ્તો કાપતી હતી. જહાંગીરને શુદ્ધ બુદ્ધ વગર વચોવચમાં બેસાડયો હતો અને બે બાજુ જાની અને ચાંદ હતા. સલીમ અને વાઘરો તો ભાંડુપ નજીકજ ઉતરી પડયા હતા. કારણ વાઘરો કાયદાની પોઈંટો ગણતો હતો અને સલીમ સાકરના શીરાને મલવા અધીરો પડયો હતો ! તેઓ જાણતા હતા કે આવી રીતે સસેકા ઢીન પાઉ કરી જવામાંજ શોભા હતી, નહીં તો ત્રણ લાકડે ચહડવાનો બધો સોદો હતો !

તે બંને ચંડાલો ઉતરવા પછી મોટર ઘણા માઈલો ગઈ નહીં—થાણાની અગાઉ "મુલુન્ડ" નામનું એક સ્ટેશન આવે છે તેનાથી થોડાક સો કદમ દુર તેઓએ કાર થોભાવી અને બેઉ જણ જેમ તેમ ઘસડી ઉંચકીને જહાંગીરને રેલવે સડક ઉપર ચટોપાટ સુવાડી દીધો. તેઓ ધારતા હતા કે થોડાક વખતમાં એકાદ ત્રેન આવશે અને જહાંગીરના કડકા બુકલા થઇ જશે ! પણ માણસ ધારે છે શું ને ખોદા કરે છે શું ?

જાનીની મતી ફરી, તેનાં દીલમાં હતું કે જહાંગીરનાં ખીસામાંથી કંઇ મેળવવું. આથી તેને ખસ્તી માપવા યુક્તી કરી ચાંદને સમજાવ્યો કે આપણે બંને સાથે જઇશું તો પકડાઇ આવશું, પણ એકલા જુદીજુદી બાજુથી જઇએ તો પકડાઇ આવ્યે તોબી કોઈના માનવામાં આવશે નહીં, કારણ કે એકલો એક માણસ કાંઇ જહાંગીરને આ જંગલમાં લાવી શકે નહીં, તેથી તું ટેક્ષીમાંજ પાછો ઉપડી જા; અને હું રેલ માર્ગે થાણે થઇને પાછો ફરશ.

ચાંદે જાનીની મતલબ પામી જવા વગર તેની સારીજ સલાહ સમજી "હા દોસ્ત એ હકીકત બરોબર છે" એમ કહી પેલીજ ટેક્ષીમાં ઉપડી ગયો.

હવે જાનીએ રેલવે પાટા પર લોઠ પોઠ સુતેલા જહાંગીરનાં ખીસાં તપાસી તેની જડતી લીધી. તેને પ્રથમ તો એકાદ ખીસું ખાલી પણ કીધું, પણ પછી તેને વીચાર આવ્યો કે મારાં કપડાં જહાંગીરને પહેડાવું ને જહાંગીરનાં હું પેહરું કે જેથી જ્યારે તે રેલવે તળે કચડાઇ જાય ત્યારે તેને કોઈ ઓલખી શકે નહીં ને જ્યારે ઓળખી શકે નહીં ત્યારે તેનાં ખુનની ઝાજી ચર્ચા પણ થાય નહીં, એ મતલબે તેને જહાંગીરના ખીસામાંથી જે કાંઇ કહાડેલું તે પાછું મુકી દીધું અને જહાંગીરનો, કોટ પાટલુન, હેટ કહાડી લઈ પોતાનાં કંગાળ કપડાં જહાંગીરને પહેડાવ્યાં.

આ કપડાં બદલવાની ફેર બદલીનું કામ પુરેપુરૂં ખલાસ થાય તે અગાઉથીજ જહાંગીરની કેફ ઉતરી ચુકી હતી, અને પોતે પુર સુદ્ધીમાં આવી ચુકો હતો, પણ તે જાણી જોઈ શું બને છે તે જોયા કરવા જાણે હજી કેફમાં હોય તેમજ ચીંગો મીગો થઈ પડી રહ્યો. અને જેવો પેલો જહાંગીરને પાટા પર પાછો સુવાડીને ઉઠયો તેવોજ એક ઝટાક મારી જહાંગીર ખડો થઇ ગયો. અને જાનીનાં હાથમાં જહાંગીરે પોતાનો ઘડીયાળ છેડો જોયો, જહાંગીરે ઝનુનમાં આવી તે છુટાવાની કોશીષ કીધી; પણ આની તરફ જાની પુરેપુરો મવાલી હતો અને મારાંમારીનાં દાવ પેચ જાણતો હતો.

પેલી તરફ જહાંગીરને પોતાની વરસોની ફીઝીકલચર પ્રેકટીસે યારી આપી! તે લટખટયા જાની સાથે મીનીટો સુધી બાહોબાહ લડયો. સામેથી એક ત્રેન ધમધમ કરતી આવવાનો સાહદ સંભળાયો, તેઓ બન્ને સડકની ઉપરજ કુસ્તીબાજી ચલાવી રહ્યા હતા.

એકજ પળ! ત્રેન લગોલગ ધસી આવી અને તેનું એનજીન ઘણું તો ૫-૧૦ કદમજ દુર દોડતું આવતું હતું, તેજ કટોકટ પળે જહાંગીરે જાનીને તે રેલવેના પાટાપર પટકયો અને તરત જેવો એક બે ઈંચ ખસ્યો તેટલાંજ જાનીનાં આખાં શરીર ઉપરથી તે ત્રેન ચાલી ગઇ, અને જહાંગીરને બદલે જાનીનાં ટુકડે ટુકડા થઈ ગયા!!

જહાંગીર તો આ નહીં ધારેલા બનાવથી ગોયા હરણફાર થઈ ડોળા ધુરકતો થંભજ થઇ ગયો. આ શું બનાવ બની ગયો તે તેનાં મગજમાં બરોબર ઉતરયુંજ નહીં, તે આ અગાઉ કેફી હાલતમાં હોવાથી તે અહીં કેમ આવવા પામ્યો અને શું થયું તે મગજમાં ઉતારતાં ગોયા મગજથી બે મગજ બની ગયો. અને આવા વીચારોના વમળમાં ગોયા દીવાના માણસ મીસાલ આગળ અને આગળ ત્યાંથી ચાલવાજ લાગ્યો.

આ રીતે તે ત્રણ ચારેક દીવસ બીયાબાન એકાંત જગ્યાઓમાં ભટકી ભુખો તરસો એક ઠેકાણે બેઠો અને હવે ધીરજથી પોતાની હાલતનો વીચાર કરવા લાગ્યો.

જહાંગીરે જ્યારે પેલાં પેટા ભાડુતને મોહડેથી હકીકત સાંભળી ત્યારથીજ લગભગ તે પોતાનું મોહત ચેતી ગયો હતો. અને સાકરનો પ્યાર કેટલો પોકળ—મીથ્યા—અને મતલબી હતો તે પામી ગયો; તે પછી દારૂમાં કેફ આપી ત્યાં સુધીનાં બનાવો તેને યાદ કરયા, અને જ્યારે તેને જાણ્યું

કે ઝેરીલી સાકરેજ આ બધો તેનાં મોહબ્બતનો સામાન ગોઠવ્યો હતો ત્યારે આખી દુન્યાં તેના મનથી કાતીલ ઝેર જેવી લાગી.

"ઓ ! મેં જેના ખાતર મારી બૈરી બચ્ચાં, મારો દેશ, વેશ આબરૂ ઇજત સઘળું ખોહયું,—જેને મેં મારા જાનથી વધુ ચાહી,—દુન્યામાં કોઇ મરદે કોઇ ઓરતને લાડ લડાવ્યા નહીં હોય એવી રીતે મેં ભલાઇઓ કીધી તે અને તેજ ઓરત તરફથી મને આય બદલો ? મારોજ જીવ લેવાનો આય તાગડો ?"

"બસ દુન્યા, દુન્યા, મેં તારો નકશો નીગાર જોઇ લીધો. જગતનાં ઢંગ રંગ જોઇ લીધા ! ગરજની ચાહ, બનાવતી પ્યાર જોઈ લીધા, જેને ગળે લગાડી તેનેજ મારૂં ગળુ કાપવાનો દાવ લીધો, હવે મારે જીવવું શું ખપનું ?" તે અત્રે બોરબોર જેવડાં આસું પાડી એક બાળક મીસાલ ફોકફોક રડયો.

"અરે કયાંની કયાં મેં ભુલ કીધી કે પેલા મવાલી સાથે હોજાતોજી કીધી, અફસોસ ! કાંહની કાંહ મારી કેફ છેક છેલ્લી ઘડીએ ઉડી ગઈ ! બીજી થોડી મીનીટ મારી કેફ ચાલુ રહી હતે, તો અત્યારે પેલી જહાંન પહોંચી હું સુખી થઇ ગયો હોતે; હવે હું જગતને શું મોહણું દેખારૂં ? મારી બૈરી, બચ્ચાં, મારી બેંકને મળવા કયે કાલે મોહડે જાવું ?"

"હા—બસ હવે છેલ્લો એજ રસ્તો છે કે આપઘાત કરીને મારો છેડો લાવું. પણ આપઘાતબી કેમ કરૂં ? કયાં જાવું ને શુ કરૂ. ? હાં, સાંમ્બે દરયો દેખાયછ, ચાલ તાંહજ જાવું ને એક દુબકીથી મારો દમ આખર કરૂં."

તે કમ તાલેનો બદબખ્ત જહાંગીર દુરથી દરયો દેખતાં એક ઘેલા માણસની માફક ત્યાં ધસ્યો, બલકે દોડયોજ ગયો.

શું જહાંગીર આપઘાત કરશે ? અને નહીં તો ત્રેન તળે ચુરો થઇ ગયલા જાનીનાં ખુન માટે તે તકસીરવાર ઠરશે ? અરેરે, એક તરફ જહાંગીરની આ હાલત, તેના બૈરી બચ્ચાં રખડી જવાની અણીપર અને બીજી તરફ ઝેહરી નાગણ પોતાના નાકના ફુંફાડાથી ઝેરી ફુકો મારી કેટલાકોનાં એમ ખુન કરશે ? અને આવી બદમાસ બદજાતને ખુદરત મદદ કરશે ? તેણી નીરાંતે મજાહ કરી શકશે ?

ઓ ઝુઠી દુન્યા હાલ, તેરા કયા કયસી તેરી ચાલ;
કોઈ રોતા, કોઈ હસ્તા, કોઈ ખોહતા કોઈ હયમાલ.
કોઈ અફસર, કોઈ નોકર, કોઈ બેપર હય બાળ;
ઇમાંની કો હયરાની ઓર જીંદગાની કા હાલ.

## પ્રકરણ—૩૮ મું.

**[ હાયરે દુન્યા ! જીવતો છતાં મુવેલો ને મુવેલો છતાં જીવતો ! તે કેમ બને ? દીકરા નજીક બાપની ભીખ ! જીવતાં જીવત મરણની ક્રીયા અને સખાવત ! પોતાનુંજ કુટુંબ પોતાનુંજ મકાન–તે છતાં ચોરી છુપીથી ભરાઈને પોતાનાં બચ્ચાંઓને પણ જોવાનો કરાર નહીં ! બચ્ચાંઓને જોવાના લોભ માટે પોલીસને હાથ ઝીલાઇ ગયલો પીતા !]**

બુરા નામ હરગીજ તારા ન હોતા
બુરા બકતકા સીતારા ન હોતા !

હા ! ખાનબહાદુર જહાંગીરશાહ તું કયાં બદબખ્ત ચોગડયે કલકતેથી રજાપર બાહેર જવા નીકળ્યો ? તારા કયાં ભોગ લાગા હતા કે બેંક અને કુટુંબને છોડી વધું સુખ અને રેસ્ટની આશ હૈયે ધરી ? ઉફ ! કયા પથ્થરને પાયે પનોતી બેઠી હતી કે સાકર જેવી જેહરી નાગણની પિછાણ ત્રેનમાં પડી.

અરેરે, કયાં એક વખતનો જહાંગીરનો રોબ ? કયાં તે વખતનો બેંકનો મોભાદાર આગેવાન શેઠીયો ? કયાં તે વખતનો બચ્ચાંઓનાં સુખમાં નીરગમન થયલો પીતા અને કયાં તેની આજની હાલત ?

અફસોસ એક નીચ ખવાશની પણ પાતાલ પાણી ચલાવતી નારને ખાતર, તેના પાખંડી પ્યારનાં પુંજણને લીધે, આજે એક વખતનો એ ખા૦ બા૦ જહાંગીરશાહ પાયમાલ બની ખાક ચુમતો બની ગયો ! સાકરની હડહડતી, હડખી, હવસી, બેવફાઇના કાતીલ ઘાથી કાયલ થઇ ગયો. પોતાની હોરમત–ઇજત ધુળમાં મળેલી તેને જોઇ.

સાકર સલીમ અને વાધરાની કારસાજીથી તે ત્રેનની તળે કચડાઇ મરીજ જતે, પણ મરતો કાંઇ અજબ સંજોગે જીવવા પામ્યો. તે જીવ્યો, તેથી પોતે પોતાને શ્રાપ દેવા લાગ્યો, તેને બીજાઓનું કાવત્રું ધુળમાં મેળવી જીવ બચાવ્યો, પણ હવે પોતે પોતાને હાથેજ પોતાનો જીવ લેવા તૈયાર થયો અને આપણે ગયાં પ્રકરણમાં વાંચ્યું તેમ તે આપઘાત કરવાના ઇરાદાથી એક એકાંત દરીયે કીનારે ધસ્યો ગયો.

આ પળે જહાંગીરને પોતાનું કુટુંબ, કે ઘર કશું યાદ નહતું, દુન્યાદારી તેના મનથી ફના થઈ ગઈ હતી, કારણ કે સાકરે જે ભયંકર દગો કીધો તેની બેવફાઇનું કાતીલ ઝેર તેને આખે શરીરે ફરી વળ્યું હતું, તે

મહા તીરસ્કાર સહિત બબડવા લાગ્યો કે "અરે મને કેવું ઉંધું સુઝયું ? જે ઓરત પોતાના પરણેલાં માટીની નહીં થઇ, તે મારી શું થવાની હતી ?"

પણ હવે તે સઘળો પસ્તાવો ઘણો મોડો હતો. જે થવાનું હતું તે થઈ ગયું હતું અને હવે જહાંગીર મરવાને તત્પર થયો. તેને થોડીક ઘટતી બંદગી કરી લીધી. અને નાચારીએ આપઘાત જેવો હીચકારો રસ્તો તેના જેવા એક મહાનામી પુરૂષને લેવો પડતો હતો તેની યાદથી તે ડચકાં ખાતો કીનારેથી આગલ વધ્યો. મરવાનાજ ચોકસ ઈરાદાથી તે ખાધા પીધા વગર, મોંહ હાથ ધોયા વગર, શેવીંગ કરાવ્યા વગર, પેલા મવાલીના કપડાંમાં કેવળ બદલાઇજ ગયો હતો.

ઓ તે જીવ સતોસત પળ ! જેવો તે દાંત પીસી મકમ ઠેરાવ કરી દરીયામાં ઝીપલાવવા જતો હતો કે તેના પગ પાસે કીનારે ઘસડાઇ આવેલો એક ન્યુસપેપરનો કટકો પડેલો તેને જોયો તે માંહેલાં એક મોટાં હેડીંગથી તે ચોંકયો ! તરત તેને તે ફાટો તુટો છાપાનો ટુકડો ઉંચકી લીધો અને વાંચવા મંડી ગયો:—

**કલકત્તાના જાણીતા બેંક ઓધેદાર ખા. બા. જહાંગીરશાહનું મુંબઈમાં મરણ. મોટી રકમના બોંડની ચોરી બચાવવા જતાં જાન ખોહયો. થાણાની રેલવે સડક નજીક ટ્રેનની તળે છુંડાઇ ગયા.**

"કલકત્તાના આગેવાન જરથોસ્તી, અને બેંક ઓધેદાર ખા૦ બા૦ જહાંગીરશાહ રૂસતમજી બાદશાહ, કે જેઓ કલકત્તાની અંજુમનમાં એક આગેવાન ત્રસ્ટી હતા, અને ત્યાંના જરથોસ્તીઓમાં બહુ જાણીતા હતા તેઓની લાશ ગઇ રાત્રે થાણા નજીક મૂલુંડ સ્ટેશનથી થોડેક દુર રેલવે તળે કમકમાત રીતે કચડાઇને ટુકડે ટુકડા છુટી પડેલી હાલતમાં મળી આવી હતી.

એવું જણાય છે કે કોઇ કરપીણ મવાલીઓએ મરહુમ જહાંગીર-શાહને લુટવાની કોશીશ કરી હતી, તેઓ પાસે મોટી રકમની રોકડ અને બેંકના બોંડસ હોવા જોઇયે એવું અનુમાન કરવામાં આવે છે; કારણ કે કેટલાંક બોંડસો તેમની લાસના થઇ ગયલા ટુકડાઓમાંથી અને દગલાના ખીસામાંથી લોહીમાં ખરડાયલી હાલતે મલી આવ્યા હતા. મરનારનું મોહડું તદન છુંડાઈ ગયું હતું અને લાંબે લાંબે ખટકેથી લાશના ટુકડાઓ મલી આવ્યા હતા; જેથી લાસને ઓળખવી બીલકુલ, અશકય થઈ પડી હતી. પણ બેંક બોંડસ તેમજ કેટલાંક કાગળ્યાંઓ ઉપરથી મરનારની ઓળખ

અને નામઠામ મળી આવ્યા હતાં. એવી અટકળ કરવામાં આવે છે કે, આ એકાંત જગાં જોઈ લુટારાઓ તેમના ઉપર ટુટી પડયા હોય અને પોતાનો બચાવ કરવા મરનારે છેલ્લી ઘડી સુધી લડત ચલાવી હોય, તેટલાં ત્રેન આવી લાગતાં મવાલીઓએ આચકો મારી તેમણે નાંખી દીધા હોય. મરહુમ ખા. બા. જહાંગીરશાહ એક ઇજતદાર ઠરેલ બુધ્ધીનાં ને બાહોશ આસામી હતા. અને પોતા પાસના અવેજનો જોખમ સંભાળવા ઇજતને ખાતરજ બાહીમતથી જીવ સતોસત લડીને પોતાનો કીંમતી જાન ખોહયો. પોલીસ લુટારાઓની સોધખોલમાં છે."

તે ન્યુસપેપરના ખરડાયલા ટુકડામાં ભોગજોગે જહાંગીરનો હેવાલ ફાટયા વગરનો આખોજ રહેવા પામ્યા હતો તેથી જહાંગીરે પોતાના મરણની ખબર પોતેજ ફાટ ફાટ થતાં જીગરે વાંચી!

વાંચ્યા પછી તે લાંબો વખત સુધી ઉંડા વીચારમાં પડયો.

"હા! દુન્યાં તો મને મુવેલો માની ચુકીછ. મારૂં કુટુંબ, મારી બેંક, મારાં પીછાણનાં સઘલાઓ, મને મુવેલો નક્કીજ સમજવાના. મારી મરણ-ક્રીયા અને દહાડો વાર પણ થઇ ચુકું હશે. ત્યારે જે ઇજતની શરમીંદગીને ખાતર હું આપઘાત જેવું મહા પાપી કામ કરવા તૈયાર થયો તે હવે શા વાસ્તે કરૂં? મારૂં નામ, કામ, કીર્તી બધું નાબુદ થયું. આપ મુવે ફીર ડુબ ગઈ દુન્યા, તો કાંય નહીં હવે હું નવેજ જનમે નવેજ અવતારે અને નવેજ નામે જીવું?"

બસ! પેલા છાપાના ટુકડાથી જહાંગીરે આપઘાતનો ઠેરાવ બદલી નાંખ્યો. અને એક જુદાજ આસામી તરીકે ખુદા જીવાડે ત્યાંસુધી જીવવાનો તેને નિશ્ચય કર્યો.

આ જીવવાનો વીચાર થતાં તો થઈ ગયો. પણ હવે પૈસા ટકા વગર તેણે જીવવું કેમ? કોઇ મોટે ઠેકાણે જઇ નોકરી માંગતાં તો તેના જીગરના ટુકડા થઇ જતા હતા. આવે મવાલી હાલે પેટ કેમ ભરવું?

તેણે દીવસો, મહીનાઓ અને વરસો અથાગ હડિશામાં ગુજારયાં. પોતાથી નહીં બની શકે તેવી હલકામાં હલકી મજુરી—કીધી, ગધ્ધાઈ વહીતરાં કીધાં, ગામે ગામ જ્યાં એકાંત લાગું ત્યાં ભટકયો, છેવટે ભીખ બી માંગી, પણ તેના પેટ જોગું કે કપડાં લત્તા જોગું કમાવું તેણે માટે અશકય થઇ પડયું.

હા! મુફલેસી કેવી શ્રાપ સમાન છે તેનો જીવતો જાગતો અનુભવ

હવેજ તેણે મળ્યો, તેનો શેઠીયા તરીકેનો મોહાડાંનો કલ્લોજ ફેરવાઈ ગયો; તે કમરેથી વાંકો વાળી ગયો. ભયંકર હાડમારીથી તે હતો તેનો અરધોબી નહીં રહ્યો, તે જો કે જીવતો હતો પણ દુન્યાંની નજરે તો મુવેલો અને ભુલાઈબી ગયો, તેના કુટુંબીઓ કદાપી ભુલ્યા ન હશે તો પણ તેની મરણ ક્રીયા, ચારમ, માસીસો, છમાસી, વરસી સર્વ મુદતો વહી ગઈ.

એક દીને તેને રસ્તે પડેલો એક આરસીનો ટુકડો ઉંચકીને પોતાનું મોહ જોયું. "યા ખુદા હું કેટલો બદલાઈ ગયોચ? મને જોઇ ગમે તેવું અતલગનું બી કોણ કહી શકે કે એકવારનો જાહોજલાલી ભોગવનાર ખાન-બહાદુર જહાંગીરશાહ હુંજ છેઉ? જ્યારે એમજ છે ત્યારે લાંબો વખત થઇ ગયો હું મારા બચ્ચાઓને દુરથી બી જોવું તો કેમ? શું તેઓ મને ઓળખી શકે? કદી નહીં."

*   *   *   *   *

આ તેના વીચાર પછી લાંબો વખત વહી ગયો નહીં, અનેક યોજનાઓ યોજી તે કલકતે જઈ પુગ્યો હા! તે કલાકતાની ધર્તીપર પગ મુકતાં તેના દીલમાંથી એક ધુજારી બલકે એક ભયંકર કંપારી પસાર થઈ ગઈ. પણ દુઃખે દુઃખે તેની છાતી ધાડી થઈ હતી અને તે ભીખારી માફક ભટકતો આગળ વધ્યો.

## પ્રકરણ ૩૯ મું.

થોડાં વરસની મુદતમાં કલકત્તામાં બધું નવું અને ફેરફાર થઇ ગયલું જહાંગીરને લાગ્યું, તે રસ્તે ભટકતો ભટકતો તેનાં રહેવાને બંગલે પહોંચ્યો.

તે ઉઘાડે પગે ચીથરે હાલ ફકીર જેવો લાગતો, જહાંગીરને પોતાને તો શું પણ એક બાર્ગી તે પારસી હોવાનો પણ કોઇને શક નહીં ઉપજે એવો તેનો અવતાર બે અવતાર થઇ ગયો હતો.

તે કલાકો સુધી પોતાના જુના બંગલાની સાંમે ભોંયપર ફસડો વાળીને બેઠો, એવી મતલબથી કે કોઇ તેનો દીકરો કે ઘેરનું માણસ બાહેર નીકળતાં દેખાય.

પણ—નહીં, કલાકો પછી, આખરે તેણે આસપાસ બહુજ સફાઇથી ભીખ માંગવાને મસે તપાસ કીધી તો તેને જણાયું કે ખા૦ બા૦ જહાંગીરશાહનું કુટુંબ તેમના ગુજરવા પછી અહીંથી ખાલી કરી ગયું હતું.

જહાંગીર નીરાશ થયો. તે લાલચોળ ડોળે ભુખો, તરસો, ભટકતો, એક મોટી નાટકશાળા આગળ ઉભો અને નાટક સીનેમાને લગતાં તરેહવાર વોલ પેપરો ને બોર્ડો તરફ ધીરે ધીરે નજર કરવા લાગ્યો, એકાએક તેની આંખો એક બોર્ડ ઉપર પાડેલી સબી ઉપર ખેંચાઇ, અને એક વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ તે ચોંકયો !

તે તસ્વીર કોઇનીજ નહીં પણ તેના વડા બેટા સોહરાબની હતી. તેના હાથમાં એક મ્યુઝીક ઇન્સ્ત્રુમેંટ હતું. અને આજે રાત્રે પ્રોફેસર સોહરાબનો ગાયનનો જલસો હતો.

ટીકીટોપર ત્યાં પડતા દરોરા ઉપરથી જહાંગીરને સમજવું સહેલ હતું કે અત્યાર અગાઉ તેના બેટાએ મ્યુઝીકમાં સારી નામના મેળવી હશે. આ ઉપરથી કાંઇપણ વધુ વીચાર કરયા વગર એક પીટની ટીકીટ પોતે પણ લીધી; અને તે રાત્રે પોતાના બેટાને સ્ટેજ પર જોવાની ખુશાલીમાં તે હરખભેર ત્યાંથી ગયો.

રાત પડી. થીયેટર ધારવા મુજબ એકદમ ચીકાર હતું. જહાંગીરે ઉતાવળે જઇ પોતાના કલાસમાં પહેલીજ હારની બેઠક મેળવી હતી.

કટોકટ તાઇમે તાલીઓના ગડગડાટ વચ્ચે ડ્રોપ ઉંચકાયો અને બેટો સોહરાબ હાથમાં વાયોલીન સાથે શરૂઆતનો ટયુન વજાડતો ઉભેલો જણાયો.

અહા હા ! સોહરાબને ફ્રેંચ બીઅર અને ઝીણી ઝીણી મુછ સાથ ઉંચો મોટો માટીડો થયલો જોઇ જહાંગીર દીલ સાથ ખુશ થઇ ગયો. એકેક પછીના ગાયનોનાં સુંદર સરોદોથી અને વાયોલીન ઉપરનો તેનો અચુક કાબુ જોઈ લોકો ખુશ ખુશ થતાં; હવે એક જહાંગીરનું ફેવરીટ ગાયન શરૂ થયું કે જે ગાયન જે વેળાએ જહાંગીર પોતાનાં બચ્ચાંઓ સાથે ધરે ગાતો હતો, તેજ ગાયન સોહરાબે એવું તો આબાદ રીતે આ ઘડીએ સ્ટેજપર ગાયું, કે જહાંગીરની આંખોમાંથી તરતજ આંસુઓ ગબડી પડયાં, અને તેની બદનશીબી માટે ફોકે ફોક રડયો.

તે આગલો વખત તેને હૈયે ચહડી આવ્યો. અને તે દરદનાક ગાયનની એકેક લીટી એક ભાલા મીસાલ તેની છાતીમાં ભોંકાવા લાગી !

આખરે જલસો ફતેહમંદી સાથ ખલાશ થયો. થીયેટરમાંથી લોકો ધડોધડ બાહેર પડવા મંડયા. પણ જહાંગીર તો ત્યાંજ ગમગીન બેસીજ રહયો. જ્યારે હાઉસ લગભગ સધળું ખાલી થઇ ગયું ત્યારે કાંઇ વીચાર આવતાં તે ઝડપી પગલે બાહર આવ્યો.

તે ત્યાં એક ઉભેલી મોટરના ઓઠામાં ઉભો.

જેવો દીકરો સોહરાબ બાહેર આવ્યો અને તે મોટરમાં ગોઠવાયો તેવોજ તે એકી તગરે દયામણે મોંહડે જોતો તે મોટરનું બારણું પકડી ઉભો.

સોહરાબે જહાંગીરનાં મોંહ સામે જોયું અને તેને ફકીર સમજીને દયાળુ દીલે એક પાવલી તે દીકરાએ તે કમબખ્ત બાપના હાથમાં મુકી, અને મોટર ઉપડી ગઇ.

મોટર જવા પછી ડોરકીપર આગળ જઇ કાલાવાલા કરીને તેને પુછયું કે "પ્રોફેસર સાહેબ કાંહ રહેછ? મુજ ગરીબને મદદ કરવા મને ઘરે બોલાવ્યોછ, પણ ઠેકાણું પુછતાં હું ભૂલી ગયો."

તે ડોરકીપરે ઠેકાણું કહેવા પ્રમાણે જહાંગીર બીજે દીને હીંડતો હીંડતો સોધખોળ કરવા ગયો.

અંતે પત્તો મળ્યો.

તે એક બગીચા સાથનો સુંદર બેઠો બંગલો હતો. તે સપટેંબર મહીનો ચાલતો હતો. અને પતેતી પછી ફરવરદીયાન જવાનો વરસનો મુખ્ય દીવસ હતો, બીજે દીને બેટા સોહરાબની સાલગ્રેહ પડતી હતી. અને તેનીજ સઘળી ધમાલ આજે તે બંગલામાં ચાલી રહી હતી.

જહાંગીર બગીચાંનાં કંપાઉડમાં દાખલ થયો અને એક ઝાડના ઓઠાં હેઠલની બારી નજીક, એક લાકડાંનો પેટારો હતો તે ખેંચી તેનાં ઉપર ઉભો રહી, બારીના વીનીશનમાંથી પોતાના વહાલાંઓ વચ્ચે શું બનાવ બને છે તે જોવા લાગ્યો.

તે બારીની અંદરથી અંદરનો સઘળો દેખાવ નજરે પડતો હતો.

છએ છ છોકરાંઓ અને ધણીયાણી દીનબાઇ ફરવરદીયાંન જવા તૈયાર થતાં હતાં, તેઓની આપસ આપસની વાતચીત ઉપરથી જહાંગીરે જોઇ લીધું કે જહાંગીરને નામની તેઓએ સખાવત કરીને ડુંગરવાડી ખાતે ક્રીયા કામ માટે ખાસ એલાહેદી ઓરડી બંધાવી હતી; અને ત્યાં જહાંગીરની યાદગીરી માટે સબી મુકાવી હતી, જે સબી ઉપર ટાંગવા માટે ફુલોનો હાર વગેરે તેઓ લેતાં હતાં.

ધણીયાણી દીનબાઇની છોકરાંઓ સાથની વાતચીતમાં જણાયું કે તે પવીત્ર ઓરડી બાંધવાના ખરચ માટે અરધી સખાવત બેંક તરફથી થઇ હતી. જાણે જહાંગીરશાહ આજેજ ગુજરયા હોય તેવાં આ વખતે તેઓ

ગંભીર દીસતાં હતાં, તેઓ સઘળાં મોટરમાં ફરવરદીયાન જવા નીકળી પડયાં અને જહાંગીર એકવાર ફરીથી તે કંપાઉડમાંથી લાગ જોઈ છુપાઇને બાહેર આવ્યો.

બીજી સાંજે ઝઝકળું થવા પછી તે ઉપલી જગોએ પાછો ભરાયો. ને પેલ.જ બગીચાનાં પેટારાપર ઉંચે ઉભો થઇ બારીની વીનીશાણમાંથી પોતાના કુટુંબનો મહેમાર નીહાલવા લાગ્યો.

આજે સોહરાબની સાલગ્રેહની ખુશાલીમાં તેઓ સઘળાં ખુશ ખુશાલ હતાં, તેઓએ જહાંગીરની અસલ કેળવણી માફકજ પહેલે બંદગી કીધી અને પછી સઘળાં જમવા બેઠાં.

જહાંગીરે જોયું કે છ છોકરાંમાંથી બે બેટી અને બે બેટા ઉમરનાં થઇ ચુકાં હતાં અને આજની સાલગ્રેહને લીધે, ગઈકાલ જેવાં ગમગીન નહીં હતાં, આવી રીતે હજી કેટલોક વખત સુધી જહાંગીરે સઘળા ચેન-ચાળા જોયાજ કીધા હતે, પણ તેટલાં રસ્તે જતાં એક સીપાઈની નજર કંપાઉંડમાં પડી.

તે અંદર દાખલ થયો. જહાંગીરની તો પીઠજ હતી. સીપાઇ સમજ્યો કે પેટારાપર ચહડીને કોઇ ચોર અંદર દાખલ થવાની કોશેષ કરે છે, તે હલવે પગલે તેની પાછળ ગયો, સીપાઈ મનમાં મલકાયો કે આજે ચોર સાબુત પકડાયો છે ને જરૂર મારૂં માન ને પદવી વધશે, તેથી તેને ઉલત પકડી જહાંગીરને મજબુત રીતે ગલચીમાંથી પકડયો ને નીચે તોડી પાડયો.

તેવોજ પેટારો ખસવાનો અને કોઇ બગીચામાં પડવાનો મોટો અવાજ થયો, સીપાઇએ તરતજ સીપટી ફોડી બીજા સીપાઇની મદદ લીધી, ઘોંઘાટ વધી ગયો એટલે જમતાં જમતાં ઉઠીને મા દીકરાં સઘળાંઓ ત્યાં દોડી આવ્યાં, કે એ કોણ હતું ?



## પ્રકરણ ૪૦ મું.

**[ પીંજરામાં પુરાયલું બુલબુલ ! હવે જહન્નમનું કામ નહીં ! "કયું જી, શાહેજાદી અલબેલી બન ગઇથી હે ?" અર્વાચીન મોજેજો—હુજારો સાટાખટ કે લખ્ખો લગનની આલા જોડાણ ! રૂમ રૂમ બોલાવાની માસ્તર કી ! આંખનો નેજારો કે કાતીલ તીરનો ફુજારો ? રસપર ચહડેલો મામલો ! ]**

"ચોરને પાટલે ધુળ" તે કહેતી ખોટી નથી, સાકરે સલીમની કુમકપર અને વાઘરાની ઉસકેરણી પર જહાંગીર સાથ ભલાઇના બદલામાં બુરાઇ કરી છુટાછેડા તો કરી નાંખ્યા; પણ જહાંગીર તરફથી લુટફાટમાં જે કાંઈ મલ્યું તે માહેલી મોટે ભાગની મલાઇ તો વાઘરો પોતેજ હાઉ કરી ગયો.

પોતાનો નેક ધંધો—હાથી દાંતનો વેપાર ! વળી રમના રણસંગ્રામનો બેહક બેહકાર !! બે ત્રણ મહીનામાં તો તે હાથી સમ રકમના ચણા દારયા પણ કરી નાંખ્યા ! અને આગલાં કરજોના ઢગલામાં બીજા ડુંગરો ચઢાવી નવ નવા રસીલા રંગીલા બુદ્દા કે જવાન મીત્રો ઢુંડવામાં તે ખડે પગે તૈયાર થઇ મેદાન પડયો.

અરે વાઅરે વાઘરા ! ભરથાર હો તો એક ભંગ્યણને ત્યાંબી તારા જેવા ના હોજો ! અને ઓ નાપેકાર સાકર, તુંજ જેવી નીચ નાર એક આંધળા ભીખારીને ત્યાંબી ના હોજો !

સલીમ વીષે શું ધાર્યું ?

તે તો સાકર જેવું ખુબસુરત બુલબુલ પોતાને હાથથી ઉડી ગયલું પાછું પીંજરામાં પુરાયલું જાણી ફુલી ફાટી જતો હતો—પોતાના પહેરવેશમાં માયો સમાયો નહીં જતો !

જહાંગીર સાથની છેલ્લી ધમાધમીમાં તેણે પણ થોડું ઘણું મલ્યું હતું, અને તે તો તેને સાકરને પાછી પોતાની પક્ષમાં આંજી નાંખવાને ખાતર, સાડા બે દીનનો નવાબ બની જઇ ફડાફડ ઉડાવી કહાડયા ! બાકી, મીયાં કહાં તો કહે—જ્યાંનાં ત્યાં !!

અને સાકર ?—પારસી સાબામાં જુદદીન બળા !

ઘણા વખતથી પોતાની અસલીયાત પર જવાને સલીમ માટે તલપી

રહેલી તે તેણીનો અરમાન પુરો કીધો. પણ એ માણુસાઇપણાને બદલે જનાવર જેવી હવસી જેહરીલી જીંદગી ગુજારનારી નાસ્ટીક નકટી કાંઈ એટલાં ઉપરજ સબર પકડીને બેસનાર હતી? જો તેમજ હોત તો પછી દોજખના દ્વારનું કામજ શું હતું? ઝહન્નમ જેવી ચીજની હસ્તીજ શેની હોય? તો પછી દુન્યામાં સ્વરગ ને નરકનો તફાવતજ શેનો રહેત? સઘળે બહેસ્તનીજ બુલંદી નહીં રહેત?

* * * *

"કપુજી તૂમતો બહોત શહેજાદી અલબેલી બન ગઇથી કયું? અબ કયસી થીકાને પે આ ગઇ? જહાં પૈસા દેખા વહાં જબીજ ફીસલ જાતી ઔર મુજકો ભૂલ જાતી, મગર બંદા સલીમ કે સીવા તેરા કભી ચારા હય?"

વાઘરાની ગેરહાજરીમાં સલીમ સાકરને આવી રીતે અવાર નવાર તાણા ટપલાં મારતો અને સાકર તે તાણાં હસી હસીને સ્વીકારી લેતી!

ગમે તે પણ સલીમ મવાલીનો મવાલી, દુન્યાથી ઉખરેલો અને પહેલે નંબરનો બદમાશ, વલી બદમાશોમાં વસી તે પુરેપુરો પાખંડી બનેલો, અને મેલી વીદ્યાથી સાકરનો આખો જીવજાન વસ કરી લીધેલો, તે કાંઇ સાકર જેવી ગમે એવી ચરીત્રવાળી ઓરતનાં ફંદામાં ફસાય તેવો ન હતો.

તે જાણુતો હતો કે પોતે જે જે મીઠાસદાર મીઠાઇમાં બુરી ચીજો તેણીને ખવાડી દીધી હતી તેથી તેણી તેને જનમ સુધી છોડી શકનાર હતી નહીં, તે તેણીને હરદમ તવલાવતો, સતાવતો, પૈસા કહડાવતો, બુમ પડાવતો અને એક ઓરત કે જેણી ભલા ભલા મર્દોને હથેલીમાં નચાવતી તેજ બે અખત્યાર ઓરતને પોતે તાબે કરવાને પોતાના દીલથી તે મગરૂરી માનતો હતો.

જહાંગીર સાથના સહવાસ દરમ્યાન સાકરે ઠીક ચાંચડની ચરબી જમા કરી હતી, જે કળાથી–પ્યારથી–દમસમથી–રફતે રફતે સલીમ ખેંચ્યો જતો હતો.

જહાંગીરનાં ગયા પછી વાઘરો જેમ થોડાક અરસામાં કડકો દાન થઇ ગયો, તેમ સાકરબી કડકી દીન થવા આવી હતી!

વાઘરો તેણીની પાસે ભરથારનાં ઓથાં હેઠલ પૈસા કહડાવતો, અને સલીમ એક આશકના ધાકથી પૈસા ઓકાવતો, એટલે બન્નેને પુગી વળવા માટે સાકરને વળી કોઇ સદ્ધર બીલ્લુ શોધવાની મોટી અગત હતી!

સાકર જો માંગેલું નહીં આપતી તો વાઘરો ધુમ મલીદા જમાડતો! ને ચીંદરાં ફાડી મોઢું રમખાણુ મચાવતો.

વળી સલીમને તેણી કહેતી કે મારી પાસે કંઇ નથી, તો તે ઘેર છોડી ચચારને આઠ આઠ દહાડા ચાલી જતો, જેથી સાકરને સલીમની ગેરહાજરીમાં પોતાનું ઘર જાણે કડવા આવે એવું લાગતું ને સલીમ વગર તે એક તાજી લેવટી લોઢી પર સેકવા મુકી હોય યા દરીયાની મછી પાણીમાંથી બહાર કાઢી હોય તેમ તરફડીયાં મારતી હતી!

આખરે કંઈ કંઈ બાહણે પટાવી સટાવીને તે આવતો કરતી અને તેના ઉપકારમાં સલીમ, રોકડા, ગરેનાં ગાંઠાં, ઘડીયાલ, વીટી, બંગડી, ભરેલી સાડી વગેરે મારવાડીને ત્યાં નીશાળે બેસાડી આવી જુગાર ને દારૂના લખથી ત્રુપત થતો ત્યારેજ ધરાતો.

જરાપણ પૈસાની આનાકાની સાકરે બતાવી કે તેણીને કેમ રૂમ–રૂમ બોલાવવી તેની "માસ્તર કી" સલીમના હાથમાં આવી ગઇ હતી અને એ રીતે જેમ ગાય કસાઇને ધારે–તેમ જેહરીલી સાકરને સલીમજ પુરો પડતો હતો.

જે જે જવાન કે બુઢાઓને સાકર પોતાની મોહીણીથી ફસાવતી હતી તે સઘળાઓનું વેર એકલો સલીમજ તેના પાસેથી વસુલ કરતો હતો!

જુવો, એબી ખુદાનીજ ખુદ્રત કેની?

આવા મામલાથી સાકરને તેના બીજા માનીતાઓ તો નહીં –પણ જહાંગીર વારંવાર હૈયે ચડી આવતો–અને વાઘરા ને સલીમની સુજે જહાંગીર જેવા માણસ સાથે પોતે ચલાવેલી ચાલ માટે અવાર નવાર પસ્તાવો કરતી હતી.

અલબત તે પસ્તાવો એક પ્યારના કરતાં પૈસાની પાંટીનો વીશેશ હતો! ખરેખરો પ્યાર તો તેણી સલીમને અર્પી ચુકી હતી. તેણી સલીમનાં હાથમાં ગોયા જનમ સુધી પુરેપુરી વેચાઈ ચૂકી હતી, કે જેવું જોડાણ હજારો સાટાખત અને લાખો લગનથી ન થાય તેવું કામ સલીમે ખવાડેલી એક ચમટીભાર ચીજે બજાવ્યું હતું.

સલીમ જેવા અફલાતુંન જાદુગરને છોડી તેણી મહીનાઓથી જહાગીર સાથે કેમ રહી શકી તે એક અર્વાચીન મોજેજોજ સલીમ સમજતો હતો; બાઝે વખત સલીમ જહાંગીર ઉપર વહેમાયો પણ હતો કે તેની વસીકરણ વીદ્યા તે તોડતો હતો કે શું?

એક દહાડો વાઘરો રાત્રે ખુબ ટંપાળ ચહડાવી ખુબ લેહરમાં સાકર માટે ખુશ ખબર લાવ્યો.

"સાકર, સાકર, કાંહ ગેઇ, સમજેછ કે આજે "આંક ફરક"ના છક્કા પંજામાં ઘણુ હું હારી ગીયો તે મને એક નવા દોસ્તે સો રૂપીયાની મદદ કરી બચાવી લીધો. મારી પાસે જે હતું તે સાફ થઈ ગીયું ને એક અરધીબી પાસે રહી નહીં, છાંતો પાણીબી બીચારાએ તેનેજ પીવારયો તું શું ધારેછ તે કોણ હુતો ?"

"હોસે કોઇ વ્યાજખાઉ પઠાણુ બઠાણુ કે મુસલમાન ! તમારો દોસ્ત વરી બીજો કોણ હોય, પણ પછી તેનું શું ?"

'અરે મુસલમાન ને પઠાણુ તો તેના આગલ પાણી ભરે ! આય તો કેયાનન પહેલવાન છે–નરો પહેલવાન ! સાકર શું તારી આગળ તેની તારીફ કરૂં ? અહાહા ! ખાસ્સો સાત ફુટ તો ઉંચો ને મોહણું તો એવું ગુલે ગુલાબ કે હું કેહુંછ કે બેહસ્તી રૂસતમ પહેલવાનનીબી એવી પેશાની નહીં હોશે ! એક તંબુ થોકીને રૂપીઆ રૂપીઆ ટીકીટ કહારી હોય તો તેને જોવા હજારો ઐરાં ટુટાટુટ પારે !!"

એંહ ? હા–હા–હા–હા ! એ શું બકોછ, એટલો બધો સરસ છે ? તારે તો એક દહારો અહી લાવોની ?"

"ઓ ડીયર, હું જરૂર લાવશ. હજી તો આજે પહેલ વહેલીજ પીછાણુ પરીછ, એક તેની "નરગીસ" નામની નાલ્લી બહેન છે, તેનો વર બે ત્રણુ વરસથી જુદોજ રહેછ, તેઓને સાથે મેળવી આપવાનું કામ તેને મને સોંપ્યુંછ, જો તેમાં હું કંઈ ફાવ્યો તો એ પહેલવાન શેહરીયાર આપરોજ છે !

"અહં, તે તેની બહેન એમ વરથી જુદી કાંય પરી ?"

"લે,–એટલુંબી વરી નહીં સમજતી ? નરગીશ કહે તો જીણી છે પણ ખુબસુરતીમાં તો ભઇ જેવીજ ગુલે ગોલાબ છે, જ્યારે નરગીશનો વર મારા જેવો સકર ગંદેરી સીધી જેવોજ છે, તેથી નરગીશે કોઠે જરા જીવ બહેલાવ્યો હોશે, તેથી તેનો વર રીસાયોછ ને નરગીશને તેરતો નથી !"

"તેથી શું તમે તે બેઉ માટી બૈયરને એક કરી આપશો ?"

"શાટનલી ! દો શીર આપસમે લડાના, એ તો બડા સવાબકા કામ હય ! બેઉમાંથી સીધે સલુકે મલ્યાં તો સહી, નહીં તો પછી આય બાજુબી બંદો છે. જોઇ લઇશું.



## પ્રકરણ—૪૧ મું.

વાઘરો જેને જેર કરવા માંગતો તેને કરી શકતો, તેનો દેખાવ, રોબ, તોર દોર બધું એવું હતું કે, સાંમો માણસ સ્વપને પણ જાણી ન શકે કે તે આવો વીંટી પરનો નંગ હતો !

અને સાકર પોતાની આંખનો ઈસારો એક તીર સમાનજ ફેંકતી જે તીર ધારેલી જગાએ એવો તો આબાદ જઇ પડતો કે તેને વીંધીજ નાંખતો !

ખોદા કરે ને આવાં બીલોરી જોડાં દુન્યામાં હોયજ નહીં ને, હોય તો બહુજ થોડાંજ જીવવા પામે ! નહીં તો દુન્યા હજાર વરસ ચાલતી હોય તો સો વરસમાંજ વગર શકે ખતમ થઇ જાય !

એક દીને રાત્રે વાઘરો પેલા કોઇ કહેવાતા પહેલવાનને લઈ દોડધામ કરતો આવી લાગ્યો. અને સાકર ને સલીમનાં પોકારો મારી ઘેર ગજાવી નાંખ્યું.

"જી—જી આવીજી !"

"તે તુંને કેટલી હાંક મારૂં કાંહ ગઈતી ?—આય આપરે ત્યાં કયાનીયન રૂસતમ પહેલવાન નવે જનમે આવી લાગાછ તે જોતી નહીં કે ? હવે ચંદરોઝમાં ઇરાનની આગલી જાહોજલાલી પાછી ઉભરશે, અને જરથોસ્તી ટોળાની બોલ બાલા થઈ જશે !"

"હી હી હી હી !" સાકર પોતાના સપલજીની ઝબાંદરાજીથી ખડખડ હસી પડી. "આવોજી, તમુંને જોઇને હું ઘણી ખુશી છેઉં !

"ડગલો બગલો કહાડો, માથાં પરથી કલીંગર ઉતારો—ઘેર તમારૂંજ છે, બેસો, ખાવો, પીવો ને મજાહ કરો—કંઇ શરમાતા ના. તમારી તારીફ મારા ધણીજી કેટલા દહારાથી કરતા તા; કે તમે ઇરાંનીઓમાં એક અજબ પેશાનીના માણુસ છેવ. ને હું તમને જોઇને ધરખાહ ગેહાય કે ખરેખરજ તમે નકરા પહેલવાનજ લાગોછ."

"થુમે મારા ઠારીપ ખારોચ તે થુમારા લાગખો છે, હું મુંબઇમાં ઘેણા વારસ કહારી, થુમારા જેવા છબરાક ને ખુબસુરત છોકરી ખોઇ નેહી જોયા. વારૂં ખુદા તમોને સલામત રાખે. ખોઇ છોકરા બચ્ચાં છે કે ?

"છોકરામાંબી હું ને છોકરીમાંબી હુંજ—હી હી હી ! મારા વર એવા આકરા ને લોકની સેવા ચાકરી કરનારા પરમાર્થી છે કે છોકરાં બચ્ચાંની જંજાલ નહીં હોય તેજ સારી ! કેમ પછી તમારાં બેહન નરગીશનું શું થયું, તેનો વર ઠેકાણે આવેચ કે નહીં તો—"

"અરે સાકર હું જરા અહીં જઈ આવુંછ હં, તું એવણ સાથે વાતચીત ચલાવ, શેહરીયારજી, હું જરા અહીં કામ છે તે જઈ આવુંચ હં, તમે સુખેથી અહીં બેસજો, જરા અહીંની હવા તો જો જો, અલબત તમારી ભાઇન્ડરની વાડી જેવી હવા તો નહીંજ હોય કેની?" અને તે હસ્તો હસ્તો ત્યાંથી વીદાય થયો.

સાકર, છાંતા પાણીની બાટલી અને તે સાથની બીજી સામગ્રી એક ટીપાઇ પર મુકી શેહરીયારની લગોલગ બેઠી અને એકી તગરે ટીકીને તેની ઉંચાઈ, તેનો ગુલાબી ચહેરો, રાથોડી હાથ પગ જોવા લાગી અને તે ઉપર મુજબની બીજી ત્રીજી વાતો ચલાવતી રહી.

સાકરનું ચાલાકીભર્યું વર્તનજ એવું નીરદોષ ઢપનું હતું કે હરકોઈ માણસ તેને જોતાંની સાથેજ તેણીને માટે ઉંચો વીચાર બાંધે.

"જરા લેવનીજી શરમાવો શાના ? શેહરીયારનો એક રાથોડી હાથ ઉંચકી બાટલી આગળ કરતાં તેણી બોલી." મરેરે તમારૂં દીલ ને મોહણું એવું લોહીયાર છે કે હું ચાર ઘડી જાણે ખાઉં પીઉં નહીં ને તેજ જોયા કરૂં, હું તમારી આગળ બેઠીચ તે કેવી લાગુંછ, જાણે એક હાથી આગળ મગતરૂં! હી હી હી!"

"ચાલોજી હું જાયછ, હવેબી મને ભાઇન્ડર જાવાના છે ને ફેછી ગારી નેઇ માલેછ."

"અરે નહીં રે-ત્રેન તો ઘડી ઘડી જાયછ ને નહીં શાની મલે ?"

"હાજી ટ્રેન્થો ઘેણા છે, પણ તે ભાઇન્ડર ઉભો રહેથો નાથી."

"અહં હં હં! તે ભાઇન્ડર ફાસ્ત જતી હોશે. પણ તમે જશો તો મારો વર ગુસ્સો કરશે. એવણ આવેનેજ જજોની? કેમ, મારી આગળ બેસવા નહીં ગમતું ?"

"આરે નેહીરેજી થામે તો ફારેસ્થા છે, હું મારી આંખથી બેસું, લેખીન મને ઘેની આવારૂં થાયછ."

અંતે બેલાર પેલારની વાત કરતાં વાઘરો આવી લાગ્યો. અને થોડીક પોતાના ફ્રેંડની આગતા સ્વાગતા કરી તેને આંટરોડ સ્ટેશને સાથે મુકવા ગયો.

શેહરીયારને જતી વખતે સાકરે બીજી વખત આવવાની અને સાથે નરગેશનેબી લાવવાની ઘણી બોંહશા બોંહસી કીધી અને તેના જંગી હાથના પંજામાં પોતાનો નાઝુક નરમ હાથ આપી સેંકહેંડ કરતાં ઘણીવાર હાથ તેણીએ તેના હાથમાં મુકી રાખ્યો.

શેહરીયાર ઘણોજ ખુશ થઈ ગયો. અને બીજીવાર આવી ફેરેસ્તાસમ છોકરી આગળ આવી બે ઘડી વાતો કરવાનું તેનું મન જરૂર લલચાયું.

શેહરીયારની ઉમર ચાલીસેકની હતી. તેના દેખાવનું વર્ણન કરવાની જરૂર નથી. લાંબી મુંછ, મોટો ગુલાબી ચહેરો અને પોહળાઇ ઉંચાઈ અસાધારણ હોવાથી તે એક પહેલવાન જેવોજ લાગતો હતો. તેની બહેન નરગેશની ઉમર ઓગણીસની હતી. તેણી બેજ વરસથી કોઈ મીઓ નામના પારસી સાથે પરણી હતી. પણ સંસાર સુખી નહીં નીવડયો અને હાલ ભાઇને આશરે પડી હતી. તેના ભાઈ શેહરીયારની ભાઇન્ડરમાં ફલ ફુટની વાડી હતી. અને પાંચ પઇસે સુખી હતો.

શેહરીયારે ભાઇન્ડર પુગવા પછી નરગીશ આગળ વાઘરા તથા સાકરની પુષ્કળ તારીફ કીધી અને એવાં પ્રમાણીક માણસોની દોસ્તી થઇ તેથી તેઓ સુક્રાના કરવા લાગયાં.

શેહરીયારે કહ્યું કે "તારા વર સાથ સલાહ કરી અપાવવાનું વાઘરાએ માંથે લીધું છે. ને જો નહીં માને તો કાયદાથી તેને જેર કરવા તેને કહ્યું છે. અને તે જેર કરશેજ કારણ કે કાયદા કાનુનથી તે ઘણો હુશીયાર ને જાણકાર છે; વળી એક દહાડો તુંને સાકરે મારી સાથ બોલાવી છે, આપણે જઈ આવશું."

નરગેશે હા પાડી, અને તે બન્ને ભાઈ બેહને એક દહાડો સવારથી વાઘરાના પરોણા તરીકે તેને ઘેરે ઉતરી પડવાનો ઠેરાવ કીધો.

## પ્રકરણ ૪૨ મું.

**[પાપ કે પાપનો બાપ? સજાનો સફો! કસોટી—દીકરાના ઘરમાં ચોર ભરાયો—તે પણ ચોર કોણ? સગો બાપ! સંજોગનો ભોગ! બનાવતી મરણ તે વળી કેવું? એક ફકીર તરફની મોટામાં મોટી દોલત શું? માત્ર એક શબ્દ! નવા શીકારની તૈયારી! ભૂત મરે ને પલીદ જાગે!! ચોરને ઘર મોર!!]**

આજનો સુધરેલો જમાનો પાપ કે ગુનાહની સજા મલે એવું માનતો નથી, તે ખુદરતને પિછાણતો નથી, અધમ કૃત્યથી ડરતો નથી, બસ—"આજકી બાત આજ, કાલ હય ઔર અલ્લાહ હય!" જ્યારે ઇનસાન હરકોઇ દોઝખી કામો કરે છે ત્યારે તે એમ ફદીખી વિચાર કરતો

નથી કે તેને મોડે વહેલે તેની સજા થશેજ તે યાહોમ પોતાની ખુશાલી અને મોઝની ધુળમાં વધ્યો જાય છે.

પણ પછી–? જુઓ, ખાનબહાદુર જહાંગીરશાહનો અવતાર ! !

જહાંગીરે ગમે એવી ચોખ્ખી જીંદગી ગુજારી, અનેક ભલાઇ અને પુણ્યનાં કામો કરયાં, તે છતાં સાકર જેવી બદજાત સ્ત્રીની જાલમાં તે ફસ્યો; પોતાનાં બૈરી, બચ્ચાં, ઓધ્ધો, ખાનદાન, સર્વ ભૂલી જઈ બધું ધુળમાં નાંખ્યું, તે શું પાપ નહીં તો પાપનો બાપ હતો ?

એક માનવી મરી ગયા પછી તેને બેહસ્ત મલે છે કે દોઝખ તે કોઇ જોવા જતું નથી, પણ જીવતાં જીવત અહીં ને અહીંજ જે પાપની કાતીલ સજા ભોગવે છે, તેજ આપણને જોઇને ધડો લેવાનો છે. એક ચોર ચોરી કરે તો તે એક સાધારણ માણસથી પણ છુપ્પુ રહેતું નથી. ત્યારે ચોરી કરતાં મોટો ગુનાહ કરે તો તે ખુદાથી કેમ છુપ્યું રહી શકે ?

ખા. બા. જહાંગીરશાહની હાલની કમનસીબી તેનાં પાપનેજ આભારી છે તે કોણ ના પાડી શકે એમ છે ?

તે એક ધણી કે બાપ છતાં પોતાના બૈરી બચ્ચાં આગળ જાહેર થઈ શકતો ન હતો, પણ બગીચાના એક લાકડાંના પેટારા પર ચહડી બારીનાં વીનીશનમાંથી ચીમાઇને ચોરી છુપીથી જોઈ સધ્યારો મેળવતો હતો, તેમાંબી તેનાં નશીબે દગો દીધો, અને તે કમબખ્તીના ઘેરાયલાની ઉપર એક રસ્તે ચાલતા સીપાઈની નજર પડી, અને તેને ચોર સમજી ગલચીમાંથી પકડી તેને બાકશ સુધાંજ જમીન પર "ધરાર" દઇને પટકયો. અને તેનાં ભયભીત અવાજથી જહાંગીરનાં કુટુંબી, બાહેર શું ઘોંઘાટ હતો તે જોવાને જમતાં જમતાં દોડી આવ્યાં.

વડા દીકરા સોહરાબે તે કોઇ ફકીર જેવા બુઢા સખશને સીપાઇઓના ડંડુખા ખાતો બચાવી લીધો. તેને દુરથીજ "ખબરદાર" કરીને અવાજ કીધો અને ત્યાં દોડી આવ્યો.

સોહરાબને જોતાંજ સીપાઇઓ તેને મારતા અટકી ગયા; કારણ કે હમણાંજ થોડા દહાડા થયા સોહરાબ તરફથી પતેતીની બક્ષીસ તેઓને મલી હતી; અને તેથી તેને "ખબરદાર" કહી તે ફકીરને મારતાં થોબાવ્યા એટલે તેઓ દાંહે બાહિ થઇ જઈ અટકી ગયા.

"શું છે ? મારા કંપાઉંડમાં આય ગરીબ ફકીરને તમે લોક હેરાન કાંય કરોછ ?" સોહરાબે સીપાઇઓને પૂછ્યું.

"જી, નહીં, એ ચોરી કરવા માટે તમારી બારી ઉપર ચહડતો હતો તે મેં એને નજરો નજર જોયો. તેથી એને પકડયો અને નાહસી નહીં જાય તેથી અમારા સરેસ્તા પ્રમાણે જરા ડોદરો કીધો, બધી વાત મુકી, પહેલે તમારૂં કંઈ ચોરાયું હોય તો તપાસી જોવો.

સોરાબે પાછળ ફરી પોતાની માતા અને ભાઈ બહેનનાં મોંહ ભણી જોયું. અને પછી કહ્યું–"નહી અમારૂં તો કંઇબી ચોરાયું નથી."

"તે બનવા જોગ છે!"

તે સીપાઇએ કહ્યું. "કારણ કે જેવો ચોરી કરવા જવાની તૈયારી કરતો હતો તેવોજ મેં એને ઝીલી લીધો! તમારાં સારા નસીબે મારી એની ઉપર નજર પડી ગઈ તે ઠીક થયું, નહિ તો એ પોતાના જોડયાઓને બોલાવી લાવી અરધી રાતે તમારા ઘેરમાં ખાતર પાડયા વગર રહેતે નહીં." અને એટલું બોલી તે મારની કળથી જમીન પર પડેલા ફકીરને એક લાત મારી ઉઠાડવા લાગ્યો.

"છટ છટ, તમે લોક એક બુજરગ માણસને એમ ના કરો." સોહરાબે કહ્યું.

"ઠીક છે અમે એને બડી હીફાજતથી ચોકી પર લઈ જઇશું પછી કાંઇ છે?" એક બીજો સીપાઇ બોલ્યો.

"ચોકીપર શાને વરે? એને કંઈ અમારી ચોરી કરી નથી?"

"ચોરી કરી નથી, પણ ચોરી કરવાની કોશીશ તો કરી છે? તે ચોરી કરવા બરોબરજ છે."

"મરે રે!" વચમાં દીનબાઈ બોલી ઉઠયાં.

"આવો અથા તથા થઈ રહેલો બીચારો ફકીર, જેનાં ચીઠરાંના ઠેકાણાં નથી, તે ચોરી શું કરવાનો હતો? સોહરાબ, બાવા એ લોકને સમજાવ ને બીચારા ગરીબને છોરવ."

"હા, મમા મનેબી એને જોઇને ઘણીજ દયા ઉપજેછ. એનું મોહડુંજ એવું ગરીબ ગાય જેવું છે કે એવા ચહેરાનો માણુસ ચોરી કરે એ માનવા જેવુંજ લાગતું નથી. બીચારાનું ભેજું બરોબર નહીં હોશે તેથીજ અહીં ભટકયા કીધો હોશે."

"જોવો સીપાઇઓ, કંઇ નહીં તો મારે ખાતર આય માણુસને છોડી દેવ. તે કંઈજ કસુરવાર નથી ને એને વીશે હું કંઇબી ફરીયાદ કરવા કે એને ચોકીમાં પુરવા દેવા ઇચ્છતો નથી."

"જો તમો શેઠ એમજ કહેતા હોવ તો અમે અહીંથી એને છોડી દેવા તૈયાર છઇયે, પણ ભવીસ્યમાં સંભાળજો. આવા એક સપડાયલા માણસને જતો મુકવો એ કોઈ વખત પસતાવા જેવું બને છે." એક સીપાઇએ કહ્યું અને સઘળા જણે સોહરાબને સલામ કરી પેલા ફકીરી અવતારને ત્યાંજ પડતો મેલી ચાલતી પકડી.

સીપાઇઓ ગયા પછી સોહરાબે પેલા ફકીરને હાથ આપીને જમીન પર બેઠેલો ઉઠાડયો, અને તેને કાંઇ જમવાનું જોઇતું હોય તો તે આપવાની ખુશી બતાવી.

તે ફકીર (જહાંગીર) ઉભો થયો, એટલે સોહરાબે અને તેની માતાએ કંઇક દીલસોઝીથી તેને અનેક સવાલો પૂછ્યા, જેનો એક પણ જવાબ આપવાને બદલે તેની આંખમાંથી આંસુઓની ધારા વહેવા લાગી.

આ દેખાવ જોઇ દીલસોઝીથી દાઝીને દીનબાઇ અંદરથી એક ઠાલો ભરીને જમવાનું લાવી અને તેની નજદીક ધર્યું.

પણ તે ફકીર કે જેના જીગરની અંદર દુન્યાભરની ઉઠલ પાઠલ થઇ રહી હતી તેને ખાવાની ચીજ ઉપર દીલજ કેમ લાગે?

તે તદનજ નરવશ અને નીશોશ જેવો થઇ ગયો હતો. તેના હૈયામાં પાપનો કાપ ને જબરો પશ્ચાતાપ ગોયા ફીલ્યાંન ઉઠાવી રહયો હતો.

સોહરાબે તેને બેણુક ખાઇ લેવા ગમે એટલી વીનંતી કીધી, પણ ફોકત, છેલ્લે તેને ફકત બે હાથ પોતાના કપાળ ઉપર ઢાંકી દીધાં અને નહીં ખાવા માટે માફી ચાહી, અને તેને ત્યાંથી વિદાય થવા ઇચ્છયું.

અફસોસ! તેનાથી આ અજબ સંજોગી દુઃખ સહણુ થઇ શકયું નહીં, તે છતો બાપ છતાં પોતાનાં બચ્ચાંને ભેટી શકયો નહીં, અંતે સોહરાબે તે વીચીત્ર જેવા ફકીરના હાથમાં એક પાંચ રૂપીયાની નોટ મુકી અને કંઇબી ખાઇ પી લેવા કહયું.

તે નોટ તે બાપે સ્વીકારી અને પોતાના દીકરાની પીઠ ઉપર હાથ મુકી "જીવતો રહેજે દીકરા" એટલા આશીરવાદના શબ્દો બબડી, તે એકદમ ત્યાંથી એક ઘેલા માણસની માફક ચાલી ગયો.

બસ! જહાંગીરનું દીલ હવે દુન્યાદારીથી એકદમજ ઉઠી ગયું.

તેને આખી જીંદગીમાં નહીં ખમી શકાય એવાં દુખો અને અપમાનો છેલ્લો સાકરથી છુટો પડયા પછી—ખમ્યાં હતાં પણ આજે સીપાઇઓએ લાત મુકીથી પોતાનાં ઘેરમાંજ તેને ચોર સમજીને ગુંદી નાંખ્યો તેવું ઇનસલ્ટ

અને વેદના કોઇ કાલે તેને સહણુ કરી હતી નહીં, તેના બૈરી બચ્ચાનું મોંહ જોવાનો ને તેઓને સુખી જોવાનો અરમાન હતો તેબી પુરો થયો. હવે તે ત્યાંથી નીકળ્યો તે ગોયા મોતનેજ ભેટવા ગયો. થોડેક દુર જવા પછી તે રસ્તામાંજ તુટી પડયો, અને બેસુદ્ધ હાલતમાં એક કુત્રાં મીસાલ એક ઠેકાણે પડી રહયો.

રસ્તે જતાં આવતાંઓબી આવા એક રસ્તે રખડતા ફકીરને માટે કોણ પરવાહ કરે? મોડી રાત સુધી તે ઉઠયો નહીં, એટલે એક સીપાઇએ પોતાની ફરજ સમજી તેને ગાડીમાં નાંખી હોસ્પીટાલમાં મોકલી આપ્યો.

* * * *

હૉસ્પીટાલમાં દોઢ દીવસ સુધી તે બેભાન હાલતમાં રહ્યો.

તે પછી સેજસાજ સુદ્ધીમાં આવતાં તેને પોતાના બેટાને મળવાની તગર કીધી અને એક ગાંડા માણુસ મીસાલ લવવા બકવા લાગ્યો.

તેને બ્રેન ફીવર થઈ અને પવન થયો. જે દરમ્યાન નરસો તથા ડૉકટરોને તેને સંભાલવો પણુ ભારે થઇ પડયો.

અંતે એક દીને તે મરતી વખતની સુદ્ધીમાં આવ્યો.

હૉસ્પીટાલ માહેલા એક નોકરને બોલાવી પેલીજ સોરાબે આપેલી રૂપ્યા પાંચની નોટ તેને બક્ષીસ કીધી અને તેને ઠેકાણું આપીને કહયું કે ફલાણે ઠેકાણે જઇ ફલાણા માણુસને બોલાવી લાવ, તેના આગલ મને અગતની વાત કરવી છે.

તે નોકરને પાંચ રૂપીયા મળેલા હોવાથી તે આપેલે ઠેકાણે તુરત ગયો અને ત્યાંથી મરવા સુતેલો ફકીર કાંઈ અગતનું કહેવા તરત બોલાવતો હતો એમ સોહરાબને કહયું.

"મને બોલાવેછ? તું કોઇ ભૂલતો હોશે! કોઇબી ફકીરને હું ઓરખતો નથી." સોહરાબે કહયું.

"સાહેબ, હાલ પુછપરછ કરવા ને વાતચીત કરવાનો વખત નથી, તમે તરત મારતી મોટરે ચાલો, નહીં તો તે શું કહેવા માંગે છે તે તમે જાણી શકશો નહીં ને તેનો પ્રાણ ચાલી જશે."

સોહરાબ તરતજ પોતાની માતાની રજા લઈ હૉસ્પીટલમાં દોડી પોંહચ્યો. પેલા મરવા સુતેલા ફકીરને જોતાંજ સોહરાબે તે દીસવનાં ફકીર તરીકે તેને તરતજ પીછાણ્યો, અને તેના હાથમાં સેકહેંડ માટે હાથ આપી તે શું કહેવા માંગતો હતો તે પુછયું.

પ્રથમ તો તે ફકીર ફરીથી ધોધમાર રડયો, જ્યારે છાતીને થોડીક ખલાશી આપી ત્યારે ધ્રુજતે અવાજે બોલ્યો.

"દીકરા, તારો બાપ જહાંગીર તમે લોક ધારોછ તેમ ખરેખર મરી ગયો નથી પણ હજી જીવેછ."

"હેં ! એ તું શું બકેછ, તેવણુ તો મુંબઇમાં આજ કેટલો વખત થયો રેલવે તળે કચરાઇને ગુજરી ગયાચ ને—"

અને અત્રે તે બાપે તે દીકરા આગળ પોતે કલકત્તેથી ઉપડયો ત્યાંથી તે પાછો તેની સાલએહને દીને તેનાં ઘરે છેલ્લો આવ્યો હતો ત્યાં સુધીની સઘળી હકીકત ખરેખરી કહી દીધી, અને તે બીના તદ્દન ખાનગીજ રાખવાની તાકીદ કીધી.

જે સાંભળી તે નેક દીકરો રડી પડયો. અને ફકીરી અવતારના બાપને બેધડક ભેટી પડયો.

"દીકરા–મારા આગલાં બનાવતી મરણુ પછી મારો જે કાંઇ વારસો હીસ્સો તમો લોકને ઘટતો હતો તે મળી ચુકોચ. પણ એક મોટામાં મોટી દોલત જે આજે તુંને આપવા અહીં વેર મેં બોલાવ્યોચ તે એજ કે **પોતાની પરણેતર, પછી તે ગમે તેવીબી હોય, તેને છોડીને પરાઈ બૈરીનો ભરૂસો કરતો ના, અને ગમે એવી લાલચ બતાવે પણ તેના દાવમાં ફસ્તો ના."**

અને અહીં તે કમબખ્ત પીતા મોહતની તાણુ તોડમાં પડયો. ગોયા તેનો જીવ માત્ર ઉપલું કહેવા માટેજ લટકી રહયો હોય તેમ છાતી ખલાશ કીધા પછી તે મરણુ પામ્યો.

ઓ જેરીલી નાગણુ–સાકર ! આ તારો કેતરમો ભોગ ?

## પ્રકરણુ ૪૩ મું.

ઉપરા સાપરી બન્યા જતા બનાવોથી દીન ઉગે સાકરની છાતી ઘાડી થતી જતી હતી. અત્યાર સુધી તેણીએ જે જે પીછાણુ પાડી અને જેનાથીબી છુટી પડી તેઓ તેના મનથી ઉંદર કે કુત્રાં કરતાં વધુ કીંમતનાં નહીં હતા. જો એવીજ બદજાતો મર્દોની કીંમત કરી શકતી હતે તો પછી લગન જેવી ચીજની મોતેબરીજ શી રહેતે ?

પેલો શેહરીયાર પહેલવાન ગતમાં લોટતો હતો. તેને દેશ ખાઇને

( ભાઇન્ડરમાં ) દરવાજા બાંધ્યા હતા! તેના જેવા પાહવંદા માણસને સાકર જાલમાં લે છે કે કેમ તે આપણને જોવાનું છે.

તે પહેલીજ નજરે સાકરને પીછાણી ચુકો હતો કે કેવી રકમની તે ઓરત હતી, અને શેહીરયાર પોતેબી બારે ગાંઠ પુરો હોવાથી સાકરની જાલમાં ફસાવાને બદલે પોતેજ તેણીને માટે જાલ બીછાવા માંડી! અને તેની સાકર સાથની પહેલી મુલાકાતને વધુ દીવસ નહીં પસાર થાય તેટલાંજ તેને દાવ અજમાવા માંડયો.

તેની સઘલી ગણત્રી "બકરી છોડી ને ગાય" ખેંચી જવા જેવી હતી.

વાધરો કઈ કીસમનો હતો તે પણ તે પામી ગયો હતો. અને તેથી તે બીજી વખત જ્યારે સાકરને મળવા આવ્યો ત્યારે પોતાની બહેન નરગીસને પણ સાથે લેતા જવાની ખાસ કાળજી રાખી હતી.

તેણે જોયું કે હું એકલો સાકરને ત્યાં જતો આવતો રહીશ તો તેથીબી મારી નેમ જળવાશે. પણ તે ચોકશ રકમોને ભોગે, તે કરતાં નરગીશનેજ તેઓને ત્યાં થોરા દહાડા રાખી પછી બહેનને મલવા જવાને મસે જતો આવતો રહીશ તો મુસ્કેલ આશાન થશે!

અને એ પ્રમાણે તેઓ ભાઇબેન એક દીને સવારે સાકરને ત્યાં ઉતરી પડયાં, વાધરો ઘરમાં હતો. તેણે શેહીરયારને આવકાર આપ્યો અને નરગીશને સાકરે જાણે કેટલાક વખતની ઓળખ હોય તેમ કોટી :ફીસીઓથી વધાવી લીધી. નરગીશ દેખાવે હતી તો બેશક ઠીક, પણ સાકરની બ્યુટી અને પ્રાક્રમ ઓરજ હતાં.

તે ચારે જણે વાતોના ખુબ ગાડાં ગબડાવ્યાં, અને પછી શેહરીયારના કહેવાથી એવા શેવટ પર આવ્યાં, કે નરગેશનું તેણીના વર સામે લાગેલું ઘરણુ મટે ત્યાં સુધી હાલ તરત સાકરને ત્યાંજ રાખવી—અને શેહરીયાર બહેનની ખબર અંતર પુછવા આવ્યા કરશે.

વળી હાલ વાધરોબી ઘરમાંજ હોવાથી એટલીજ વાતચીત પછી શેહરીયાર કામનું બહાણું કાઢી ચાલી ગીયો—તે પછી વાઘરોબી ગયો, હવે ઘરમાં સાકર, સલીમ ને નરગીશ ત્રણે હતાં.

એક પાપી ઓરત બીજી પોતાની મીત્રણને પણ પાપી બનાવવાને તત્પર રહે છે; તે પ્રમાણે સાકરે નરગીશને પણ પાપી પોપટી કેમ બનાવવી તેના ખ્યાલો કરવા માંડયાં.

પણ સાકરને ખબર નહીં હતી કે નરગીશબી કેટલા વીસે સો થાય તેનો પાઠ ભણી ચુકી હતી. છતાં તેણી સાકરને તથા સલીમને મનથી હાલને કાલ કવાબમાં હાડકા સમાન થઈ પડી.

પણ તેમ વળી પેલા લાલ લાલ ગુલાબી મુખડાના પહેલવાનનો શીકાર કરવાની તેને આશા હતી.

* * * * *

શેહરીયાર અવારનવાર નરગીશની તેના વર સાથે પટાવત થઈ કે નહીં તેની પરપુછ કરવા અને બેહનની ખબર અંતર કહાડવા આવતો હતો.

જ્યારે ખરી રીતે બહેન તો એક ખુણે બેસી સીવ્યા કરતી હતી ને શેહરીયારભાઇ સાકર સાથે ફડાકા ને કડાકામાર વાતો ચલાવ્યા જતા હતા. સાકરને શેહરીયાર આગળથી ઉઠવા નહીં ગમતું ને શેહરીયારને તેણીની મીઠી વાતો સાંભળ્યાજ કરવા ગમતી.

શેહરીયારે વાધરાને પહેલે તડાકે એક સો રૂપીઆ "આંક ફરક" ના વેપલા માટે ધીરયા તેજ, તે પછી તે એક દોઢયુ ખરચતો નહીં.

તે મોટી આશામાં સાકર ખરચ કરી તેને ખવાડી પીવાડી વધું ગુલાબી બનાવતી જતી!

એમ દીવસો વહી જતાં, એક દીને શેહરીયારે સાકરના કાનપર વાત નાંખી કે થોડા દહાડા મારે ત્યાં ભાઇન્ડર ચાલો. મારી વારી એવી છે કે તેના ફળ ફળાદીથી તમારૂં મગજ તર થઈ જશે ને તંદરોસ્તી સુધરશે.

સાકરને કયાં તેની મના હતી? પણ તોબી તેણી કેટલીક ભાર ચપામણી સાથે કબુલ થઇ અને એક દીને વાધરાની ખુશાળીભરી સંમતીથી શેહરીયાર, સાકર અને નરગીશને લઇને ભાઈન્ડર ઉપડી ગયો.

તેઓ ત્રેનમાં બેઠા. સાકરની ખુશાળીનો પારજ નહતો, તે સમજતી હતી કે ખોદાની તેના ઉપર અજબ મહેરબાની હતી, કારણ કે ભુત મરે ને પલીત જાગે તેમ એક ઘર બંધ તો બીજું ઘર તેણીને માટે તૈયાર ખુલ્લુંજ હતું. અને ખરેખર સાંતકબી તેવુંજ થતું હતું.

પણ સાકર આ નવા શીકારમાં ફાવશે? બચ્ચીજી! બધાજ દરમાંથી કંઇ લેવટા નહીં નીકલે—કોઈ દરમાંથી સાંપબી નીકલી આવે હો! સંભાલજે!!



## પ્રકરણ ૪૪ મું.

**[આથેનો ! દરેક દરમાંથી લેવતા નીકળે તો કોઈમાંથી સાંપ નીકળે ખરો ? ઇરાનનાં શીરાઝી વાઈનની અનુપમ ખુબી ! નાજુક પુટલીને ડંખેલો ગુલાબી નાગ ! ડંખના ઝેરની ભયંકર મોહકાણ ! એ કોણ-ઇન્શાન કે હયવાન ? બીજાને જાલમાં લેતાં પોતેજ જાલમાં ! જીંદગીમાં નહીં મળેલો સખત અનુભવ "તેરીબી ચુપ ને મેરીબી ચુપ" !! ]**

શેહરીયાર ઇરાનીની ભાઈંડરની વાડી, સાકરે જેવી ધારી હતી, તેવી બાગે પરસ્તાન જેવી કાંઇ હતી નહીં. એક ઝાવલી ને મરોડાથી બાંધેલું ઝુંપડાં જેવું તે ઘર હતું અને આસપાસ ખેતરોમાં વાડ ભરી લઇ થોડું થોડું ઝાડપાન કે વાવેતર કરેલું હતું.

તે એક રાચ રચીલા વગરનું કંગાળ ઝુંપડું હતું, અને એક રૂમમાંથી બીજા રૂમમાં જવા માટે ઝાવલીનાંજ બારણાં કરયાં હતાં કે જે શેહરીયાર જેવા ઇરાનીની એક મુક્કીથીજ ગોસ મોરડું બની જાય તેવાં જબરદસ્ત (!) હતાં.

છેક સાંજે સાકર ત્યાં પુગી હતી, એટલે તે ઝુંપડાંની રચના જોવાને તેણીએ ઝાજી દરકાર કીધી નહીં. સાકર, નરગેશ અને શેહરીયાર ત્રણ જણા જ્યારે મુંબઇથી આવી પુગાં ત્યારે તે ઘર ઉઘાડુંજ હતું અને તે સુરીયાણ્ણી આખાં ઘેર વચ્ચે એક અઢોડ દુબરી નોકરડી તરીકે ત્યાં રહેલી હતી.

તે જાતની દુબરી, એટલે ચામડી તો હબસાનની પરીને હઠાવે તેવી-મેહતાજીના ચોપડા લખવાની શાહી જેવા રંગની હતી !—અને ઠીંગણી જાડી ઢીમરાં જેવી અને મોટાં પેટ સાથે તે એક કાફરી બૈરાં જેવી દીસ્તી હતી.

નરગેશ અને શેહરીયારે સાકરને કપડાં ઉતારવા કહ્યાં અને પહેરેલા દર દાગીના ઉતારી સાકરે શેહરીયારને તે સંભાળી રાખવા સોંપ્યા.

તે રાત્રે તે ચાર જણની ટોળીએ (અલબત દુબરીબી સાથેજ જતો !) સપર લીધું. જે દરમ્યાન શેહરીયારે બોંહસા બોંહસી કરીને "ઇરાંનનો શીરાઝી વાઇન છે" કહીને સ્ત્રોંગ કેફી દારૂ પાઇ સાકરને "ટે" કરી નાખી !

અત્રે વાંચનારની સરલતાને ખાતર શેહરીયારની વાતચીત ચાલુ ભાષામાંજ દરશાવવી ઠીક પડશે. તેણીએ પહેલે તો થોડોક તે પીતાંજ ચેતી ગઇ કે તે ઘણોજ જલ્લદ હતો.

પણુ શેહરીયારે કહ્યું કે "તમે મને તમારે ઘેરે ઓહસ કરી પીવાડેલો ત્યારે મેં તમારો શખુન રાખેલો, આજે મારો શબ્દ રાખવો જોઇએ.–"

તેથી સાકરને તેણે રાજી રાખવાને ખાતર તે આપે તેટલો પીવો પડયો; અને જમી ઉઠયા પછી તેણી તદ્દન પોતે પોતાને ભુલી ગઇ.

થોડેકવારે બે અખ્તયાર આડુ અવળું હસવાનું કરયા પછી બેઠેલી હતી ત્યાંજ બેભાન જેવી થઇ પડી.

શેહરીયારની પહેલાંથી તેજ ગણુત્રી હતી, તે પ્રમાણે તેનું ધારેલું થવાથી તે મનમાં ખુશ થતો એક ફુલની માફક તેણીને પોતાની બાથમાં ઉંચકી લઈ, પોતાના રૂમમાં લઈ જઇ સુવાડી.

શેહરીયારને મનથી સાકરનો બોજો હાથમાં એક રૂનો તકીયો ઉંચકે તેટલાં વજનનો પણુ નહીં હતો, એવો તે ઘણોજ પીલતન જેવાં આંગનો મજબુત હતો.

તેની પાછળ નરગેશ અને પેલી ફરખે દુબરી પણુ આવી. જેઓને શેહરીયારે સમજાવી બાહેર કાહડયાં. નરગેશે તો ત્યાંથી ભાઇનો હુકમ માન્ય રાખી ચાલી જવા માંડયું પણુ પેલી દુબરી તો ત્યાં અડીનેજ ઉભી!

"હેં છું બોઇલો? હમે ઇફાથી જઇયે ને તું આ દહીત્રાં જેવી કાસ્સી કુમરી પોરી આગળ એકલોજ રેહવા માંગે કે છું? તે નીંહ બનહે ઉંતો આફાજ તારી આગર રહેવાની ને ફર રહેવાની અઉવે!"

શેહરીયારે તેણીને ગમે એટલી સમજાવી, પણુ તે એકની બે નહી થઇ; તે તેણીનાથી દબાયલો હતો, કેઠાં તેના પાણીજ મરેલાં એટલે તે દુબરી નોકરડીનું માનીને તેના સાથે જ્યાં નરગેશ હતી તે રૂમમાં જવા વગર છુટકોજ નહીં રહયો.

એટલે તે દુબરી ત્યાંથી નીકળતાં તે સાકરવાળા રૂમનું ઝાવલીનુ બારણુ ઢાંકીનેજ પાછું ફરવાને ભુલી નહીં.

શેહરીયાર આ દુબરીથી કાંઈ ડરી જાય તેવો હતો નહીં, પણુ પોતાની મતલબ અને સમો સંભાળી લેવાને ખાતર તે તેણી સાથે બીજા રૂમમાં આવ્યો હતો. તે જાણુતો હતો કે તેજ રૂમમાં ગડબડ થતાં સાકર કદાચ બેસુદ્ધીમાંથી જાગૃત થાય અને તેની બધી બાજી બગડી જાય તે કરતાં ત્યાં ગુપચુપજ રહેલું ભલું. બાકી તેનું ચાલતે તો ત્યાંને ત્યાંજ તે દુબરીનું ગળું દાબી દેતે!

વાત એમ હતી કે શેહરીયારે આ વાડી લીધી તે અગાઉથીજ આ દુબરી પોતાની છોકરવાન ઉમરે તેને ત્યાં કામ કરવા રહી હતી. પણ પાછળથી તેણીને એક ઘર ઘણીયાણી માફક રાખી લીધી હતી. તેથી તેણી જાણે ઘેરની માલેકણ હોય તેવી પોતાને મનથી ઉકમાઈ ધરાવતી હતી.

પણ શેહરીયાર કોઇ ઠેકાણે પોતાની જાળ બીછાવે ત્યારે જો તેણી વચમાં પડતી તો હમેશ તે મારફાડથી તેણીની સખત ખબર લેતો અને ઉલતું બીજી સાથે દોસ્તી કરી આપવાને તેણીને ફરજ પાડતો, જે કામ જીવ પર જોરાવરીએબી તેણીને કરવુંજ પડતું.

પણ સાકરનો ઉધરભાવ નાનો હોવાથી દેખીતી રીતે તેણીની ઉમર નાની લાગતી, વળી કદે તદન કુમળી બચ્ચાં જેવી રૂપસુંદરી દેખાતી હતી. તેથી જ્યારે સાકરને પોતાના રૂમમાં ઉંચકી જતો તે હવસી હયવાન શેહરીયારને તેણીએ જોયો ત્યારે ખુદરતી તેણીને અદેખાઇ લાગી.

"હવે મુંગી મુંગી ગ્રોંટાઇ મરજે! જરાબી મારા કામમાં માથું મારયુંછ તો યાદ રાખજે કે તેજ માથું આય ખેતરની કોડાળીથી છુંડી નાંખશ." શેહરીયારે તે દુબરીને ચેતવણી આપી.

"મારા બાપનું છું જાય? પણ છંભાળજે, તીમાંથી પછે ઓરનું ડૉર નીહ થઈ જાય. ઉં તો તારૂં હાજુ વાંસુ, બીજું છું!"

"બસ એકદમ ચુઉપ! મારૂં કામ છું સમજુંછ." એટલું બોલી શેહરીયાર તે દુબરી અને નરગેશ હતી તે ઓરડામાંજ પઠારી મારી સુઇ ગયો.

કલાકેક ગયા પછી તેની ખાત્રી થઇ કે તે નોકરડી અને નરગેશ બંને ભર ઉંઘમાં હતાં. એટલે તે હલવે હલવે ઉઘાડે કદમે ત્યાંથી નીકળ્યો.

બીજી સવારે જ્યારે સાકર બીછાણેથી ઉઠવા ગઇ તો તેણીનાથી ઉઠી શકાયું નહીં.

તેણી બીહયેલી મુંઝેલી જેવી ઉજલી સપ મારી ગઇ હતી, અને તદન સીફલી બની ગઈ હતી.

તે એકવારની હસ્તી રમતી પુટલી એક રાતમાં ગોયા ગંભીર રીતે બદલાઇ ગઈ હતી. તે તદન નીશોશ થઇને હવે જાગતીજ પડેલી હતી.

એ શું હતું?

શેહરીયાર તેણી આગળ ગયો તે વાંકો વળી કાંઇ સાકરને પુછવા

જસી હતો પણ સુતાં સુતાંજ તેણીએ તેનાં મોંહ ઉપર પોતાના હાથની એક અજાડ મારી તેને પોતા નજીક આવતો અટકાવ્યો.

"ખબરદાર ! એકદમ હઠીજા અહીંથી, તારામાં જરાબી માણુસાઇપણું નથી, મને નહીં ખબર કે તું એક રાક્ષસ કરતાં નબેતર જંગલી જનાવર જેવો છે. હું અતર ઘડી તાર કરીને મારા વરને તેમજ પોલીસને ખબર આપુંછ કે મને બેભાન કરી." અને તે વધું બોલતી અટકી જઇ, ધુસાંધુસ રડી પડી.

"ઓ હો હો ! તું તો કહેતી તીની કે સો જણુને ઉંચકીને ફેંકી દેવું તેવી, ને એમ કેમ ? સાતસો ચુવા ખાકે બીલ્લી હજકુ ચલી હેં હેં હેં !!" શેહરીયારે ટકોર કીધી.

"વરી તારા વરની ને પોલીસની ધમકી આપશે તો બાકી હું ડરી જવાનો કે ? તું ખુશીથી મારા પહેલવાની દેખાવ પર મોહી પરી ને અહીં આવી, તારા વરે રાજી રાજી થઈ જઇને તુંને મને સોંપી દીધી ! તેના બદલામાં મારી પાસેથી કાંદાની કાતરી જેવા ૧૦૦ રૂપીયા અગાઉથી તારા વરે લીધા; વળી તેં પોતે મને તારા દાગીનાબી સોંપ્યા, ને હવે આટલી બધી મચકાયછ શાની ?"

"તે શું મને હેરાન કરવાને ખાતર કે ?"

"ત્યારે શું આટલે દુરવેર ગાડી ભાડાં ખરચીને તુંને હું લાયો તે અહીં તુંને આરસીમાં જડી રાખવા કે ?"

"ઓહ ખોદાય મને તેં કેવી ફસાવી ?"

"ઓ પરવરદેગાર ! તેં મને કેવો ફસાવ્યો ?"

સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો બી આવે કેની ?

"ઓ મારી દીલેશુખાર, હવે માની જા, હું તારા વરને સમજાવી લેવશ ને હવે તું હમેશ અહીં મારીજ થઇને રહે. તારા થોડાજ વખતની દોસ્તીમાં હું દેવાનો બની ગયોછ. તુંને મારા જાનની માફક રાખશ અને હવે પછી તારી દરેક સંભાળ, ઘણી જતનથી રાખશ, ખોદાને ખાતર હવે અહીંથી પાછી જવાનો વીચાર કરતી ના—" શેહરીયારે પવન જોઇને પીઠ ફેરવી.

"ઓ હું મરી જવશ, મુવા જા—મારી આગળથી કારૂં કર, ભસ્તે ગીયા તું અહીંથી જાયચ કે નહી, નહીં તો ચીચારી પારશ, તોફાન કરશ, તારી આખરના કાંકરા કરશ—એમ કહી સાકર તેને મારવા જતી હતી.

પણ અફસોસ, તેણીને ઉઠવા જેટલી શક્તીજ ક્યાં હતી? તે નીશાશ થઇ બીછાણે પડી.

હવે શેહરીયારે ત્યાંથી તરત વેળા વિદાય થવામાંજ ડહાપણ જોયું. તે ત્યાંથી ચાલી ગયો, અને નરગેશ તેમજ પેલી ડુબરીને કોઇબી રીતે સાકરને સમજાવવા કહ્યું. અને તેણીને આ નાસ્તો વગેરે આપવા કહી સાકરને માટે કાંઇ દવા લેવા બાહેર નીકળ્યો.

સાકરને આ ઘેર તેના બાપનાં ઝુંપડાં જેવું જુલમગાર અને જુદદીન ઝઘડાથી ઝકરાયલું જેવુંજ લાગતું હતું. તેણી રાત્રે સાથે જમવા બેઠી ત્યારેજ વાતચીત અને રીતભાત ઉપરથી તેણીને સમજી જતાં વાર નહીં લાગી કે પેલી જાડી ડુબરી તો કેઠી એજ જબરદસ્ત શેહરીયારની જોડયણ હતી.

## પ્રકરણ ૪૫ મું.

શેહરીયાર ગયા પછી સાકર ઝારબેઝાર ખરેખરજ રડી.

તે ઉઠબેસ કરી કે ચાલી હાલી શકતી હતે તો આ ફસાયલી જાળ-માંથી કોઇબી તરકીબથી નાહસી જઇ શકતે; પણ તેમ બની શકતું હતું નહીં. વળી જો વધુવાર ત્યાં રહે તો મરવાનીજ પાળી હતી. ત્યારે કરવું કેમ?

થોડાક વખત પછી નરગેશ અને પેલી ડબરડીંગ ડુબરી આવી લાગ્યાં. અને દીલાસા સાથે ખબર અંતર પુછી. જ્યારે સાકરે પોતાની બીમારીની હકીકત કહી ત્યારે તેઓબી હેબતાઇ ગયાં.

"પોરી! હું તો તુંને જોતાંની છાટેજ ધ્રુજી ગીએલી. તુંને અંજાણે ઘેરે મોકળતાં તારા માટીને કંઇ અકલ ઉતી કે—"

"ચાલ મારી માય કરૂં, જરા મોંહ પર પાણીનો હાથ ફેરવીને ચાહે નાસ્તો કરી લે," નરગીસ બોલી. જોકે તેણી સાકર આગળ શરમીંદગી બની તેથી વધુ બોલી શકી નહીં.

"અંગાર લગારો તમારા ખાવના ને પીવાનાને! પહેલે મને કોઈ કુલીઓ પાસે ઉંચકાવીને સ્ટેશન પર મોકલો ને મારે ઘેર પુગારી દેવ, નહીં તો જે વખત જાયછ તેમાં હું મરી જવશ ને મુવો તમારા ઘરનો પેલો રાક્ષસ ફાંસીએ જશે. કોઈ મુવો ખુની છરી મારીને એકદમ મારી નાંખે તે પરવરે પણ આય તો ઓ મારો જીવ જાયછ" સાકર કાસતી કરાંજતી અને ચીચવાતી બોલી.

"જો દીકરી, તું છાજી છમી મુંબઇથી આવેલી તે આવી મરણતોર

હાલતે પાસી જછે તો લોક બહુ ચાવાચીવી કરહે, તીના કરતાં બે ચાર દહારા આફાજ તોરી પાર, ને દવા કરી છાજી થાઇને તું તારે ઘેરે બેલાછક........"

"ને તેટલાં તારો માટી મુવો મને કંઇ દગો કરે તો?"

"અરે એમ કંઇ થાતું સેકે? અમે બે જણાં મલીને તેને છાફ છાફ કહી દેશું કે તું કેકે મંભઇ ચાલી જા નીંહ તો તારી આબરૂની ફજેતી કરી લાખા. તું દીકરી આંહી રેહે તાં છુધી એને આય ઘેરમાં રહેવાજ નહીં દઇયે, પસી કાંઇ સે? જો તારે વાછતે તો તે કેટલી કાળજી કરી હકીમની દવા લાવવા ઓ ગીયેલો."

અંતે ન છુટકે તે સાકરને તે દુબરીની સૂચના મુજબજ ત્યાં રહી બેચાર દહાડા તોડી પાડવા વગર છુટકો હતો નહીં. કારણ કે આવી સીકલી હાલતમાં તે ધરે પાછી ફરે તો સલીમ અને વાધરાને મોહડું દેખાડવું બી ભારી પડે! તેમાં સલીમની તો તેણી મરજી ઉપરાંત આવેલી હતી.

પેલી તરફ શેહરીયારે, કોઇ ઓળખીતા ડોકટરની સલાહ લઇ દવા લાવવાનું યોગ્ય વીચારયું અને તે મુંબઈ ઉપડી ગયો.

નરગેશ અને તે દુબરીએ બંન્ને જણે સાકરની માવજત કરવાને જીવતોડ મહેનત કીધી, તેઓએ શેક પોત કીધા, ધરના છાલા પાલા ભર ચોપડ કીધાં અને તેણીને થોડી ઘણીબી આરામ મળે એવી કોશેશ કીધી.

સાંજે શેહરીયાર ભાઇન્ડર મધે પાછો ફરયો. અને ચોકશ દવા તે લઈ આવ્યો.

આવતાંની સાથેજ ચોરની માફક ભરાતો છુપાતો આવ્યો અને નરગેશ તથા દુબરીને સાકરની ખબર અંતર પુછી, તે દવા કેવી રીતે આપવી તે તેઓને સમજાવ્યું. તે બંન્ને જણીઓએ સાકરની હાલત માટે ચાર ચાસણી ચહડાવીનેજ કહ્યું. અને જો એવામાં તે મરી બરી ગઈ તો મોટું લફરૂં થવાનો ભય આપ્યો.

નરગેશ અને દુબરીએ ગંભીરપણે કહ્યું કે તમારી આદત ખરાબ છે, ધુમ દારૂ પીચોછ ને પોતે શું કરોછ તેની સુદ્ધી નહીં રાખતા. સુજી સમજીને હમણાં તો મુંબઇ પાછા ચાલ્યા જાઓ અમે તમુંને પાછા બોલાવશું ત્યારે આવજો."

"પણ એક શરતે હું અહીંથી થોડા દહાડા ચાલી જવા તૈયાર છેવું." શેહરીયારે કહ્યું. "તે શરત એ કે એ સારી થાય ને પછી એને

અહીંજ મારી સાથે રહેવા તમે લોક સમજાવો અને મોટી મોટી આશાઓ આપી મારીજ થઇ રહેવા તમે એની પાસથી કબુલાત લેવો, તો મને કબુલ છે."

"હા કબુલ–કબુલ છે"–તેઓ બંનેએ પડઘા કર્યો, કારણ, જો શહેરીયાર નહીં માને તો તેઓને ઘણી દુખભરી ફરજ ઉઠાવવી પડે અને કદાચ જનમ સુધીનાં તેનાં દુશ્મન થવું પડે તે કરતાં એમ ટાઢાં પાણીએ તે જવા માંગતો હતો તે શરતે તેને મોકલવા તેઓ ખુશી થઇ ગયાં.

તે પછી શહેરીયાર તેને તેજ રાત્રે પાછો ત્યાંથી ઉંપડી ગયો. હજી પણ સાકરને હંમેશની પોતાની બનાવવાની તેના દીલમાં આશા હતી અને તે આશા ફળીભુત નીવડે તેથીજ તેને પોતાની તાબેદાર બેનનું અને પેલી દુબરીનું માન્યું હતું.

* * * *

દવા બેશક ગુણકારક હતી, અને પાંચ છ દીવસમાંજ આરામ આપી સાકર સેજસાજ ઉઠતી બેસતી ને ચાલતી હાલતી થઇ.

હવે પહેલીજ તકે તેને પોતાને ઘરે જવાની તગર કીધી. દુબરી અને નરગેશ શહેરીયારની ગેરહાજરીમાં તેણીને મોકલી દેવામાં જોકે ભલું સમજતાં હતાં, પણ પેલા દાગીના જે તેણીએ શહેરીયારને સોંપેલા તે પેટારામાં કલ દઇને તેને ઉંચા કીધેલા, તે લીધા વગર કેમ જવાય?

"તમે લોક મારા વર વાઘરાને ઓરખતાં નથી—જો તેને હું અહીં આટલી બધી સીક પડી, ને હેરાન થઇચ એમ ખબર પડં, વરી દાગીના વગર અહીંથી ઉપડવા હું અટકોય એમ જાણે, તો તમું લોકોને ચીરીને ફાડી ખાય એવો છે, નરગેશને પુછો એ એનો વાઘરી જેવો સ્વભાવ જાણે છે."

"દીકરી તું બેલાછક જા, તારા દાગીના હું મારા હેરી પાંહે મોકલી આપાહ, નીંહતો એની બેહન થતી લાવહે, પણ જો, મારી મા કરૂં, એટલું હમજી જા ને અમે કાગર લખીને મંભઇથી હરીયારને બોલાવ્યે ને તું હછી ખુશીથી એને મલી ભેટીને જા, એ જેમ તુંને લાવેલો તેમ તારે ઘેરે મુકી આવે તો છંધુ ઢંકાઇ જહે. નીંહ તો હું કાંહ મરા હં? જો દીકરી, એ તારે વરે કેવી હોંચ કરીને છઢાવેલો, ને તું એકલી ચાલી જછે તો તે બહુ ગુહો કરછે, તું એનું માનછે તો એનો જીવ બહુ મોટો દેહું તુંને આ ગામની રાણી જેવી રાણી બનાવી મેલહે, જાણે કે તું?"

નરગીશબી તેણીને સમજાવી કે 'જેવી રીતે આપણે ત્રણે જણા આવ્યા તેવીજ રીતે પાછા જઇશું તો બધો ભરમ જળવાશે એટલું મારે

ખાતર કબુલ કરો. જો વરી એટલું મારા મોટા ભાઇનું માન રાખો, હું બધી તમારા પરથી ઓવરાઇ જવશ."

"પણ તે આવે ને પાછો કંઇ દગો કરે તો, તેના તમે લોક જામીન થાવોછ?"

"હા અમે તેના જોખમદાર!"

તેઓ ત્રણે એકમત થયાં અને નરગીશે એક કાગળ શહેરીયાર પર મુંબઇ લખી વાળ્યું, જે મલતાંજ શહેરીયાર હરખથી ગોયા ઘેલો થયો. ખોદાય પાંખ આપે તો ઉડીનેબી આવવા તૈયાર થાય તેવો તે ઉમંગી બની ગયો.

બીજે દીને સાંજે ધારેલે વખતે શહેરીયાર પોતાને ઘરે આવી પુગો. ત્રણે જણ બાહેરજ બેઠાં હતાં. સાકરને સારી રીતે બેસી વાતચીત કરતી જોઇ શહેરીયાર હરખથી માયો સમાયો નહીં.

સાકર અને શહેરીયારની નજર એક થતાં સાકરે પોતાની જીંદગીમાં પહેલીજવાર શરમથી માથું નીચું કીધું. સાકર જેનું નામ કે જેણીએ સેંકડો જીગરો હચમચાવી મેલી તેઓને પોતાનાં ગોલામ બનાવ્યા હતા, પણ આ એકજ ઇરાની બચ્ચો મલ્યો કે જેનું મોંહ જોઇ તેણીને પોતાનુ મોંહ કરમાવવું પડયું.

શહેરીયારે આવીને જાણે આગળ કંઇ બન્યુંજ નહીં હોય તેમ સાકરની ખુબ મદારત ને ખુશામત કરવા માંડી. તેણે પાછી ખાણી પીણીની તૈયારી કરવા માંડી. પણ સાકર તદન રીઝર્વજ રહી હતી, તેણીએ ઠીઠી-ઠાઠા કરવાના અને ભલભલાઓને પીગલાવી નાંખવાના અખતરા અત્રે હવે અજમાવવાનું માંડીજ વાળ્યું.

"તમે આય ખાવા પીવાની ધામધુમ કરીને શું કરવા માંગોછ, શું આજની રાતેબી અહીં મને રાખવાની આશા રાખોછ કે? તેમ ધારો તો મોટી ભુલ કરશો.

તમારાં બેહન અને આય તમારાં ધણીઆણી (!) થતાંએ મને ઘણા કાલાવાલા કીધા અને સમ સોગંદથી કબુલ થયાં ત્યારેજ તમોને અહીં બોલાવ્યા, નહીં તો હુંજ એકલી ચાલી જવાની ઉતી."

"હવે સીધે સલુખે મુંબઇ મને મુકી જવું હોય તો તમારા બેન સાથે જેમ આવ્યા તેમ પાછા ચાલો—નહીં તો હું હવે એક પલવારબી અહીં ઉભા રહેવાની નથી. પછી જોજો કે શું એનું પરીણામ નીપજેછ!"

સાકરે તતડાવી નાખનારા અવાજે કહ્યું અને શહેરીયાર તે નાનું જેવું લેકચર સાંભળી ડંગ થઇ ગયો.

"વારૂ વારૂ મારી ગુલેઅનાર, તું અહીં નહીં રહેવા માંગતી તો હું જબરી કરતો નથી, આપરે રાતની ગાડીમાં અહીંથી ઉપડી જઇશું પણ જરા મારી સાથે જમી ખાઇ તો લે, જરા રતી શીરાઝી દા—"

"ચુઉપ રહેવ, તમારા ઝેરી દારૂને અંગાર લગારો, હું હવે તમારા ઘેરનું પાણીનું ટીપુંબી પીવું તો મને હરામ છે. તમારે ચાલવુંછ કે શું કહોછ ?"

"હું કસમથી શરોચસ્મથી તારી સાથે આવવા તૈયાર છેઉં. એક મારે હાથનું દારૂનું ગલાશ પી, બે બુક જમી લે, ને મને એક મીઠ્ઠી કીસ–' અને પછી તુંને કંઇબી વધારે કેહું તો તારૂં ખાસડું કહાડીને મને મારજે !"

"વારૂં ચાલો હું તમારો શુખન રાખીને બે બુક ખાવશ પણ દારૂ તો નહીંજ પીવશ. પણ જલદી ચાલશો એવું મને વચન આપો."

"આય લે વચન !" વચન આપતાં તેને તેણીનો નાજુક હાથ ભચડયો. અને બલજબરીથી એક કીસ લીધી. સાકર ગુસ્સાથી લાલ લાલ બની ગઇ. પણ તેણી જાણતી હતી કે હાલ કળેવલે કામ લેવામાંજ ડહાપણ હતું.

"હવે મારી બે શરત તો પુરી થઈ, ત્રીજી શરત એક વાઇન ગલાસ પી અને હું મારો બધો જાન તારી પર ખુરબાન કરીને તારી સાથે આવું." કીસ લેવાથી સાકર છેડાઈ નહીં તેથી મનમાં ખુશ થતો શહેરીયાર બોલ્યો.

"જોવ ! તમે આએ વખતે હવે છેકજ હદ ના કરતાં, મારે ઘેર ચાલો, હું તદન સારી કાની થાઉં, પછી ત્યાં અવારનવાર આવ્યા કરજો, પછી હું તમારે વાસ્તે વીચાર કરશ. પણ નરગેશ કાંહ તૈયાર થઇછ, તેને જલદી તૈયાર કરોની ?" સાકરે તીંગલ કીધી.

સાકરને સારી રીતે વાત કરતી જોઇ શહેરીયારને તો પાંચ શેર લોહી આવી ગયું ! વળી તેણી ઘરે જવા પછી વીચાર કરવા કબુલ થતી હતી ત્યારે તો જરૂર પીગળશે એવી તેણે આશા આવી.

મારા જાન, ત્રેન ઉપડવાને હજી સવા કલાક છે. તેટલાં આપણે ત્રણે જણ તૈયાર થઇશું. હું મારા બાપના બોલથી આજે રાતે તારે ઘેર પહોંચાડી આવવા કબુલ થાવુંછ, પછી કંઇ છે ?"

## પ્રકરણુ ૪૬ મું.

**["તેરે સદકે દીલસે મય હો ગુકા"—કેયાન્યન કવીતા! નવી સફાઈ, જીંદગીમાં પહેલી ભલાઈ! સસેકા તીન પાઉં! સ્પેશ્યલ સાકરીયા ચરીત્ર! ફેન્સી રૂમાલે વાલેલી મોહકાણ, જાદુઈ પ્રેમનાં નેણ બાણ! ઓ તમે કેવા ઓબ્લાઇઝીંગ?" સેકંડહેંડ સ્ત્રીના ઉદ્દગાર! બ્યુટી કોન્ટેસમાં ફર્સ્ટ પ્રાઇઝ કોણને? દારૂ વગરનો શીશો, કે મોહબત વગરનો નીશો? ઉછળતા અંતરડાંને શાંતી! રંગમાં ભંગ!]**

શેહરીયાર ઇરાનીએ સાકરને કોઇબી સરતે પોતાની ભાઇન્ડરની ઝુંપડીમાં અટકાવી મનાવી રાખવાની પેરવીઓ કીધી, તેને પોતાની બહેન નરગીશ, તેમ પેલી દુબરી મારફતે રૂપાંનો દાદર અને સોનાના દોરડાંરૂપી સમજાવતની યુક્તીઓ અજમાવી, પણ બ્યર્થ. સાકર શેહરીયારથી એવી તો ભડકી ગઇ હતી કે મુંબઈ ઉપડી જવા માટે ત્રેનને સવા કલાકનો ટાઇમ હતો તે ટાઇમ કયારે વહી જાય તેની વાટ જોતી બેઠી. શેહરીયારના સઘલા પલાનો તે ચતરાબકાવલી પામી ગઇ અને હવે ગુસ્સાથી તેને માથું ફેરવ્યું.

"હવે એ બધું મને સમજાવીને તમે લોક કહેવા શું માંગોછ? શેહરીયાર, તેં મને વચન આપ્યું કે મશકેરી કીધી? અત્તર ઘડી ઇસ્ટેશન પર ચાલેચ કે હું મારો ગુસ્સો કેવો છે તે બતાવું? ભવીશમાં આબરૂનાં કાંકરા કરી મુવે મોહણું જોવાય નહીં તેવું કરતું હોય ને દુસમનીજ કરવી હોય તો પછી મારાં પ્રાક્રમ તું જાણતો નથી—હું મીઠી થાઉં ત્યાં સુધી સાકર, પણ છેડાવશ તો જેહરી નાગણજ જોઇ લેજે!

અત્રે શેહરીયારે જોયું કે બાજી હાથથી બગડી જાય તેવો સઘલો મામલો હતો. એટલે હવે તો ભવીશ પર આશા બાંધી, પવન જોઈ પીઠ ફેરવી અને તદન નરમ બની જઈ, સાકરને મુંબઇ મુકી આવવાનો નકી નિશ્ચય કર્યો અને ગોઠવણ મુજબ શેહરીયાર, નરગીશ અને સાકર ત્રણે જણાં મુંબઈ પુગાં.

મોડી રાત થયલી હોવાથી વાઘરો ઘરમાંજ હતો. તેને શેહરીયાર અને નરગીશને આવકાર આપ્યો અને સાકરને ખાતર તે બંને જણે

આટલા દહાડા તકલીફ ઉઠાવી ખીજમત કીધી તે માટે ઉપકાર માન્યો અને થોડા દહાડા અહીંજ તોડી પાડવાની બ્હોંશ કીધી.

સાકરે વાઘરા આગળ શેહરીયારની નેકનામીની કશી ફરીયાદ કરી હતી નહી. વાઘરાએ, તેણી કેમ દલગીર અને ચુપ લાગે છે તે વીષે એકાંતમાં પૂછતાં, તેણીએ ટુકમાં એટલુંજ કહ્યું કે " ભાઈન્ડરની હવા મને સદી નહીં ને તબીયત જરા નરમ લાગે છે."

શેહરીયારને નરગીસ પણ સાકરનો ઠસ્સો જોઇને ગભરાયાં રખે કે વાઘરા આગલ સઘળો ભાંગરો ફોડી દે. તેથી સહવાર પડતાં તે બંન્ને ભાઇ બ્હેન પાછાં ભાઇન્ડર ઉપડી જવાની દોડાદોડીમાં પડયાં. શેહરીયારે કહ્યું કે મને ખેતીવાડીનું અંગત કામ છે નહીં તો "આંખને જોરે" રહેતે! અને નરગીશે બી કહ્યું કે "બીજી કોઇ વખત હું આવીને રહેવશ હમણાં તો ભઇજી સાથે જાઉંછ."

સાકરે તેઓને રહેવાની બ્હોંશ નહીં કરી એટલે વાઘરાએબી ઝાઝું દબાણ કરવાનું અખાડાજ કરયું અને સાકરને એક સાદી માદી સેકહેંડ કરી તે કરી તે ઇરાંની ભાઈ બ્હેન વીદાય થયાં.

સાકરને થોડા દીવસ ખરેખર કાંઈ ગમ્યુંજ નહીં. તે થોડા દીવસ સુધી ફરજયાત સીકનેસ જેવી પડી રહી. અને સીકનાં બહાણાં હેથલ સલીમ સાથે પણ તેણી દુરજ રહી બહુજ થોડી વાત કરતી.

અઠવાડીયું વીતયા પછી એક દીને શેહરીયાર વાઘરાની ગેરહાજરીમાં હોંશભેર સાકરને મલવા આવ્યો. કોઇબી મલવા આવે ત્યારે સલીમ પોતાના રાબેતા મુજબ દુરજ રહેતો.

સાકર સમજતી હતી કે હાલમાં તેણી પોતાના ઘરમાં હતી એટલે શેહરીયારનું કશું દબાણ ચાલે તેમ હતું નહીં, તેથી તેણીએ તેને કંઈક હસીને આવકાર આપ્યો.

આ ઉપરથી શેહરીયાર ધીરજ પામ્યો. તેને ખાત્રીથી ધારયું કે સાકર તેને ચહાતી હતી અને તેથીજ પોતાને પડેલી આપવીતી પોતાના ભરથારથી તેણીએ છુપાવી અને તેને હસ્તો મુખડો દેખાડયો. પહેલે તો સાધારણ વાતો ચાલી, પછી મીઠાસથી શેહરીયારે એક કાગળની કાપલી સાકરના હાથમાં મુકી; તે કાગળમાં એક ગાયન હતું. જે કોઇ કોચરાંને સાલની ગજલની ચોપડીમાંથી મરડી મોચડી ફેરવીને તે ઉતારી લાવ્યો હતોઃ–

તેરે સદકે દીલસે મય હો ચુકા, નહીં લાતી હય કયું નીગાહોમેં ?
અબરૂથી અપની દુઓં ચુકા મય તુંહી રસ્કે યુસુફકી ચાહોમેં,
"સક્કર" તુજકો કહેતે હંય સબ હસીનોમેં તું હય હસીં ગજબ
"યાર શેહરી" તેરા હો ચુકા કબ લાતી હય તુ નીગાહોમેં ?

આ વાંચીને તેની "થુ" દઈને હસી પડી ! શેહરીયારે તેણીની નજદીક જઇ એક કીસ લીધી. પણ તેણી પાછી સાવચેત બની.

"જો શેહરીયાર હું તુંને ખરેખરૂં કેહું ? મેં ભલા ભલાઓને મારા નાંઓ નખરાંથી પગની ખાક ચુમતા બનાવી દીધાછ. પણ તેં–એક–તેંજ મને નાચાર કીધીછ ને તેબી પોતાને ગામ ઘેરે બોલાવીને ! જો થોરોક વખત બરોબર દોસ્તી કીધા પછી તું મને લઈ ગયો હોતે, તો હુ કબી તારી સાથે મારો જીવ જતાંબી આવતેજ નહીં; પણ ટુંક પીછાણમાં તું મને ઘસડી ગીયો ને મને ઠાપ આપી. ખેર, બન્યું તે બન્યું, પણ હું હવે ખુલ્લે ખુલ્લું કેહુંછ કે મને માફ કર, ને મારો પીછો છોડી દેજે તારે ને મારે કદી કોઇ કાળે બનવાનુંજ નથી કહાં તું હાથી ને કહાં હું કીડી ? તું કાહરૂનનો ખજાનો મારી આગળ લાવી મુકશે પણ હું ના–ની હા–થવાની નથી."

"વહાલી સાકર એમ ગરે લગારી ગરદન મારેછ ? મને આશા આપી નીરાશ કરેછ ?" તે પોલાદી તનનો પહેલવાન સાકરના ગુઢણ નીચે માથું મુકીને કગલવા લાગ્યો.

"નહીં ભાઇ તું કંઇબી બોલશે તો નકામું છે. હું તુંને તારો ગુનાહ માફ કરીને જતો મુકુંછ તે એટલાનેજ ખાતર કે મારો વર ઘણોજ ખરાબ છે અને એ વાત જાણશે તો તુંને દબાવીને એવો હેરાન કરશે કે તું ખાખા વરખો થઈને ભીખ માંગતો થશે. વાસ્તે તારા ભલાંને વાસ્તે કેહુંચ કે તું ફરીથી અહીં આવતોજ ના ને મારો વીચાર મુકી દેજે ! યાદ રાખ કે તારી બુરાઇના બદલામાં હું ઘણી ભલાઇથી વરતીછ ને એટલામાંજ ગનીમત સમજી તારી આબરૂમાં ચાલ્યો જા, અને તેણીએ સલીમને હાંક મારી બોલાવ્યો કે જેથી તેની હાજરીમાં શેહરીયાર કશું વધુ પગલું ભરી શકે નહીં.

શેહરીયાર આ નહી ધારેલા ફુટેલા ટોપના ગોળાએ ગોયા ગાંડોજ બની ગયો ! તેને તેની બહેન નરગેશે જે જે વાતો સાકરના મામલાને;

લગતી કહી હતી તે ઉપરથી તે નવ્વાણું ટકા સાકરને શીશામાં ઉતારવાની પુર વકીમાં હતો. વળી તે નવ્વાણુંમાં જ્યારે તેને હસમુખ આવકાર મળ્યો ત્યારે તો સોએ સો ટકા તે પોતાની માન્યતામાં ચોક્સ હતો. અને આ એકાએક કેમ પગલું ફરી ગયું તે તેની સમજમાં ઉતરયુંજ નહીં. નરગીસનાં કહેવા મુજબ કદાચ નવું બીલ્લું તો કોઇ નહીં હાથ લાગું હોય? જે હોય તે, હાલને કાળ અહીંથી ખરતી માપવા વગર બીજો કોઈ રસ્તો હતો નહીં. તેણીએ શેહરીયારને તદ્દનજ રોકડે રોકડું પરખાવી દીધું એટલે શેહરીયારની આશા કેવલ કરરર ભુસ થઇ ગઈ.

થોડાક દીવસ પછી એક રાત્રે વાઘરો ઘરે આવ્યો ત્યારે સાકર જાગતી હતી. અને આજે કાંઈ જુગારમાં છાંતા પાણી જેગું તે જીતેલો હોવાથી તેને વાત પરથી વાત નીકળતાં શેહરીયારની વાત છેડી.

"એ તુંને ભાઈન્ડરથી મુકવા આયો તે પછી કંઇ દેખાયોજ નહીં હું?"

"ઉહું! કંઈ નહીં. જંગલી ઈરાની તે ઇરાની, પાસે પૈસા હોશે, પણ કંજુશ ઘણો, હું આટલા આટલા દહારા તેને ઘેરે ગઇ તે એક બરી પ્રેઝંટની ચીજ નહીં કે એકાદ નોટનું ચીંથરૂંબી નહીં! મુંવું ખાવા પીવાનું મલે તેમાં શું? તેમ તો કુતરાંબી પોતાનું પેટ ભરે!"

"હંઅ એમ છે? ત્યારે તો હવે આવે તો કાંઇ વતારતી ના—બસ ઝાઝું કોઠુંજ નહીં આપવું."

"હારે ત્યારે બીજું શું? તમુંને મલે બલે તો સસેકા તીન પાંઉં નહીં તો અખાડાના હીરજી એહદીન કાઉસ કરી જજો!"

ટુંકમાં શહેરીયારની સોહબત ઉપર હંમેશનો ડ્રોપ પડયો. સાકર જેનું નામ તે વાઘરા જેવા સત્તરસો ચંડાલોને હથેલીમાં ચાંદ બતાવનારી તે શહેરીયારથી ડરી ગઈ અને વાઘરા મારફતે પણ શહેરીયાર પાછો પોતાને ઘેરે દાખલ થતો અટકે તે સારૂં તેણીએ વાઘરાનેબી મીઠું મરચું ભંભેરી દીધું. શાબાશ? એ તે સ્પેશયલ સાકર ચરિત્ર!



# પ્રકરણ ૪૭ મું.

લવજી અને ઉકર એ મિત્રો હતા. સ્કુલની શરૂઆતથી તે મોટા જવાન પુરૂષ થયા ત્યાંસુધી, બલકે નોકરી પણ એકજ ઇંગ્રેજી પેઢીમાં બંને એકજ ઠેકાણે કરતા. સાથેજ ખાતાપીતા, ફરવા હરવા જતા અને એક ભાઈ કરતાં આલે એકેકને જીગરજાન મીત્રાચારી હતી, કે જેવી જવલેજ કોઈ મીત્રોમાં હોય.

એક દીને સાકર બની ઠનીને કેથે ફરી આવી હતી. અને ત્યાંથી પાછા ફરતા એક ટેક્ષી બોલાવી તેમાં ચહડતી હતી, તેટલામાં તેણીના હાથમાંનો સેંટથી મઘમઘતો સુંદર રેશમી રૂમાલ પડી ગયો જે ઉપલા મીત્રો માંહેલા લવજીની નજરે પડયો.

એક લેડી તરીકે માન આપવાના પાક હેતુથી તે પડેલો પમરતો રૂમાલ તેને ઉંચકયો તેટલાં ટેક્ષી ધીમી ચાલવા લાગી. તરત તેણીએ ટેક્ષી ઉભી રખાવી. લવજીએ તરત દોડી જઇ તેણીના હાથમાં રૂમાલ આપ્યો.

સાકરે તે પુનમના ચાંદ જેવા મોહડાના દેખાવડા જવાન તરફ જોઇ મીઠું ઠેંકયુ કીધું, અને હસીને પ્રેમના નેણબાણ ફેંકયા! લવજી તે મીઠી આંખમાંથી છુટેલા તીરથી ઘાયલ થયો. અને નમીને ત્યાંથી રસ્તે ચાલુ મુકયું.

ટેક્ષી પાછી ચાલુ થઇ અને સાકરે ઇસારાથી તેજ રૂમાલ ઉરાડી ફરીવાર તેનો પ્યારથી ઉપકાર માન્યો.

લવજીના લક્ષમાં તે "હુરે પરસ્તાન" રમી રહી. અને ફરીવાર કયારે તેણી સાથે વાત કરવાનો મોકો મલે, એવું ઇચ્છતો ત્યાંથી વિદાય થયો.

એક પરીરૂને હમે મારા નજરા માર કર
કર દીયા દીલ ઓર જીગરકો પારા પારા માર કર.

પણ ઘણી વાર માનવીની માંગેલી મુરાદ ખુદા જલદી પાર પાડી દીએ છે તેવુંજ બન્યું.

એક દીવસ એક ખુશનુમા મેળાવડામાં જ્યાં લવજી ભોગ જોગે પોતાના જીગરજાન ઉકર વગર એકલોજ આવ્યો હતો. અને સાકર તે મેળાવડામાં, નહીં ધારેલી નજરે પડી.

તેણે તેણીને તરતજ પીછાણી; જો કે તેણીએ આ અગાઉ, એકજ મીનીટમાં લવજી ઉપર આંખનો પલકારો એવો તો માર્યો હતો કે એક જાદુઈ તીર માફક તે લવજીને યાદ રહી ગયો હતો.

સાકરની નજર તેના ઉપર પડી નહીં. તેથી તે જ્યાંખી જતી, જેના પણુ સાથે વાત કરતી, ત્યાં તેણીની પુઠે પુઠે જઇ જરા દુરથી એક દીવાનાની માફક તેણીને એકી તગરે જોતો!

જેમ જેમ તે સાકરના મનોભાવ ને હસવાનો હાવભાવ જોતો તેમ તેમ તે તેણીના તરફ અતી આકર્ષી રહ્યો.

ખાણું ખલાસ થયા પછી એક તક તેને જીવ પર જોરાવરીએ હાથ કીધી.

"કેમ છેવ બાનુ ઓરખોયકે?" આ સવાલ સાથ લવજીએ સેકહેંડમાં હાથ આપ્યો.

"તમે–હંઅ–તમે, હા–હા! તે દહાડે તમે મોટર આગળ મલેલા? ખરી રીતે તો મારો હીરા જેવો રૂમાલ બચાવી આપ્યો. ઓ તમે કેવા ઓબ્લાઇઝીંગ છેવ? પણુ તે વાતને તો કેટલા દહારાબી થઈ ગીયા ને હજી તમે મારૂં કોહું યાદબી રાખેલું દેખું?"

"તમારો મોહણુંનો સેપ અને તમારી આંખ જલદી ભૂલાય તેવી નથીની?"

"ઓહ ગોડ! હી હી હી, તે વરી તમે નવુંજ કંઇ બોલ્યા, શું મારા મોહણુંને આંખમાં તે બરયાં કંઇ હીરા મોતી જડેલાં તમુંને દેખાયા કે શું?"

"છટ! હીરા મોતી કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ મને તો કાંઇ જણાયું."

"ઓ જી ભરૂં રે!"

તેણી ખડખડાત હસી પડી અને પોતાનો નરમ સુવાલો હાથ અછડતો લવજીની ખાંધ પર મુકી દીધો!

"વેલ બાનુ, તમુંને કંઈ હરકત નહી હોય તો બાગમાં ચાલશો? તાંહ જરા નવરી જગ્યાએ બેસી આપરે ટોલ ટપ્પા ચલાવ્યે?"

લવજીને પોતાના ઉકર જેવા એક દીલજાન દોસ્ત ઉપરાંત એક નાજુક મીત્રની ઘણી આરજુ હતી–જો કે ઉકરને ઘેરે તે મળવા જતો ત્યારે તેની માતા તથા તેની બહેન બચાં તેને મીઠો આવકાર આપતાં, જેમાં બચાં તો અંદરખાનેથી લવજી પર ઓવરાઇ પોવરાઇજ જતી હતી.

લવજી પણુ ખાટી મીઠી નજરથી ધારતો હતો કે જે દહાડે હશે તે દહાડે આ બચાંજ શેહાદીના ગાંઠથી તેને ગળે ઓરવાવાની! પણુ તે સઘળું

અરસપરસ ભરમમાંજ ચાલતું હતું. કાંઇ એ વીશે ખુલમ ખુલ્લી વાત કશી થઇ હતી નહીં.

પણ તેટલામાં તો લવજીને નશીબે (!) આ ઘણુંજ દીલખુશ પંખેરૂં હાથ લાગી ગયું ! અને બયુટીવંત સાકરનાં સહવાસમાં તે હરખથી માયો સમાયો જતો હતો નહીં.

તે પારટી માંહેથી અલગ થયલાં તે બંને ઓરત મરદ તે પછી બાગમાં જઈને એક બેન્ચ પર ગોઠવાયાં.

અત્રે સાકર પોતાની પુર બાહોશીથી અને ટેકથી વાત કરતી હતી જ્યારે લવજીને તો આ વખતે સાકર દુન્યામાં સૌથી વધુ ખુબસુરત દેખાવા લાગી.

આ વખતે જો "બ્યુટી કોનટેસ" ની એક હજાર ઉમેદવારોમાંથી એક જણીને પ્રાઇઝ અપવાનું કામ લવજીને સોંપ્યું હોય, તો તે માટે સાકરનેજ સીલેકટ કરવા વગર તે રહે નહીં એવું અત્યારે તેણીને માટે તેનું મત હતું. અને તેથી તે તેણીના પર થોડો થોડો થઇ જતો હતો !

લવજીએજ ચાહી ચીતીને સાકરનું ઠેકાણું માગ્યું અને મરદ દોસ્તોની સંગતમાં હવે ઝાઝી મજાહ પડતી નથી એમ કહી, ફરસુદે તેણે ત્યાં જરા હરવા બોલવા ઉતરી પડવા ઇચ્છિયું.

"ઓ આવજોની ડાયલીંગ, મારી આંખ પર ! તમુંને જોઇને હું ઘણી ખુશી—"

"ને તમારા કરતાં વધારે હું ખુશી થવશ કારણ કે તમે મારે મનથી એક હશતું પુતલું ને રડતાને રમાડનારૂં રમકડુંજ છેવ."

"એમ, તાહરે તો આય તમારાં રમકડાનો છાપ લેતા જાવો—" સાકરે એક કીસ કરતાં કહ્યું.

"ઓ ખોદાય આજનો દહાડો મને કેવો ખુશનુમાં લાગેછ?" અને તેઓ કેટલાંક વધું ધરાપરાં કરી છુટાં પડયાં.

સાકર જ્યારેબી કોઈ મેળાવડામાં જતી ત્યારે પોતાને મળેલા અનુભવની રૂએ તેણી એટલીતો અચ્છી રીતે પોતાનું શરીર સણગારતી હતી કે તેણી એક એકટ્રેસથી પણ આળા તેસ્ટથી ડ્રેસ કરતી હતી; કે જેથી, તે હતી તેનાંથી પણ દસ વરસ યંગ દેખાતી !

અને તે મુજબ લવજીને, તેણી પરણેલી છે, યા સેકંડહેંડ સ્ત્રી છે એવો

સ્વપ્ને પણ ખ્યાલ વટીક નહીં આવ્યો, બલકે સ્વપનામાં પણ તેને તે એક માયાની પુટલીજ નજરે આવી.

સભયતાને ખાતર ઉપલા બનાવને લવજીએ આઠેક દહાડા તોડી પાડયા અને પછી એક દીને સાકરનું ઘર પુછતો તે ગયો.

નવા પરોણાની પરોણાગત કેવી કરવી તે વીષે સાકર એક્ષપર્ટ હતી! અને ઘડીભરમાં પરોણાને આખી દુન્યા ભૂલાવી પોતાનોજ કેમ કરી મેલવો તે વીષે આગલાં પ્રકરણો મીસાલ વીસ્તારથી લખી તેવા પોકલ પ્યારનાં પીંજણો પાછાં ને પાછાં લંબાવવાની જરૂર નથી.

ટુંકમાં સાકરને ઘરની પહેલીજ મુલાકાતમાં તેણીનો જન્મ સુધીનો દીલદાર થઇ રહેવાની નકી નીશ્ચાથીજ છુટો પડયો, અને સાકરે બડી જેહમતથી તેને જવા દઈ, બીજી વખત જરૂર બા જરૂર સકારેથી ચાલી આવી પોતાને ગળે લાગી જવાનાં સોગંદ પર સોગંદ દીધા!

હવે લવજીને સાકરનો શીરો એજગેબી મળી ગયેલો હોવાથી ઉકરની અને તેની બહેન બચાંની ઝાઝી દોસ્તીમાં તેને ઉબક આવતી હતી.

તે ઉકરને ઘરે જોકે અગાઉની માફક જતો હતો ખરો, પણ અનમન્યુ અને ફરજનો મારેલો જતો હોય તેમ થોડીક વાતચીત પછીજ પાછો ફરતો.

એ પ્રમાણે દીવસો વહેતા ગયા, જે દરમ્યાન સંખ્યાબંધ મુલાકાત સાકરની લેતાં લવજી લવમાં પડયો!

હવે આ તાલ ખરી બેઠી, જુઓ ખાના ખરાબીમાં;
સાકરચા જાલ, મછી પેઠી, આપો મુબારક બાદીમાં.
બચ્ચા લવજી લુચ્ચા લવજી અંતે તારી થશે હાર;
સુખમાં સબડી દુઃખમાં ગબડી સેવટે દોઝખમાં હાર!

ઉકર કરતાં લવજીને દરમાયો સારો મલતો હતો અને છડા જીવે તેને પગારમાંથી પુષ્કળ બચાવી એકઠું કરયું હતું. તેથી તે સાકરને રાજી કરવા ભેટ સોગાદ છુટે હાથે આપવા ચુકતો નહીં, સાકરને તો આ લવજીની દોસ્તીમાં જાણે ખોદાયજી પાયા!

એક તો લવજી ફાંચો, કુમારો, જવાન, દેખાવડો, ને મનગમતું અપાવે. એટલે દીવસ દીવસે તેણી વધુ ખુબસુરતીમાં ખીલતી ચાલી! અને પેલા શેહીરયાર, સલીમ ને વાઘરાના ઘડકધુજારા અને સીતમો ભૂલીબી ગઇ!

એક દીને સાકર અને લવજી હદબહાર પ્યારમાં ગુલતાન બની ગયાં હતાં, લવજીના હોઠ અને મોહડું ગોયા સાકરના મીઠાસથી ઉભરાઇ છલકાઈ

જતું હતું તેથી તે જરા બારીએ થુકવા ગયો. તેટલાં તેજ દીને દરરોજની રાબેતાથી કવખતે વાઘરો ઘરે આવતો હતો તેની નજર રસ્તેથી તે બારી પર ગઈ.

"ઓહો એ બારીએ કોણ જવાન છે ? વરી સાકરે મારી અલફરોજ કોઈ નવોજ બોલ્લું સોધી કહાડયોછ કે શું ?"

વાઘરો મન સાથ બબડયો અને હલવે કદમે જઈ તેઓ શું કરતાં હતાં તે ચીમાઇને જોવા ઉભો.

"લવ, તમારૂં નામ જેણે લવ પાડયું હોશે તે ખરેખર એક મહાતમાજ હોશે જો ?" તેણી લવજીના ગળા સથે વીટલાટી લાડે લાડે બોલી ?"

"તે જોવની બધી તમારી નેસે નેસમાં કેઠો લખલુટ 'લવ'જ ભરી દીધોચ, કલાકોના કલાક થયાં પણ જરાબી તમુને છોરવા ગમતું નથી. ઓ ખોદાય તમે તો મને છોડીને હમણાં ચાલી જશો ને હું જીવતી માછલી જમીન પર ફેંકી હોય તેમ તમારા વગર તરફરીને મરશ."

"ને સાકર તારૂં નામબી કોઇ અચુક જોશીએજ આપ્યું હશે હં, કારણ કે તારા મીઠા પ્યારના મીંઠાસથી મારૂં પેટ ભરાતુંજ નથી ? જાણે ખાતું ખાતું ને પેટ તો ખાલી ને ખાલીજ. સદાની મારી થઇ જઇને મારાં ઉકળતા આંતરડાને શાંતી આપની ?"

તેઓ વળી એકેકને ભેટી પડયાં. પ્રેમના નીશામાં તેઓને આસપાસનું કશુ ખબર હતું નહીં.

"ઓ મારા જાન આપુ તુંને મારો પ્રાણ હું હંમેશની તારી તારી ને–"

"ને તારીજ–તારા બાપનીબી કહેની કેમ ?" આ બોલતાં વાઘરો ડોળા કકડાવતો તે બંન્ને પ્યારાઓની વચ્ચે આવી ઉભો.



## પ્રકરણ ૪૮ મું.

**[ મીજાજ જાય તો સગા બાપનો નહીં, નવી ગીલ્લી જુની બીલ્લી ! " ધરી પરે રે, મારા નામ પરથી ઓવારું-ન-કરો જાણે ઘઉંની રોટલી પર લેવટો ! કાંહ ગોરો ગોલાબ ને કાંહ મુવો કાળો કાગરો ?" નવી પીછાણ-મોહરાં બેગમ સબ્જ-પરી કે બંગાળનું બુલબુલ ? ]**

એક દાબડા માંહેલા ભૂત મીસાલ નહીં ધારેલો અચાનક વાધરાને આવેલો જોઈ, લવજી અને સાકર ચકીત થઇ ગયાં. તેઓ બંન્ને પોતાના પાપી પ્યારના જુસ્સામાં આંધળાં બની ગયાં હતાં તેઓને આસપાસનું ભાણુજ ક્યાંથી હોય ?

વાધરાને જોતાંજ તેઓ ડાહે બાંહે બની ગયાં તો ખરાં, પણ તે માત્ર એકજ પળ ! સાકરે એક આંખનો ઇસારો વાધરાને કરી બીજા રૂમમાં જવા કહ્યું.

લવજી તો વાધરાના ડોળા અને લોનચેની જેવા તેના મોઢા પર થતા ફેરફારો જોઇ ગભરાઇજ ગયો.

" એ કોણ હોશે ?" તે મન સાથ પૂછતો.

પણ તેટલાં તો વાધરો ત્યાંથી સટ્કેલો હોવાથી કાંઇ વધતું ઓછું થવા પામે તે અગાઉ " હમણાં હું આવું છ ડ઼ં ડીયર " નો લવજીને સધ્યારો આપવા સાથ ત્યાંથી તેણી પણ સટ્કી ગઇ.

એટલે લવજીને તે રૂમમાં એક કેદી મીસાલ એકલો બેસી રહેવા સીવાય છુટકો રહ્યો નહીં.

" કેમ સાકર, મારા હોકમ વગર તું જરાબી ડગલું ભરે નહીં ને આજે આય શું જોઉંછ ?" બીજા રૂમમાં તેણી દાખલ થતાંજ વાધરાએ ગડગડાત કર્યો.

સાકરે પ્રથમ તો પોતાનો નાજુક નરમ હાથ તે વાધરાના મોંહ પર ઢાંકયો એટલે "મોટેથી ના બોલો !" અને હલવે સાહદે તેણીએ સમજાવ્યું " સીકાર ફાંકરો હાથ લાગોછ-તમે કંઇબી ગડબડ ગોટાળો ના કરતા."

"એટલે તે તું સા—એવી તેવી, મજાહ કરે ને હું કરકો દાન ચાંદ ધરણુની માફક અહીં તાંહ ભટકયા કરૂં કે ? આજે કેટલા કેટલા દહારા થયા ભોગજોગે પાસો ઉલતોજ પરેચ, ને મારી પાસે આજે રમ પીવા

સવા રૂપરડીબી નહીં મળે, જો હું તુંને સાફ કેહુંચ–મારો મીજાસ જશે તો તું જાણેચ કે હું સગાં બાપનોબી નહીં થયો તો તારો શું થવાનો ? મને હમણાજ તણુસો રૂપીયાની જરૂર છે. ગમે તેમ કરીનેબી કોઈ પાસેથીબી અપાવ."

જવાબમાં તેણીએ વાઘરાના મોંહ પર હાથ પસ્વારી ગળાં પર નરમ ગીલીઓ ગાળવા માંડી–"ડીયર, હજી તો પહેલ વહેલોજ આ નવા બીલ્લુ પર મારો પાસો ફેંકયોચ, તેટલાં આજને આજ તણુસોની માંગણી કરશ તો ભરકી જશે ને બધી મારી ગણુત્રી ઉંધી વળશે. એના પ્રતાપેજ હું તણુસોને બદલે ત્રણ હજાર તમુંને અપાવશ; પણ મારા કામમાં ધાંધલ કરીને ઉંધુ મારતા ના.–જોવ, હાલ તરત તો હું મારી પાસે થોડાક છે તેમાંથી બને તેટલા આપુંછ તે લઇને તમારૂં જે કામ હોય તે કરી લેવ, ને પછી એના પાસેથી કેમ કહરાવવા તે મારૂં કામ છે !"

"અં હં એમ છે ? ત્યારે એમ બોલની ? બસ–બસ બસ એટલા થોરા તો હું હાલ ચલાવી લેવશ. પણ જેમ બને તેમ જલદીથી ત્રણુસોની કંઇ ગોઠવણ કરજે હં, ચાલ હું હમણા તો જાઉંછ." અને તે ખુશી થતો ત્યાંથી વીદાય થયો.

સાકર તુરતજ લવજીને પટાવી લેવા દોડી. જેમ એક આંધળો માણસ કાંઈ સોધવાને વાસ્તે પોહળા ને લાંબા હાથ કરે, તેમ તેણી હાથ પસારી લવજી આગળ ગઇ અને તેને ગળે વલગી પડી.

"ઓ મારા લવ, મારા જાન ! હી હી હી, તમે એ માટીડાએ ડોરા ધુરકયા તે ગભરાઈ ગયા કે ? એ તો મારા કાકાનો છોકરો, જરા મગજે ખસેલો મુવેલો છે, ને કોઈ સાથ અમઠી વાતબી કરતી હોવું તો કુતરાંની માફક ડોળા ધુરકીને ભસેચ. પણ આજે તો તમે મારા જીવ સાથ લવ કરતી મને પહેલ વહેલી જોઇ તેથી એ ભેજાં ગેપનો પીત્તો ઉછરી આયો. તમે જોયું હોશે કે મેં એને અહીંથી ચાલી જવાજ કેહ્યું, અરે એ તો મુવો મારાં કાકીને મારી સાથ પરણાવા કહેતો તો. ધરી પરે રે ! મારા નામ પરથી ઓવારૂં, મુવો ઘઉની રોટલી પર લેવટો ! મેં ધસીને નાજ કહેલું તેથી એ મારી પર ખીટલો છે."

તાહરે એને બદલે હું તારી સાથ પરણું તો ચોખાની રોટલી પર "મરેઠા" ગણાઉં કે ?

"ઓ કાંહ તમે ગોરા ગોલાબ ને કાંહ એ મુવો કારો કાગરો ? તમો જેવા સાથે તો કાલે પણુતી હોવું તો આજે પરણું ?"

"એમ ? તાહરે તોલી દે વચન—આએ તાતે ધાહેજ !! તારા જેવી હસ્તી પુટલી કોણુના નશીબે હોય ?" લવજીએ સાકરનો હાથ ખેંચ્યો અને પોતાને હાથની એક હીરાની વીંટી કહાડીને તેના દુધ જેવા આંગળામાં ઠેરવી દીધી !"

"હી હી હી ! ઓ મરેરે તમે તો જાણે "ચટ મગની ને પટ બ્યાહ" તેમ હમણુા ને હમણુાંજ મારી સાથ પરણીજ જવા માંગોછ ? વારૂં ચાલો. હું વીટીને કબુલ કરૂંછ, પણ પહેલે મારે સારૂ એક રમકડાં જેવું એકું કંપાઉંડ સાથનું કોટેજ જોઇ કાહરો, તાંહ આવીને રેહવું ને સદાની તમારી થઈ જાઉં !"

"કબુલ—કબુલ છે. ચંદરોજમાં જોજે કે અલાઉદીને ફાનસ ફેરવ્યું હોય તેમ હું તારે વાસ્તે શું કરૂંછ ?"

---

## પ્રકરણ ૪૯ મું.

લવજી અને ઉકરની દોસ્તી હજારે એક ન હોય તેવી સાચી હતી. તેઓ નાનપણથી સાથી હતા એટલુંજ નહીં પણ હાલની ઉમરે વખત આવે તો એકેકને વાસ્તે પોતાનો જાન વટીક સદકે કરે એવા તેઓ હતા.

અગાઉં એક વખત તેઓ નાટાલની રજા પર મજાહ મારવા લોંગ જરનીએ ઉતરી પડયા હતા ત્યાં એક દેશાવરમાં મોજીલી જીંદગી ગુજારતાં તેઓ એક દીને એક "બાર"માં ગયા હતા.

ત્યાંની ચહેલ મહેલમાં લીન હતા, તેવામાં એક છેલ છબીલી પંજાબણ સાથ એક પાડા જેવો જાડો ને સ્રોંગ દેખાતો સખશ સામેની ટેબલ ઉપર છાંટો પાણી પી ચીકાર થતો હતો.

પેલી નાર તેના દેખાવ ઉપરથી કોઇ લુચ્ચી ને રખડતી જણાઈ આવતી હતી.

લવજીની નજર તેના તરફ અચાનક પડતાં તેણી હસી અને ખીલોરી આંખે જોવા લાગી.

તેટલાં એક તાલ લગાવી પેલા પહેલવાનને તેણીએ કહ્યું કે "બાહેર મને એકલી થોભવું પડશે તે કરતાં તમે પહેલથીજ જઇને ટેક્ષી બોલાવી લાવો, હું અહીં બેઠેલી છેઉં..." તે ગયો.

અને પેલીની નજીકમાં ઉકર લવજીને કહીને જઇ બેઠો.

ઉકર લવજી કરતાં બે વરસ નાનો પણ જરા ઉંચો ને વધું ઉઘડતો હતો. વળી લવજી કરતાં વીશેષ બોલકણો ને "જોલી"પણ હતો, તેથી લવજીએ ખાસ કરીને ઉકરને ગમ્મતને ખાતર મોકલ્યો કે આ અજબપરી કોણ છે તે જરા જણાઇ આવે.

ઉક્કરને જોઇને પેલી તો મોહી પડી અને પેલો પાડો બાહેરથી આવે તેટલાં તો જાણે તે બંનેને કેવીક ધાડી દોસ્તી હોય તેમ પેલાં ચેડાં કહાડવા લાગ્યાં.

પેલા પાડાએ આ મામલો જોયો અને તેના ભીંગ ફરી ગયાં.

ઉક્કરને એક મુક્કી ચહડાવી, ઉક્કરે વલતી લગાવી એમ કરતાં પળવારમાં તેઓ હાથો હાથ થઇ ગયા ને બીજાઓ વચમાં પડયા.

તરત એક જણ લીમજીની ટેબલ આગળ દોડી ગયો, તે તો કરારે દેશાવરની તીખી તમતમતી ચટણી ને ભજીયાં ઉછારતો હતો.

જેવું તેને સાંભળ્યું કે ઉકર મુશકેલીમાં હતો, તેવોજ તે વાઘની માફક ઉઠયો અને પેલા પહેલવાન સાથ બાઠ ભીડી.

એક સેકંડબી લવજીને આવતાં ઢીલ થઈ હતે તો ઉકરનો તે કચડ-ઘાણ કરી નાંખતે, પણ લવજીએ પોતાના રફીકને ખાતર એવી તો ટક્કર ઝીલી કે થોડીક મીનીટમાં પેલો પહેલવાન જેર થઈ ત્યાંથી ચાલી ગયો. અને પેલી મોગરાં બેગમ બંને દોસ્તો લવજી ને ઉકર સાથે ચાલવા લાગી.

"માર ખાધો, પણ તેના ઇનામમાં આ બંગાલનું બુલબુલ તો હાથ લાગુ હેં ?" ઉકર હસ્તાં હસ્તાં બોલ્યો.

"પણ ખરા સબર ! આપરો વત રાખી પેલાને તરછોડી એ આવી તેના બદલામાં એને કંઇ પ્રેઝંટ આપું ?"

"શું પ્રેઝંટ આપશે ?" લવજીએ પુછયું.

"લે વરી જાણુતો નહી કે, મેં ખાસ ઇમ્પોર્ટ કરેલાં પેલાં ગ્યાટર ! એ નવીજ ફેશનના ગ્યાટરનો સેંપલ લોટ કે જેની જોડી દુન્યામાં કંઠે નહીં મળે, તે ખાસ કોઈ મારી ફ્રેંડનેજ ભેટ આપવા મેં રીઝર્વ રાખ્યાં છે. તેમાંની એક જોડી આય પોટ્ટીને આપુંછ." ઉકરે હસતાં હસતાં ગજવામાંથી તે કહાડીને તેણીને આપતાં કહ્યું.

" પણ તું શું એ ગયાટરો ગજવામાં લઇનેજ ફરેચ કે ? કેવું કોમીક ?"

" વેલ–હું ગજવામાં એકેકી જોડી હમેશ રાખુંછ. કોઈ લેડી ફ્રેંડ

મારી પર ઘણુંજ વહાલ બતાવે તેને ચપ કરતી તે આપવા કામ લાગી જાય ને નવી દોસ્તી વધે, કેમ લીમ કેવી યુક્તી ?"

લીમજી તેની આ ગમતથી હસી પડયો.

"જ્યારેબી કોઇ બેરીનાં પગે આય ગ્યાટર જોય ત્યારે જાણવું કે તેણી સેવકની જીવ જાન ફ્રેંડ હોવી જોઇએ—હા હા હા હા !"

તેઓ બંને જણા તે છોકરી સાથ સીનેમા જોવા ગયા. અને મોડેથી તેણીને પોતાને ઘરે પુગાડી તેઓ પોતાને મથકે પુગા.

ઉપલા બનાવ જેવા ઘણાક દાખલામાં ચવીત્રા ઉકરને લીમજીએ અને લીમજીને ઉકરે પ્રસંગ વખતે બચાવી લીધા હતા.

તેઓ જે ઈંગ્રેજી પેઢી ઉપર નોકરી હતા તે નોકરી નહીં પણ બંને શેઠ જેવાજ હતા.

લવજી કંઇક રીતે હેડ જેવો હતો. કારણ તેને ૯૦૦ નો પગાર હતો જ્યારે ઉકરને ૧૦૦ ઓછો હતો.

પેઢીના લાખો રૂપીયાનો વહીવટ, રોકડ રકમ, કીંમતી દસ્તાવેજો અને ત્રીજોરીની ચાવી સઘળું બંનેના હાથમાંજ હતું અને તેનાં માલેકો આ બંને વફાદારો ઉપર વીસવાસથી વેલાતમાં બેઠાબેઠા સઘળો વહીવત્ત ચલાવતા હતા.

આ યુરોપીયન પેઢીની શાખાઓ મુંબઇ ઉપરાંત જુદાજુદા મોટાં શહેરોમાં હતી. અને તેથી અગત પડતાં કે ટેલીગ્રામ મળતાં તેઓ બેમાંથી એકને એકાએક વારંવાર જવું પડતું હતું.

લવજી અને ઉકર નાટાલ ખલાશ થવે મુંબઇ આવ્યા પછી ઉકરને બીજે શહેરની શાખામાં જવું પડયું હતું. અને ત્યાં તેને લાંબો વખત રહેવું પડે એવી લવજીને વકી હતી.

બંને દોસ્તો છુટા પડતી વખતે એક સગા ભાઇ કરતાં આલે વહાલથી ભેટયા. બગલગીરી કીધી. અને છુટા પડયા; કે જેવાં અથાગ હેતથી ઉકર પોતાની માતા તથા બહેન બચાંને પણ મળ્યો નહીં હોય !

ઉકરભાઇના સીધારવાથી બચાંને જરા જીવ આવ્યો કે હવે લવજી એકલો પડશે તો મારી સાથ વધું એખલાસથી વરતશે. પણ માણસ ઇચ્છે શું ને ખોદા કરે શું ? ઉકરનાં જવા પછી તેની ગેરહાજરીમાં નહીં ધારેલી રીતે લવજીને સાકર સાથે પીછાણ પડી, એટલે બચાંની લવજીને પોતાનો કરવાની ઉમેદ હાલ ને કાલ તો ઠપ પડી.

## પ્રકરણ ૫૦ મું.

**[ જોરૂનું સુખ તે જેહાંનનું સુખ ! નવીજ દુન્યા ! ઈમીટેશન મેરેજ, સુક્ષ્મદર્શક શીશે ! ચાર ચોખા કે બાર ચોખા ! એક જમીનનો માટી–બીજી ઍયરની એયર ! લાંબે ટપે જવા વગરનું હનીમુન ! કાઢીને ઘેરનો કુક–"લવલી બોય !" પરણેલાંની પીડા ! કીધાં આખી દાળનાં ઈંડાં ! "ઓ તમારા વગર મારાથી કેમ જીવાશે ?" ]**

વિનાશ કાળે વિપરીત બુદ્ધી !

લવજી બત્રીસ વરસનો થયો ત્યાં સુધી એક સુખ્યો જવાન રહયો તેનું બધું ધક ધ્યાન તેની પહેડીમાં, યાતો બૈરી, બચ્ચાં, મા બાપ સઘળાને બદલે વહાલામાં વહાલું તે તેનો દોસ્ત ઉકરજ !

અત્યાર સુધી સ્ત્રી જાતી તરફ તેનું દીલ દોડતુંજ નહીં હતું, કારણ તેનું લક્ષ ઉપર મુજબ વહેંચાઇ ગયું હતું. તેથીજ તે યુરોપયન પેઢીમાં એટલો લાગવગ ધરાવતો થઇ ગયો હતો કે જે વખત જાય તેમાં તે વેલાતની પેઢીવાળાઓ તેને ઇન્ડીયા ખાતેનો એક ચીફ પાર્ટનરબી નેમે તો નવાઇ જેવું હતું નહીં.

પણ સાકરનો મીઠાસ લવજીના શરીરે પસરયો, તેનો મોહ તે વીસરયો નહીં. તે એવાજ ખ્યાલમાં હતો કે આજ સુધી કોઇએ તેને ચાહયો નહી ને ચાહયો બસ પહેલ વહેલી સાકરેજ; તે સાકર વડેજ તે પરણી પરવારી સંસાર દુન્યાનું સુખ મેળવી શકશે એમ માનતો હતો.

રાત્રે તેને સ્વપનાબી સાકરનાજ આવતા હતા. તેનાં મરોડદાર નાઝ નખરાં, તેણી દુધ જેવા મખમલી હાથે પસવારતી અને લાડ કરતી તે સઘળું યાદ આવ્યું.

વળી તેણીને પરણવાનું વચન આપ્યું હતું અને તેથી જલદીથી લગન કરી નાંખવા માટે તેણીને એક નાનો જેવો બાગ–બગીચા સાથનો એઠો કોટેજ તેણીને રહેવા માટે શોધી કહાડવા જણાવ્યું હતું તે વાત તે ભૂલ્યો નહીં હતો.

* * * * *

પરીણામમાં લવજીએ સાકરને આબાદ ઇચ્છેલા પલાન જેવોજ આગળ પાછળ બબે રૂમ ધરાવતો અને બે ચાર એન્ત્રેન્સ ધરાવતો ફ્લેટ

ક્લાસ કોટેજ નજદીકનાં પરાંમાં હોંશ ઉમંગથી સોધી કહાડયો, એવી ધારણાથી કે પરણ્યા પછી હનીમુન ગુજારવા લાંબે ટપે જવુંજ નહીં પડે !

આ પછી તે એક દીને પાછો સાકરને મળવા ગયો અને કોટેજ સોધી કહાડવાની ખુશ ખબર કીધી.

સાકરની ખુશાલી ને ખુશામતનું તો પુછવુંજ શું ?

એક ચુટકીમાં તેણીએ લવજીને લવમાં લીન કરી નાંખયો અને ટુંક મુદતમાં અપટુડેટ કોરૂં કકરતું ફરનીચર લવજીએ વસાવીયું. ને પછી સાકર લવજી સાથે ત્યાં આવીને વસી !

લવજી મન સાથ સમજતો, કે હાલની ફેશન પ્રમાણે પરણ્યા આગળ 'લવ' કરવાનું સાધારણ છે, તેમ સાકરબી લવ કરતી હશે અને તેથી આવી રીતે જુદુંજ કોટેજ લઇ પરણ્યા આગળ પરણ્યા પછીનો સઘળો સરંજામ આગમચથી તૈયાર કરવા માટે તે કંઇ ખોટું કરતો નથી; એજ માન્યતાના પ્રતાપે તે સાકરના શીશાંમાં ખાસ્સે મજેહથી ઉતરતો ગયો !

થોડાક દીવસમાં લવજીની ગોયા નવીજ દુન્યા બની ગઈ. તે પોતાને પોતાના જેવો સુખી જગતમાં કોઇજ નહીં હશે એવું સમજવા લાગો, અલબત "જોરનું સુખ તે જેહાંનનું સુખ !" પણ તેને કયાં ખબર હતી કે આ તો ઇમીટેશન મેરેજ—નકલી લગન—સાકરીઆ શેહાદીનો સઘળો મામલો હતો !

સાકર તેને તેની કોટેજ મધેની હાજરીનાં દરમીયાનમાં એવી તો સુક્ષમદર્શક શીરો પાતી કે તેની કેફમાં તે લગન જેવી બાબદ માટે ઉતાવળ કરવા કહેવાનું લવજીને ભાણુજ નહીં થતું.

જો કે હસ્તાં હસ્તાં એક દીવસ લવજીએ પુછયું કે આપણે ચાર ચોખા નાંખી લઇએ તો કેમ ?

"એ! તે હમણાંબી તે કહાં હું તમારી નથી ? કે વરી ચાર ને છ ચોખા નાખ્યાની દોરાદોર કરોછ ? થઇ રહેશે. તમે જે દહારે કહેશો તે દહાડે હાથમા નારીયેર પકરી, ખુરશીપર હપ દેતી બેસી જઇને ચારના બાર ચોખા નખાવી દેવસ ! હી હી હી ! હાલને કાલબી તો કોણ એમ માનેછ કે આપરે માટી બૈયર નથી ? ને પરણેલાં નથી ? સૌ જાણેછ કે તમે જમીનની "માટી" અને હું સઇયરની "બઇયર" છેઉં. અને અત્રે તેઓ બંને ખુશ મીઝાજથી ખડખડ હસી પડયાં.

લવજી દીવસે ઓફીસે સીધારે અને તેની ગેરહાજરીમાં સલીમ અને વાધરાની તે લવજી કોટેજમાં ટંકશાળ ઓફીસ ખુલે !

તેઓ વારાફરતી બબે ચચાર કલાક ખાઇ પી પૈસો ટકો લઇને છુ થાય કે સાંજે મોડેથી બીચારો લવજી ઠાકેલો કોટેજમાં આવે અને સાકર તેને રાજીરાજી કરી તેની થાક એક પલકારામાં ઉતારી કહાડે !

આમ અકાદ માસ વહી ગયો કે સાકરે પટામણેપણે કારસાજી શરૂ કરી...ને રૂસાઇને ઉંચું મોંહ કરી લવજી આવ્યો ત્યારે બેઠેલી જણાઇ.

તેને કારણ પુછ્યું.

"બરચું હોટલનું તો તદન છગદા જેવું આવેછ ને મારી તબીયત બગરી જાયછ, તેથી કાલનું મેં ભોણું મોકલવા ના લખ્યું તું, તેથી તમે આજે ગમે તે હોટલમાં ખાઈ લેવો ને હું ભુખી રહેવશ."

"એ તે કેમ બને, હું ખાંઉ ને તું ભુખી રહે? ત્યારે તારે ઘેર તું કેમ ખાતી તી?"

"એ તે તો મારાં કાકીને ઘેરનો કુક રાંધતો તો ! શું તેના હાથનું રાધેલું; અહા એકસેલંટ ટેસ્ટ ! એ રાંધનારો લવલી બોય મારા કાકીને તાંહ બાર વરસથી છે, ને નાલ્લો ઉતો તેહારનો પોતાનાં બચ્ચાની માફક અમારે તાંહ પરોટાયલો ! જો લવ, તે બોયને અહીં બોલાવું ? એક રૂપીયો પગાર વધારે આપવા કહીશું તો તેની લાલચે દોરી આવશે ને એવું તો મજાનું જાત જાતનું રાંધી ખવારશે કે જાણે જીવજ ખુશ થઇ જાય !"

પણ આજની વાત પહેલાં કરની, મનેબી રાંધતાં મજેનું આવરેચ, તું જીગરને વાસ્તે કંઈ કરી લઇ આઉં ? "

અને જવાબની રાહ જોવા વગરૂ કપડાં ફડાફડ કહાડીને રાંધણીમાં દોરચો અને ચમચો ભરીને ઘી તાવી જરા મીઠું નાંખી ફટાફટ થોડાંક ઇંડા ભાંગીને તે ચમચી હાથમાં પકડીને કમરે હાથ દઈ ઉભો.

એટલામાં સાકર મચકાતી મચકાતી આવી "કેમજી તમુંને રાંધતા આવરેચ કેહોય તે આયચ કે, ઉંહ શોભતાં આખી દારના ઈંડાજ કે?"

"નહીં-તું કહે તો બીજી વાણી કરી નાંખું"-એમ કહી લવજીએ ચમચી વડે તે ઇંડા કાળવી નાખી તેનાં ચારવેલાં બનાવી કહાડયાં !

"સાકર મટકો કરીને આગલા રૂમમાં ચાલી ગઇ, લવજી તેણીને સમજાવા આવ્યો "જાની ડીયર આજે તો એજ ખાઇને આપરે ચલાવાએ, પછી વરી કાલથી કંઇ ગોઠવણ કરી લઇશું."

"નહી આ હું તો કંઇ એ ઇંડાં ફીંડાં નહીં ખાઉં–તમે તમારે ખાઇ લેવો હું કાકીને તહાં જઇ મજેહનુ રાંધેલું હોશે તે ખાઈ આવશ. સોજું સોજું ખાધેલું તે હવે તો એવું ખાતાં ફીક ચહરી આવેછ."

આ વાત ચાલતી હતી તેટલાંમાં લવજીની ઓફીસથી ટેલીફોન આવ્યો... કાંઈ અગત્યનાં કામ વખતે ટેલીફોન કરવાનો તેના એસીસટંટોને લવજીએ હંમેશનો હુકમ આપી રાખ્યો હતો, તે પ્રમાણે તે બે બુક એકલોજ ખાઈ લઈ તરત તૈયાર થઈ જવા નીકળ્યો.

એક વાર ફરીથી સાકરને મળ્યો.

સાકરે ઠંડા મીઠા હાવભાવથી તેને રવાના કર્યો, અને ગયા પછી જામ બીસકીટ ફરૂટ બટરનાં ટીનો ધડાધડ ખોલી બીજા ઇંડા બનાવી કરીને સાકર કરારે ખાવા બેઠી!

## પ્રકરણ ૫૧ મું.

કેટલોક વખત પસાર થવા પછી લવજી પાછો ફરયો અને નવી ખબર લેતો આવ્યો.

"વહાલી, મને ઘણાંજ અગતના કામસર મારી બહારગામની પહેરી-પર થોરા દહારા જવું પરેછ, હું તેજ વાતનો બંદોબસ્ત કરીને હમણા ચાલ્યો આઉં છ, તુંને એકલું પરવું પડશે તેથી હું દલગીર છેઉં. પણ ડીયર જેવું મારૂં કામ થશે કે વીજળીની ઝડપે પાછો આવશ."

"હેં, એ શુ એકાએક ટાહુકો લાયા? ઉં ઉં ઉં ઉં! હું તમુને છોરવાની નથી, કભીભી જવા દેવાની નથી. તમારા વગર હું મેઠ થઈ જવશ; ઓ, મારાથી કેમ રહેવાશે? કેમ જીવાશે?"

ટુંકમાં જેટલું બની શક્યું તેટલું ત્રાજીક પાત્ર સાકરે ભજવ્યું. જાણે રોમ્યો જુલ્યતનો ડેનજર સીન! નકરી 'પરીવર્તન' ની ફીલમજ સમજી લો!

જે દીને પાછો આવે તેની એક દીન અગાઉથી ખબર આપવા, ખાસ સમ સોગન ખાઇને સાકર લવજીને કહેવાને ભૂલી હતી નહીં.

લવજી બહારગામ જવા ઉપડી ગયો અને સાકરની તો ગોયા દીવાળીજ થઈ ગઈ! તેણી તે કોટેજની રાણી બની અમન ચમન કરવા

લાગી. પાર્ટીમાં, લગનમાં. નાટકમાં, પોતાને ઘેરે, આમ તે મનભાવે ત્યાં ફરતી મજાહ કરવા લાગી.

*　　*　　*　　*

હવે લવજીનો જાની દોસ્ત ઉકર પેલી તરફ બહારગામની પેઢી પર જઇ સઘળી દેખરેખ વગેરે કરવા પછી, ઝેરી તાવથી માંદો પડી ગયો, થોડા દીવસ ત્યાંની હોસ્પીટલમાં રહયો, જો કે ઉકરે પોતાની માતા તથા બહેન બચાંને કાગળ લખી તેની માંદગી વીષે લવજીને ખબર કરવા લખ્યું હતું પણ લીમજીનું સર્વ ચીત હાલને કાલ સાકરમાં પેઠેલું તે ઉકરનું ફેમીલી કે બચાં તેને શાની યાદ આવે?

તે જ્યારથી કોટેજમાં સાકર સાથે રહેવા ગયો ત્યારથી તેને ઉકરના કુટુંબને મલવાની રોજીંદી હાજરી પડતીજ મુકી, અને તેથી તે અત્યાર સુધી જાણી શકયો નહીં, પણ જ્યારે ઉકરના આસ્પીટલમાં જવાને કેટલાક દહાડા વહી ગયા ને ઉકર વગર ચોકસ કામો માટે તે બાહેરગામની પેઢી-વાલાઓને જરૂર પડી ત્યારે તેઓએ મુંબઇની ઓફીસમાં તાર કરીને લવ-જીને મોકલવા કહ્યું. અને છેક ત્યારેજ લવજીએ જાણ્યું કે ઉકર સીક પડી ત્યાંની આસ્પીટલમાં પડયો હતો.

પણ આની તરફ લવજીનું ઉપડવું થયું કે પેલી તરફથી સાજો તાજો થઇને ઉકરનું મુંબઇ આવવું થયું, એટલે બન્ને દોસ્તો એક બીજાની હીલચાલથી અંજાણુજ રહ્યા.

ઉકર મુંબઇમાં ઉતરીયો તેજ દીને તેને પોતાની માતા અને એન બચાંને મોંહથી સાંભળ્યું કે આજે તેને, ફ્રેંડને ત્યાં લગનમાં જવાનું તેને તેડું હતું.

તે જવાન લવજી કરતાં ઉંમરે ત્રણ વરસ નાનો હતો. કદે મધ્યમ, મોંહડાનો શેપ સારો અને 'ફેર સ્કીન' હતો. ને તેથી તે જ્યાંબી જાય ત્યાં જલદી આવકાર પામતો મોજીલો અને ઠાલ્યા સ્વભાવનો હતો. તેથી તેને ગમ્યું અને તે ગયો.

હવે એજ લગનની મેજબાનીમાં ભોગ જોગે સાકરને પણ તેડું હતું અને તેણી પણ જરા શેમ્પીનથી ગરમ થઇ કોઇ વાતચીત કરનારૂં શોધતી ફરતી હતી.

એતેફાક લાંબે છેતેથી તેની નજર ઉકર ઉપર પડી, તે સોહામણો જવાન કોણ છે તે જોવાની જીજ્ઞાસાથી હોલમાં તેણીએ હાલચાલ કરવા માંડી.

સઘળા મેજબાનો જમવા ગયા હતા. અને હોલમાં એકાંત હતું.

અત્રે ઉકરની પણ તેના પર નજર ગઈ. એટલે તે ઠાવકા જવાને તેણીને દુરથી આવતી જોતાં છટકું માંડયું.

તે એક વચમાં પડેલા સોફાની પાછલી બાજુ જાણે જાણતો ન હોય તેમ ઉભો રહયો.

જેવી સાકર તે સોફા પર બેસવા જતી હતી એવું તેને જાણ્યું તેવીજ પોતાની હેટ તે બેઠક ઉપર અલકસે મુકી દીધી. અને સાકર આબાદ તે ટોપી ઉપરજ બેસી ગઇ.

ઉકરની મતલબ આ ત્રીક કરીને તેણીની સાથે વાતમાં ઉતારવાની હતી–અને તે આબાદ ફળી !

"ઓ આઇ એમ વેરી સોરી"–સાકર તે ટોપી પર બેસી જવા પછી તરત ઉઠીને ટોપી ઉકરને ઉંચકી પાછી આપતા બોલી.

"ઓ ધીસ ઓલ રાઇટ ! એમાં કાંઇ નહી, હું તો મારી ટોપીને એટલી ભાગ્યશાળી સમજુછ કે—"

"ઓહો ! તમે કાંઇ ઘણા જોલી લાગોછ ? કોઈ જેવાની એમ ટોપી દબાઇ જાય તો નાંખના ભીંગરા ફેરવી નાંખે !"

"જી–પણ હું ભીંગરાની મચ્છી ખાતો નથી એટલે મારા નાખને ભીંગરાંજ નથી—હીહીહી !"

"હીહીહી" સોફાની એક બાજુ ખસી જગા કરી આપતાં સાકર વળતું હસી. અને ઉકર તેની બાજુમાં વાંકો ટીકો થઇને બેસી ગયો.

"જી, આય લગનવાળાં તમારાં કોઇ સગાં થાય કે ?"

"નહીંજી– ફ્રેંડ !"

"અંહ તેમાંજ તમે ઝાઝા ભેરાયા વગર અહીં એકલા અટુલાં ફરયા કરોછ !"

"ને–તેમાંજ તો એક મીઠી દોસ્તી વધી !"

"તે વરી કોણુ ?"

"મારી બાજુમાં બેઠેલી ગોલાબી ગર્લની. વરી કોણ ?"

"હીહીહી તમે જબરા રમુજી ને હાજરજવાબી લાગોછ. વેલ તમારૂં નામ જાણવાની મને રજા છે ?"

"વેલ ત્યારે મને પૂછવાની રજા છે કે મારી સાથે વાત કરનારાં "સ્વીટ ફેસ" વાલાં લેડી મીસ છે કે મીસીસ ?"

અત્રે સાકરે પોતાના હાથમાં પકડેલાં મોધરાના ફુલનું બટન સુંઘવાને મીશે પોતાનો હાથ નાક આગળ ધરયો. એવી ધારણાથી કે તેનો વીંટી વગરનો હાથ જોઇ પેલો ગૃહસ્થ સમજી શકે કે તે કુંવારી છે.

અને ઉકરે તરત તેજ ફુલવાળો તેણીનો હાથ પકડી પોતાના નાક આગળ ધરતાં બોલ્યો. અહા શું ખુશબોદાર મોધરૂં, શું નરમાસદાર આંગળાં, બંનેની સાથે મળીને એક તાજગી ભરેલી ખુશબો આવેછ !"

અને તે ફુલવાળો હાથ આમ બોલતાં બોલતાંજ સુંઘી આંખે દાબીને પોતાને હોઠે લગાડયો.

સાકરની હીંમત વધી.

હોલમાં અવારનવાર કોઇ કોઇ આવતાં જતાં જોઇ તે બોલી.

"એ બાગમાં જગે જગ ટેબલ ખુરશી સાથે જીણી જીણી ડીકાન્ટરોમાં છાંટા શીપ કરવાનું મુકયુંછ તે જોયું કે ? એ વરી આય લોકે નવીજ પહેલ કહારીછ હં, કેવું મજેહનું, ચાલો—આપરે બાગમાં જઇ એકાદ ટેબલ પર ગોઠવઇ જઇયે" સાકરે પોતાનો હાથ ઉકરના હાથ પર મુકતાં કહ્યું.

અને તેઓ બંને જાણે કેટલાંક વરસની ઓળખ હોય તેમ પાંખડા વળગીને તે ટેબલપર ગોઠવાયાં, અને ધીમે ધીમે શીપ કરી એકેકનાં મોહમાંની ચીઝ બીસકીટ કરડતાં જઇ મોડે સુધી મોહબતી ગુફતેગુ ચલાવી.

---

## પ્રકરણ ૫૨ મું.

**[ જેહરી નાગણનો નવો ઝટાકો ! શીરાજી સીફત, લવકારનાં પેડાં જોરમાં ! જીતેલું બુલબુલ-જાણે ગોલાબી પીચ ! "જા-બા, પારકા માટીડા આગળ વાત કરતાં અને તો શરમ લાગે !" ઓ ભોળા ભરથારો આ ભમરરાનું ચક્કર ભાનથી વાંચો. એ શું કહેવાય, ધર્તીકંપ કે સતી કંપ ?—"ઓ તમારા પરથી બધી ઓવરઇ જાઉં રે, એવો સમજદાર વર તો લાખમાંથી એકબી નહીં મલે જો !"]**

ઉકર, લવજી કરતાં સેજ ઉંચો પણ ઉંમરે નાનો ને દેખાવલો હોવાથી સાકરનું મન તેના તરફ વીશેષ ખેંચાયું. તેથી તે લગનનાં હોલમાંથી તેણી ઉકરને બાગમાં ગોઠવેલી એકાંત ટેબલ ઉપર તેડી ગઇ.

ઉકર, સાકરને મીસ સમજતો હતો તેથી ખંકે કરવા તેણીને પુછ્યું કે "તું પરણેલી છે કે ?" તેણીએ જવાબ આપવાને બદલે મીસ હોવાની સાબેતીમાં ફુલ સુંગતા વીંટી વગરના પોતાનાં આંગલાં બતાવી કેવી સીફત કીધી હતી તે આપણે વાંચી આવ્યાં.

આટલી ટુંક મુદતના અરસામાં જવલેજ કોઇ આવાં ધરાંપરાં પર આવી જતાં હશે. પણ સાકરની શીરાજી સીફત ઑરજ હતી, તેણી પોતાનો સીપ કીધેલો ચેમપીન તેનાં મોંહ આગળ ધરી સીપ કરાવતી, મોંહ સમારવાનાં વેફર વગેરે તેનાં મોંહમાં બોંહસા બોંહસીથી દાબતી અને એવી એવી યુક્તિઓથી તેણી ગમે એવા "સોબરમેન" ને વટસાવતી. તેજ પ્રમાણે ઉકર જેવા રંગીલા જવાનને પોતાનો બનાવતા તેણીને શી વાર ?

વાત આગળ વધી.

અને ઉકર ને સાકરનાં લવ–કારનાં પૈડાં જોરમાં ફરવા માંડયાં, તેઓ સીનેમા નાટક, ડેન્સ, પાર્ટી વગેરેમાં સાથે હાજરી આપવા મંડયાં.

વળી ઉકરે ઘણીક ભેટ સોગાદો તેણીને આપી, જેમાં પેલાં પેટંટ ગ્યાટરબી હતાં !!

એક દીને જુહના દીલખુશ દરીયાને કીનારે તેઓ નાહવા ઉતરયાં, અને તેમની દોસ્તીમાં કાંઇ બાકી કચાશ રહી હોય તો તે સંપુર્ણ કરી. અજબ જેવું કે આવાં પાપીઓનો જુહના દરીયામાં ભોગ ન લેવાયો અને સહીમલામત કીનારે પાછાં ફરયાં, જ્યારે ઘણીવાર નીર્દોષ બેગુનાહો ત્યાં મોતનાં મોજાંઓમાં સપડાઈ મારયાં ગયાં હતાં.

કીનારે પાછાં ફરયા પછીબી તેઓ કલાકો સુધી રેતીમાં નાસોગોસો રમયા કીધાં.

ઉકરે રેતી ઉપર તરેહવાર લવ લબઝો લખ્યા અને સાકરે તેનાં મનગમતાં જવાબો આપ્યા.

તે પછી એક ઝાડને છાંયડે છત્રી આડી બોઠવી તેઓ કલાકો સુધી ખુશ ગોફતેગોમાં બેઠાં અને એકકને જીંદગી સુધી કોલોકરાર અપાઇ ગયા !

ટુંકમાં, આજકાલ સાકરના હૈયામાંથી–લવજી અને બીજાઓ પેનસીલે લખેલું એકાદ કાગળ સફાચત રબરે ભુસરાઇ જાય તેમ–ભુસરાઈ ગયા !! અને તેણીના આંખમાં બસ મનોહર મુખડાનો ઉકરજ તરી રહ્યો !

*       *       *       *       *

એક દીને ઉકરને ઘરે લવજીનું કાગળ આવ્યું કે લવજી જે દેશાવરની પહેડીએ ગયેલો હતો ત્યાંથી પાછો ફરે છે માટે ઉકરે સ્ટીમર પર લેવા આવવું. આ ખબર જાણી ઉકર તો હરખાઈ ગયો કે તેનો વહાલો રફીક આવી પુગતો હતો, તેથી તે તેને સ્ટીમર પર લેવા ગયો.

દુરથી લવજીને આવતો જોઇ ઉકરે રમુજને ખાતર તેના તરફ પીઠ કીધી, જેઓ તે તેની નજીકથી ચાલી જતો હતો તેવી, એવી તો પગની આંટી મારી કે લવજી ઉંધે મસ્તક પડયો.

"અરરરરર કોણુ ?—એકસક્યુઝ મી !"

"કોણુ ઉકર ?" કેમ બચ્ચા, મને આવતાંની સાથેજ તારી રમુજને ખાતર જમીન મપાવી મને વધાવી લીધો કે ?"

"ઓહોહો, કોણુ લવજી કે ? અરરર, મને નહીં ખબર, ચાલ વારૂં તુંને સગનમાંજ રૂપ્યો પાયો હોશે !"

લવજી અને ઉકર બંને મીત્રો એકેક પર જીવ આપતા હતા. ને તેથી મોજીલો ઉકર અવારનાર મશકરી ઠઠાનો ઉપ્યોગ કરી ગમત કરતો. તેઓ એકેક ઉપર કેવા અચુક ફીદાગીરી ધરાવતા હતા અને એકેકની મુશકેલી વેળા કેવા એકમેકના મદદગાર થતા તે આપણે આગળ વાંચી આવ્યાં છીએ.

ઉકરે અત્રે તે દેશાવરની પેઢીપરથી મુંબઇમાં પાછો નહી ધારેલો કેમ જલદી આવવા પામ્યો તે વીશે લવજી આગળ ખુલાશો કર્યો.

"વારૂં તે તો ઠીક; પણુ કેમ બચ્ચા, વરી કોઇને તારાં પેટંટ ગ્યાટર બ્યાટર પહેરાવ્યાં કે ?" લવજીએ તેવાજ મજાકના "તોન"માં પૂછયું.

"ઓહ યસ, તેમાં વરી શું પુછવું પરે ? મારાં એ સ્પેસ્યલ મંગાવેલાં પેટંટ ગ્યાટર, જે બી લેડીના પગનાં નાજુક ટેટાં પર શોભેલાં જોય એટલે તું જાણી લેજે કે સેવકનીજ તે મનમોહક માહબુબ !"

"આહાહાહાહા !" અને તે બંને જણુ સાથેજ ખડખડ હસી પડયા.

"પણુ હા. ખરા ઉકર તું જાણે છ કે હું તો પરણીને સીંગલ હતો તેનો ડબલ થયો !

"હેં એ શું બકેછ ?—કયારે ને કાંહ ? હમણા બહારગામથી કોઇને સાથેજ લેતો આયોચ કે શું ?"

"અરે નહીં રે, તું અહીંથી આપરી બહારગામની પહેરીએ ઉપરી ગયો. તે પછી એક પોટીએ મારી પર ઠીલ લગાવી દીધું !"

"છટ, હું માનુંજ નહી. તારા જેવો એક મારગી માણસ, એમ થોડા દહાડામાં ચટ ને પટ અલકસે પરણી જાય ને કોઇને સગાં વહાલાનેબી ખબર નહીં પરવા દે એ મારા મગજમાં ઉતરતું નથી.

"ત્યારે શું હું મશ્કરી કરૂંછ? ડીયર હમણાજ મારી સાથે ચાલ હું તારી ખાતરી કરી આપું કે કેવું બુલબુલ હું જીતી આયોછ "!

ઉકર જરા ગંભીર બન્યો. તે મનમાં વીચારવા લગ્યો કે લવજીએ એ શું એકાએક કરી નાખ્યું! તેની બ્હેન બચાની ઉમેદ તો મનમાંજ રહી જવાની.

"તું શું વીચાર કરેછ. મેં એક જુદો કોટેજ લીધોછ અને ગેરબાર માંડીને પરવારીબી ગયોછ, ચાલ આવ મારી સાથે, મારૂં ઘર તો જો. તેનો ભપકો ને મારી વાઇફનો મુખડો જોઇને તું અજબ થઇ જશે! તું એમજ કહેશે કે તેના ગાળ તો જાણે ગુલાબી પીચ?"

"એક દહાડો તેણી સાથે મારો મેળાપ થયો તે તેને હુંબી ગમી ગયો ને અમે એક થયાં. તે એવી મને ચાહેછ કે દુન્યામાં કોઇએ એવો મને ચાહયો નથી; ચાલ આવ મેં નાનું રમકડાં જેવું કોટેજ લીધુછ તાંહ જઇએ. એ બૈરી એવી તો હસમુખી છે કે તેની મજાહમાં તારો આખો દહાડો કહાં પસાર થઈ ગયો તે માલમબી નહી પરશે."

"તે સારૂ દીલ ભોળા દોસ્તે ઉકરને બહોસ કરતાં કહ્યું. અને જાણે ઉકર લવજી સાથ ઘસડાતો હોય તેમ, ક મને લવજીને ઘેરે જવા કબુલ થયો.

ક મન એટલાં માટે કે તેની બેહન બચાં લગનની વાત સાંભળી ઘણી દુ:ખી થશે એવું તે નકી ધારતો હતો, વળી બીજું કારણ એ કે તેની નાનપણની અથાગ દોસ્તીમાં લગનથી ખલલ થશે.

અત્રે લવજીએ પણ પોતાના દોસ્તને ઠાપ આપી હોય તો જનમમાં આ પેહેલીજ વાર હતી. તે નકીજ માનતો હતો કે સાકર સાથ હવે પરણ્યા બરોબરજ હતું અને તે ચોકશ પરણવાનોજ એટલે "લગન થયાં" એવું ઉકરને સમજવા દેવામાં કાંઇ ખોટું હતું નહી અને તેથી એ લગન પાછળથી થવાનાં છે એવું ખુલ્લું કહેવાની તેને કશી અગત વીચારી નહીં.

## પ્રકરણ ૫૩ મું.

"જો આય મારૂં હોમ, કેમ મજેહતું છે કેની ?" તે એક નાના બગીચા સાથનું નાનું કોટેજ ઉકરને દેખાડતાં લવજી બોલ્યો. "ચાલ હવે અંદર, ઓસકાયા શાનો કરેછ ?"

ઉકર વરન્ડાપર ઉભો રહી અંદરનું રાચરચીલું જોવા લાગ્યો અને લવજી સાકરના રૂમમાં હરખભેર ગયો.

"ઓ મારા જાંન ! આપું તુંને મારા બધા પ્રાન" સાકરે લવજીને જોતાં સમેત લાંબા પોહલા હાથ કરયા અને જ્યાં તેણી સોફા ઉપર બેઠી હતી ત્યાં લવજી દોડી જઈ તેણીને મલ્યો.

થોડીક શરૂઆતની ઘટતી વાતચીત પછી લવજી બોલ્યો—"જેની ડીયર, તુંને એક ખુશ ખબર આપવાની છે. મારો એક જીવ જાન દોસ્ત. કે જે મારે મનથી એક ભાઇથી બી વધારે છે, તે મારી સાથે લાયોચ—મેં તેને કહ્યુંચ કે અમે પરણી ચુંકાછ, આપરે પણ્યે તેટલા વરીંતું ભાંગરો વાટતી ના—તે ડીયર જરા હું તુંને ઈન્ટ્રોડયુસ કરાઉં, જોજેની એવો હસ-મુખો છે કે બોલ્યે વાત નહીં."

"ના—બા આવા મેલા ઘેલા અવતારમાં કોઈ માટીડા આગલ દોરી જવા મને તો બા નહીં ગમે; વરી તમે કેટલે વખતે આયા ને તમારી સાથ વાત કરવાની છોરીને બીજાને કાંહ મળવા આઉં ?"

"અરે ઘેલી છે—ક્યાં લાંબે જવાનું છે—જે પાસેના ઓરડામાં તે ઉભેલોછ." તેણીને સોફા પરથી ઉઠાડી ઉપાડી ઉભી કરતાં લવજીએ કહ્યું.

"શું જો તમેબી ! બીજી વખત તેને મલશું. હાલ તો આપરે એકલાંજ અહીં વાત કરીયે. મને તો આવવા શરમ શરમ લાગેછ—"

"ચાલ શરમ લાગેછ તો જોઉં તારી શરમ ઓય ભાંગી જશે."

અને લવજીએ તેણીને કમર અને પગમાંથી એક પલકારામાં બે હાથોએ ઉચકી, ઉકર ઉભો હતો ત્યાં નજીક લઇ જઇ તેણીને ઉતારી.

પહેલી નજર તેણીના ઉપર ઉકરની પડી.

અને "ઓ ખુદા !" જાણે ધરતી ફાટી હોય એવું તેને જણાયું.

"ઓ એ તો મેં જેણી સાથે દીવસો સુધી પ્યાર ને મોજમજાહ કીધી, જનમ સુધી મારીજ થઇ રહેવાના કસમ પર કસમ લીધેલા, તેજ આએ ઓરત કે જેણીએ પોતે કેવલ કુંવારીજ કન્યા હોવાનું કહેલું !"

એટલું મન સાથ પટપટી ઉકર તેણીને ડોળા ફાડી ને એકી તસે જોઇ રહ્યો.

માત્ર એકજ પળ !

અને સાકરની નજર પણ ઉકર પર પડી. "ઓ એ તો મારો નવો પ્યાર !" તેની પણ મન સાથ બબડી, તેની સાંમું જોઈ ફીકી પડી ગઇ.

ગરીબ બીચારો લવજી !

આ એક સેકંડના સીતમાં તે બંનેની છાતીમાં શું ઉથલપાથલ થતી હતી તેનું તેને રજભારથી ભાન નહીં હતું.

બંને જણ અરધી મીનીટમાં અરસપરસ સામલો પામી ગયાં. જે ઉપર લવજીનું ધ્યાન હજી ખેંચાયું નહીં.

"કેમ ડારલીંગ, તું ફાશનેબલ સુધરેલી હોઇને કેમ ઠસ થઇને ઉભીછ. મારા જીવજાન શરીકને સેકહેંડ તો કર, એમ એકદમ દગઇ શાની ગેઇ, એ કંઇ ભુત બુત છે કે ?"

"ઉકર ડીયર, આએ મારી વાઇફ !"

"સાકરજાન, આય મારો જીગરજાન દોસ્ત !"

"અને મુસકેલીએ ઉપર દમ ખેંચી તે બંને જણુને અલગ આંગલે સેકહેંડ કરવી પડી.

તેણીને સ્વપ્ને પણ નહીં કે લવજીનો દોસ્ત તે ઉકરજ હતો અને ઉકરને ખબર નહીં કે તે લવજીની પરણેતર તેજ તેની પ્રીયા હતી.

એમ સાકર ગુંગસ જેવી ઠંડી કેમ પડી ગઇ તે વીશેના ગુમવાડાનો સવાલ કંઈ હજુ તો લવજી પુછે તેટલામાં લવજીને ઓફીસમાંથી ટેલીફોન આવ્યો કે—

"તરત આવી જાવ, અગતનું કામ છે."

જે પછી તેના મનમાંથી એ વીશેનો વીચારજ ભુલાઈ ગયો.

તેનું મન હવે સીધું ઓફીસ તરફ દોરવાયું.

તે તરત ડ્રેસ કરી તૈયાર થયો. ઉકર પણ તેની સાથે આવવા લાગ્યો જેણે અટકાવી લવજી બોલ્યો—

"એ તું શાનો સાથે આવેચ, કોઈ અગતજોગું કામ હોશે તે કરી લઇ હું પાછો ફરશ, તેટલાં બેટર કે મારી વાઇફ સાથ વાતચીત કરતો તું બેસ."

ઉકર તેમ ના કહેવા સાથે આવવા હજી કાંઇ બોલે તેટલાં તો આફરો ફાફરો લવજી તે કોટેજ છોડી ગયો.

હવે ઉકર અને સાકરનો શીન એક જોવા જોગ બની ગયો.

ઉકર મીનીટો સુધી ગુસ્સાથી ડોળા કકરાવતો સાકરના મોંહ સામુ ટીકી રહ્યો.

અને સાકર કાંઇ જાણે જાણુતીજ ન હોય તેમ ગુંથવાનો સુઇયો હાંતમાં કરડીને મજાકની નજરે ઉકરના મોંહ તરફ જોઈ હસ્યા કરતી હતી.

"હવે મારા દોસ્તને હું શું મોહણું બતાવશ ?" દાંત કચકચાવી મુક્કી ઝુમાવતાં ઉકરે ઉશ્કેરાઈ બોલવા માંડયું.

"તું તો કહેતીતીની, કે હું નરી નરી કાચી કુમારીજ છેઉં અને કોઈને વરી નથી ! કેવો દગો ? મને કેવી ઠાપ ?"

સાકરે આનો કશો જવાબ દીધો નહીં.

તેણી ગુંઠેલી એક દોરી દતિ કરડતાં વધુ નાજે નખરાં અને પ્યારથી ઉકર તરફ બાડો ડોરો કરી જોવા લાગી.

વધુ ખેંચાણુ કરવા તેણીએ હસતો ચહેરો રાખી મોહબતનો ઇશારો કીધો.

પણ તેથી ઉકરને કશી અસર થઇ નહીં, તે મક્કમ રહયો, બલકે વધુ ગુસ્સે થયો.

હવે સાકર વધુ થોભી નહીં.

તેણીએ તરત ઉઠીને ઉકરના ગળા આસપાસ હાથ વીંટાળી દીધા અને પોતાનું માથું ઉકરની છાતીપર નાખી દીધું.

"બસ હું તુંનેજ ચાહુંચ, ગમે તો મને મારી નાંખ, પણ તારા શીવાય મારૂં કોઈ નથી."

"તું ધુતારી છે—ઠગારી છે, હું મારા દોસ્તને કદી નીમકહરામ થાઉં નહીં."

"ઉકરે તેણીને પોતાના પાસામાંથી ખસાડી એક તમાચો લગાવ્યો અને ગુસ્સાના આવેશમાં એક હડસેલો મારયો.

એટલે સાકર નીચે પડી ગઈ.



અને દોસ્તીમાં કાંઇ કચાશ રહી હોય તો તે
સંપુર્ણ કરી !

(પાનું ૨૧૯-લાઈન ૧૭ મી.)


Ramon Novarro    Norma Shearer

ઉકરનો ગુસ્સો હવામાં ઉડી ગયો, અને અંતે.....

(પાનું ૨૨૫-લાઈન ૧૨મી)

નીચે પડતાંજ સાકરને જાણે કેવુંક વાગું હોય તેમ થંભ થઇને પડી રહી અને ધસાધસ રડવા મંડી.

ઉકર ગભરાયો.

તે ગુંચવાઈ ગયો કે હવે શું કરવું ? રખે વાત વધી પડે એમ ધારી અને તે દીલ આકર્ષક ચહેરા તરફ વાંકો વળ્યો.

જરા વધું વાંકો વળી તેણીનુ માંથુ ઉંચકી જેવી ઉઠાડવાની તેને કોશેષ કીધી કે એક ત્રાપ મારી સાકરે તેની ઓચીપર હાથ ચીટકાવી મુકયા; જે એવી રીતે કે કાંતો તે નીચે પડે અથવા તો જોર વાપડી ઉંચકી લેવાનીજ તેને ફરજ પડે !

અને તેવીજ હાલતમાં તેણીને ઉંચકીને સોફાપર તેને મુકવી પડી.

પણ અહીં સાકર તેને છોડે શાની ?

ઉકરનો ગુસ્સો શાંત કરવા તેણીએ વધુ જોરથી તેનાં ગળામાં હાથના આંતા મારયા અને તેણીએ તેને ખુશ કરવાની યુક્તીઓ લગાવી.

ઉકરનો ગુસ્સો હવામાં ઉડી ગયો અને અંતે અકાળ હેતથી ઉકરને વલગી પડવું પડયું.

પાંચ–દસ મીનીટ સુધી આ નાટક ચાલ્યો.

જેમાં દર મીનીટે તેમની જુની પ્રીતીનું જોશ ઉછલતુંજ ચાલ્યું.

તેઓને લવજી કે દુન્યાદારીનું કશું ભાણજ રહ્યું નહીં.

પણ તેટલાં તો નહીં ધારેલો જલદીથીજ લવજી અલગું બારણું ઉધાડી પાછો આવીને ઉભો !

એકાદ મીનીટ સુધી તો બંનેની નજર લવજી પર પડીજ નહીં.

પણ જ્યારે નજર પડી ત્યારે પહેલી સાકરનીજ પડી, જેથી તેણીએ રડી પડી જાણે ઉકરને પોતાં આગળથી ખીસાડતી હોય તેવા મક્કર કરવા માંડયા.

જે પછી ઉકરની નજર લવજી પર ગઇ, તેવો તે તરતજ અતિ શરમીંદો બની ખડો થઇ ગયો.

અને સાકર ઉંધે મસ્તક પડી ફેકેફેક રડવા મંડી ગઇ !

લવજી કમરે હાથ દઇ ઉશ્કેરાયા વગર શાંત ઉભો હતો.

જો કે આ જોઈ તેનું જીગર વીંધાઇ ગયું હતું. અને મોંહ ફીકુ ફચ મારી ગયું હતું.

ઉકરે લવજી આગળ જઇ ગલગલતે સાહદે કહ્યું—"હું ઘણોજ શરમીંદો છેઉં ને માફી માગુછ."

લવજીએ ગુસ્સાથી તેને એક લપડાક લગાવી અને ઉકરે જમીન માંપી !

હા ! આખા જનમમાં લવજી પોતાનાં દોસ્ત ઉપર ખરો ગુસ્સો થયો હોય તો તે આજે હતો.

ઉકર, કપડાં સરખા કરતાં ઉઠયો અને ફરી લવજીની નજીક કગરવા લાગ્યો.

"હું ફરીથી માફી માગુછ. આય બનાવથી હું બેહદ દલગીર છેઉં"

હવે લવજીએ કાંઇબી મોંહમાંથી કડવાં વેણ ઉચારવા વગર એક આંગળી પોતાનાં હોઠ પર મુકી બીજે હાથ તેને દરવાજા ભણી બતાવ્યો એટલે તેને એકદમ ત્યાંથી ચાલી જવા કહ્યું.

ઉકર ગયો તે છતાં હજી લવજી વીચારવંત ત્યાંજ ઉભો હતો; તે તકનો લાભ લઇ સાકર તરત રડતાં આંસુઓ સાથ ઉઠી.—

ઓ મારાં "જીઇઇઇઇઇવ" તેણી લવજીને વળગી પડી.

"ઉં ઉં ઉં ઉં જા—બા ! ફરીથી મને એમ એકલી મુકીને કહે જતા ના."

"એટલે તું એમ કહેચ કે એમાં તારો કંઇ વાંક નથી?" લવજીએ પુછ્યું.

"હું કોઈ દહારો તમારી આગળ ખોટું બોલીછ" સાકરે સવાલનો જવાબને બદલે પાછો સવાલ કર્યો.

"હા હું જાણુંચ કે ઉકર બૈરાઓની બાબતમાં જરા ચવીત્રો તો છે ને એને જેની તેની સાથે આસનાઈ કરવાની ટેવબી છે."

"ઓ તમારી પરથી બધી ઓવરાંઇ જાવુરે, તમારા જેવા સમજદાર વર તો લાખમાંથી એકબી નહીં મલે જો !

અને સાકરે દસે દસ આંગળાંના કડાકા ફોડેલો અવાજ આવે તેમ ઓવારણા લીધા.



## પ્રકરણ ૫૪ મું.

**["અત્યારે તમારાં ભેજાના ઠંગધરા!" મન મોહક માહ-બુબ! "ડીઅર! તેં તેને કંઇ ઉતેજન તો નથી આપ્યું?" એક સંકેત-વીનાશ કાલે વિપ્રીત બુદ્ધી! જનમનો નેહાલ થવા માટે હલ્લા પર ત્રાપ! જુગાર અને દારૂડયાનો રાજા! લેને ગઈ પુત-ખોહ આઈ ખસમ! ફાંસીને લાકડે બે ગુનાહ! નાગ અને નાગણનો સેવટનો ડંખ!]**

નખરાંબાજ સાકરના ચરિત્રથી ભોલો લવજી પુરોજ ભોળવાયો; અને લે સાકર ઉપરનો ઘડીભરનો ગુસ્સો ભૂલી ગયો.

તેને તો ફક્ત પોતાના જીવજાંન મીત્ર ઉકર ઉપરજ ક્રોધ વસ્યો. તેને ઉકરની આગલી વર્તણુંક યાદ કીધી, એક ઠેકાણે ઉકરે એક સ્ત્રીની બાબદમાં કેવી રીતભાત વાપરી હતી તે વાત પોતાના હૈયામાં તાજી કીધી અને તેને ચોકશ માન્યું કે તેની ગેરહાજરીમાં ઉકરે પોતાની પતીવ્રત (!) સાકર ઉપર બળજબરીથી હુમલો કર્યો હતો!

જ્યારે ખરૂં સાકરનું પ્રાક્રમ-શું હતું તે આપણે ગયા પ્રકરણમાં વાંચી આવ્યાં છીયે.

એક સાંજે લવજી પોતાના કોટેજની બાહેર ખુશ હવા ચોરતો ઈઝીચેર પર બેઠો હતો તેટલા ઈવનીંગ ન્યુસ વેચતો છોકરો પેપર આપી ગયો. જે માંહેલાં એક હેડીંગથી તે ચોંકયો—

**યુરોપની પ્રખ્યાત જોનસન રોબર્ટની પેઢીમાં થયલી મોટી ચોરી...ગુમ થયલા કહેવાતા બે ચોરોમાંથી એકનો મળેલો પત્તો...હેડ એકાઉંટન્ટનું થયલું ખુન...ઉકર નામના પારસી જવાનનું ખુનના આરોપ માટે પકડાણું.**

"યુરોપની પ્રખ્યાત જોનશન રોબર્ટની કુંપની જેની કલકત્તા ખાતેની પેઢીનું કામકાજ મેશર્સ લવજી અને ઉકરની કું. વાળા બે પારસી જવાનો હસ્તક ચાલતું આવ્યું છે, તે મોટી પેઢીમાં ગયાં બુધવારે એક મોટી ત્રીજોરીમાંથી ત્રીજોરી ફાડયા વગર, ડુપલીકેટ ચાવી લગાડી કીંમતી દસ્તાવેજો અને રોકડ નાણાંની ચોરી થઈ હતી. મજકુર ચોરી જે રાત્રે થઈ હતી,

તેને બીજેજ દીને એ પેઢીમાંથી ચીફ એકાઉટંટ અને રામોશી બંન્ને ગુમ થયાં હતાં; તેથી તેઓની ધરપકડ કરવાની શોધ ચાલી હતી, પણ આજે તાર મારફતે એક ઘણીજ ચોંકાવનારી ખબર મલી છે; કહે છે કે જે રામોશી ચોરી કરી ગુમ થયલો ધારવામાં આવતો હતો તે રામોશી પોતેજ તે પેઢી પર ગઈ કાલે પાછો ફર્યો છે. અને તે કહે છે કે ચીફ એકાઉટંટનું ખુન કરતાં પેઢીના ચીફ મી૦ ઉકરને તેને નજરો નજર જોયો હતો. અને મરણ પામેલા એકાઉંટટનું સબ કેહે દરયામાં નાંખેલું નહીં તો જમીનમાં દાટેલું હોવું જોઇયે; આ બનાવથી ગભરાઈને મુર્ખાઇથી રામોશી નાહસી ગયો હતો પણ પાછળથી બીજાઓની સલાહથી તે પેઢી પર પાછો ફરયો હતો. પોલીસ તરફથી તપાસ ચલાવતા પ્રથમદર્શક ખુનનો આરોપ પુરવાર થયલો ધારી પેઢીના એક ભાગ્યા મી૦ ઉકરને વારંતથી પકડવામાં આવ્યો છે."

તે પેપર માંહેલી મજકુર ખબર મોટી ઉશ્કેરાયલી લાગણી સાથ લવજી વાંચતો હતો તે વેળાએ તેની સાકર ઇઝીચેરનાં હાથા પર આવી બેસી જઇ તેણી પણ વાંચવા લાગી.

"અરેરે બીચારા પર એ શું આફત! ઓ ખોદાય રખે ફાંસીની સજા બજા થાય!"

સાકરના આ વેણ સાંભળી લવજીએ તેણીના મોંહ તરફ ટીકી ટીકીને જોયું, તેને શક ગયો કે સાકર ઉકરને ચાહતી હતી કે શું? કારણ કે સાકરે અતી ઘણું દયામણું મોંહ કરી રડવા જેવી બનીને ઉપલું કહ્યું હતું.

"ડીયરી, તું ખરેખરૂં કહેછ કે એ ઉકરને તેં કંઇબી ઊત્તેજન નથી આપયું?"

"શું—જો, વહાલા તમે મારી ચલણમાં અત્યાર સુધી કંઇબી ખોટું જોયુંછ?"

"બસ ત્યારે એ મરે તો મરવા દેઉં, ભલે પછી એ ગુનાહબી હોય ને ફાંસીને લાકડે ચહરે!" લવજી અરધું મનસે અરધું મોટે બડબડયો.

લવજી જે વેળાએ છેલ્લો બહારગામની—કલકત્તાની પેઢીએથી પાછો ફરયો ત્યારે પેઢીના સઘળા કીંમતી દસ્તાવેજ અને મોટી રકમના અવેજો, મોટી ત્રીજોરીમાંથી કહાડીને એક નાની ખાનગી ત્રીજોરીમાં મુકી આવ્યો હતો.

વાત એમ હતી, કે મોટી ત્રીજોરીની ચાવી ત્રણ હતી, જેમાંની એકેકી ચાવી લવજી, ઉકર અને મરનાર એકાઉંટટ પાસે રહેતી હતી. એ સીવાય

બીજી વધુ મજબુત પણ નાની એક જુદી ત્રીજોરી હતી કે જેની ચાવી ફક્ત લવજી એકલા પાસેજ હતી.

લવજીએ ધારયું કે તે પોતે અને ઉકર કોઇ કોઈવાર કલકત્તાની પેઢીથી ગેરહાજર રહેતા હતા. દાખલા તરીકે છેલ્લીજ વાર ઉકર માંદો પડી હોસ્પીટાલમાં ગયો હતો. તેવે પ્રસંગે પેઢીનો સઘળો જીવનગારો બીજાં માણસને ભરૂસે હતો. આ કારણને લીધેજ લવજી એ સઘળું નગદ નાણું નાની ત્રીજોરીમાં મુકી આવ્યો હતો.

હવે આ ચોરીની જે ખબર મલી તે તો મોટી ત્રીજોરીને લગતી હતી અને તેનીજ ચાવી ત્રણ ત્રણ જણા પાસે હતી, કે જે મોટી ત્રીજોરીમાં માત્ર ઉપલગ કામ જોગુંજ થોડુંક નાણું તે રાખી આવ્યો હતો, કે જે વાત તે એકલોજ જાણતો હતો, અને તેથીજ તે પોતાના મન સાથે ખાત્રીબેર નક્કી સમજ્યો કે ખુની ઉકર સીવાય કોઇ બીજોજ હોવો જોઇએ.

પણ અત્રે સંસારી કુસંપને લીધે ઉકરનો બચાવ કરવાનું તેને મોકુફજ રાખ્યું, તેથી તે હાલ તરત કલકત્તાની પેઢીએ ઉપડી ગયો નહીં અને શું બને છે તે ત્યાંથી મલતા સમાચાર વાંચી હાલ તરત તો અહીંજ થોભવાનું તેને દરૂસ્ત વીચારયું.

કલકત્તાથી રોજીંદા સમાચાર મલતા ગયા.

ખુનનો ભોગ થયલા એકાઉટંટની લાસ ત્યાંથીજ એક ભોંયરામાંથી મલી આવી. ઉકરની સાથે રામોશીને પણ પકડવામાં આવ્યો હતો.

રામોશીએ ઉકરની વીરૂદ્ધમાં અજાયબ જેવી હુશીયારીથી એવી તો સીલસીલાબંધ જુબાની આપી કે જે ઉપરથી જુરીએ બહુ મતે ઉકરનેજ તકસીરવાર ઠેરાવ્યો.

અને ઉકરને ખુન કરવા માટે ફાંસીની સજા થઇ હતી.

આ ખબર જાણી લવજીનું દીલ અતી ઉસકેરાઇ ગયું. કારણ કે તે ખુનનો દીવસ તેજ હતો કે જે દીને ઉકર લવજીને સ્ટીમર પર લેવા આવ્યો હતો.

લવજી કલકત્તેથી બીજે ઠેકાણે ફરી સ્ટીમર મારફતે અત્રે આવ્યો હતો. અને કોર્ટમાં પડેલી જુબાની પ્રમાણેના ખુનના દીવસે તો ઉકર લવજીની સાથે હતો, ત્યારે ખુન ઉકરને હાથે કેવી રીતે થઈ શકે અને તેબી આવું ઘાટકી કામ તે એકલે હાથે કેમ કરી શકે?

લવજીનો અવતાર સુડી વચ્ચે સુપારી થઇ ગયો હતો. તેને રાતે ઉંઘ કે દીવસે ભુખ લાગતી હતી નહીં; તે ચાહે તો હજીબી પોતાનાં જીગરજાન દોસ્તને જાનથી બચાવી શકે તેમ હતું.

પણ અહીં સાકરપર કરેલાં હુમલાનું વેર તેને ડામાડોળ બનાવતું હતું.

ઉકરને ફાંસી દેવાનો દીવસ નજીક આવતો હતો તેમ તેમ લવજીને અકડ વકડ થતી હતી. તે આખી રાત વીચાર વીચારે પોતાના ઓરડામાં ચાલ્યા કરતો હતો.

એક દીને રાત્રે સાકર સીનેમામાં એકલી જવા માટે તૈયાર થવા લાગી અને બબડતી બબડતી કપડા પહેરવા લાગી.

"તે એકલી નહીં જાય તો શું કરે ? બરચા તમારા ભેજાના કંઇ ઢંગ ધરા છે ? કેટલી કેટલી રાત થઈ જરા શાંત થઇને સુતા નથી. આખી રાત ધપક ધપક ચાલયા કરોછ તે મને જરાબી ઉંઘ આવતી નથી—"

"આજે તો બલા રહેતી જરા સીનેમામાં જઇ તે પછી મારી કાકીને તાંહે જવશ ને તાંહ નચીંતે ઉંઘાવશ ને કાલે આવશ."

આટલું બોલી તેણી ફકડી ચટકી જરા ઉતાવળે તૈયાર થવા, બુટ પોતાની નજીક લીધાં અને વહેલી મોજાં પહેરવા મંડી ગઇ કે જે વખતે સાકરનો ઠણકો જોઇને અરધો રમુજમાં અરધો ગુસ્સામાં લવજી તેણીને એકીટસે જોતો કમરે હાથ દઈ સામોજ ઉભો હતો.

તેણીએ ચામડી કલરનાં મોજાં સફાઇદાર રીતે પેહરી તેના ઉપર ચહરાવવાં એક ગ્યાટરની જોડી કહાડી અને તે પણ એક પછી એક ચહરાવી દીધાં !

પણ ઓહ ! એ શું ?

તે ગ્યાટર જોતાંની સાથે લવજીને ગોયા એક વીજળીનો આંચકો લાગ્યો !

તે ગ્યાટરમાં એવું તે શું હતું, કે લવજી તેના તરફ ડોળા ફાડી ફાડીને જોઇ રહ્યો અને એક ચોકસ સીન તેના ખ્યાલમાં રમી રહ્યો.

હા—તે તેજ ! તે કમબખ્ત ગ્યાટર પેલાં—પેલાંજ હતાં કે જે ઉકરે ખાસ મંગાવી તેની અકેકી જોડી પોતાનાં ખીસામાં રાખતો હતો અને લવજીને કહ્યું હતું કે—

**"જે સ્ત્રીનાં પગના નાજુક ટેટાંપર એ શોભતાં જોય, એટલે તું જાણી લેજે કે સેવકનીજ તે મનમોહક માહબુબ !**

એકજ પળ !

અને લવજીની છાતીમાં ગુસ્સાના અંગારથી આગનો એક મોટો ભભુકો ઉભરી નીકળ્યો.

"બોલ નાપાક ચંડાળ, કે આય આટર તુંને કોણે ભેટ આપ્યાં ? મારા દોસ્ત ઉફરે આપ્યાં કે નહીં ?"

"ઓહ ! તે તમારા દોસ્તે ભેટ આપીયાં તેમાં શું મોટું થઇ ગયું ?"

"શું મોટું થઇ ગયું કહેચ ? ત્યારે તો દેખીતું છે કે તે ક્યારે આટપટ થઇ તે અગાઉની તું તેને મલેલી, ને તુંએ તેને ચાહીને દીલ આપેલું."

"બસ કોઇની ભેટ કબુલી એટલે તેને ચાહેલું કહેવાય કે ?" મને મારી બ્યુટીને લીધે એવી તો ઘણીખી ભેટ મળે, તેથી શું થઇ ગીયું ?

"અરે મને નહીં ખબર કે તું આવી નફ્ફ્ત ને બેશરમ ઓરત છે. નામે સાકર પણ કામે શેહતાન—

આટલું બોલી લવજીએ બેચાર થડ થડ થપડાક લગાવી.

તે નજીક આવી તો તેણીને એક લાત લગાવી જમીન પર ફેંકી દીધી.

તે બેહદ ગુસ્સાભેર ત્યાંથી ચાલી ગયો.

લવજીની આંખે ફરી વળેલો પાપી પરદો તદ્દન ખુલી ગયો.

હવે તે એક કમાનમાંથી છુટેલા તીર માફક સ્ટેશન પર ધસ્યો ગયો.

"કલકત્તા મેલ" ઉપડવાને ફક્ત :થોડીજ મીનીટ બાકી હતી. તેને એક ટેક્ષીની મદદ લીધી અને બનતી ઝડપે સ્ટેશન પર પુગાડે તો ટેક્ષીવાળાને ઈનામ આપવા કહ્યું.

તે પોતાના માથામાં પોતાને હાથેજ એક મુક્કી ગુમાવી મન સાથ પટપટયો "ખરેજ એક નાચીજ ઓરતને ખાતર મારા ખરેખરા સાચા દોસ્તને મેં બદલામ કીધો, ને આયંદેહ તે ફાંસીએ લટકી કદાચ જીવથીબી જશે."

* * * *

પેલી તરફ આપણે આગલાં પ્રકરણે વાંચી આવ્યાં તેમ, સાકરને લવજી જેવો મોટી પેઢીનો શીકાર મલેલો હોવાથી વાધરો અને સલીમ કોઇ મોટો દલ્લો મેળવવાની તજવીજમાંજ હતા.

તેથી જેવો લવજી કલકતેથી મુંબઇ આવ્યો હતો ત્યારે સલીમ અને વાધરો લવજીની પેઢીની "ખબર લેવા" ઉપડી ગયા હતા.

ત્યાં જઇ તે પેઢીનાં રામોસી મારફતે તેઓએ જાણ્યું કે ત્રીજોરીની ચાવી એકાઉંટંટ પાસે હતી ને તે ટેબલના ખેંચવાના ડ્રોમાંજ કોઈ કોઇવાર ખુલ્લી પડી રહેતી હતી.

આ ખબર મલી કે વાઘરાને કલકતે રહેવા દઇ સલીમ મુંબઇ લવજીની હીલચાલ ઉપર દેખરેખ રાખવા પાછો ફર્યો, એવી ગણત્રીથી કે જો તે નહીં ધારેલો કલકતે ઉપડી આવે તો વાઘરાને ચેતેલો રહેવાને અગાઉથી તાર મારફતે જણાવી શકે.

તે પછી રામોશીને હથીયાર બનાવી પોતે કાયદાથી બચી શકે તેવી રીતે વાઘરાએ પોતાનું કામ કાઢી લેવા પારકે હાથે મરઘી કપાવી !

પણ બધા દરમાંથી કાંઇ લેવટા નીકળતા નથી, કોઇ દરમાંથી સાંપ પણ નીકળે છે તે કહેતીને અનુસરીને વાઘરાની હાલત બકરૂ કાહડતા ઉંટ પેસી જવા જેવી થઇ તે કેવી રીતે, તે આપણે આગળ જોઇયે.

---

## પ્રકરણ ૫૫ મું.

આજે ઉકરને ફાંસીને લાકડે ચહડાવવાનો દીવસ હતો. અને ઉકર કે જે વગર લેવે દેવે સજા પામી ચુકેલો તે મોહતની નજીક આવતી પળોથી હેબતાઇને લગભગ અરધો અધમુવો બની ગયો હતો.

ફાંસીના માચડા આગળ લોકોનાં ટોળે ટોળા જમા થયાં હતાં. અને નેમેલે વખતે ઉકરને પોહરેગીરો લાવીને ફાંસીનું દોરડું ખેંચવાની અણી ઉપર હતા.

તેજ કટોકટ વખતે મેજીસ્ટ્રેટના હુકમ સાથે લવજી એક દાબડામાંનાં ભૂત મીસાલ ત્યાં ફુટી નીકળ્યો.

અને ઉકર નામોશીથી કુત્રાને મોહતે મરતો તરત વેળા અટકયો.

તુરત ફરીથી તે ખુનની તપાસ ડીટેકટીવોની ચાંપતી જુસ્તેજુ સાથે ચાલી રહી. અને લવજીએ સાક્ષી પુરાવાથી પુરવાર કરી આપ્યું કે જે વખતે એકાઉંટંટનું ખુન થયું હતું તેજ કટોકટ વખતે ઉકર કલકત્તામાં નહીં પણ મુંબઇમાં હતો.

વળી જે નાની ખાનગી ત્રીજોરીમાં જે કીંમતી અવેજો મુકી ગયો હતો તે સઘલા અનામત મળી આવેલા કોર્ટ સમક્ષ રજુ કીધા.

અને કાંઇપણ ડાઘ વગર માનસહીત ઉકર છુટી ગયો.

પણ ત્યારે પેલું ખુન ઉકરે નહીં તો બીજા કોણે કર્યું હતું ?

શું તે એક કરતાં વધુ માણુસનું કામ હતું ?

હા, હતું તો તેમજ.

વાઘરાએ આ સ્કીમમાં જાનમનો નીહાલ થઇ જવાની વકી રાખી હતી. તે લોકો આગળ વારંવાર બડાઇથી બોલતો કે "સઘલી કોર્ટના કાયદા મારા ગજવામાં રાખીને ફરૂંછ" તે મુજબ તેને આ કામ અતિ સફાઇથી કર્યું હતું.

પણ કમબખ્ત નસીબ ચાર આંગલ દુરનું દુરજ ! તેથી તેને આ નાંખેલા પાસાં કાંઈ પોબાર થયા નહી !

એક તો ત્રીજોરી માંહેલો દલ્લો લવજીએ કંઇક ખુદરતી ખટકાથી અગાઉથીજ ખીસાડી લીધેલો.

બીજું તો સલીમ મુંબઇ જઇ, સાકરની શીખવણીથી ગણત્રીમાંજ હતો કે દલ્લો હાથ નહીં લાગે તો વાઘરાને આ વખતે લટકાવી દેવો.

એટલે વાઘરાને સપડાવવાની બાતમી આપવામાં સાકર ને સલીમનો મુખ્ય હાથ હતો.

અને ત્રીજું ડીટેકટીવોની ચોંપવંત તપાસમાં તેનું ભોપાળું ફુટી ગયું; કારણ કે રામોશીએ જ્યારે જોયું કે ઉકર તો ખુશાલ છુટી ગયો ને સઘળું વાદળ તેના પર આવવાનું તેથી તેને વાઘરાનું નામ પોતાને મદદ કરતા તરીકે ખુલ્લું પાડી દીધું

પણ વાઘરાએ એવું તો હીકમતથી કામ લીધું કે તેને ખુન કરવામાં મદદ કીધી હતી એમ પુરવાર થયું નહીં.

પોલીસની ચાલાકીથી તે બીના વધુવાર અંધકારમાં રહી નહીં. એ સઘલાં કારસ્તાનનો ગુનેહગાર રામોશી હતો અને રામોશીને ઉભો કરનારો અને ઉકરના નામ પર ઢોલવવાનો સઘળો પલાન બનાવનાર સાકરનો ધણી વાઘરો પોતે હતો એમ ખાત્રી થઇ.

તેને એકાઉંટંટ પાસેની મોટી ત્રીજોરીની ચાવી કોઇ સંજોગ વચ્ચે તફડાવી અને પાછળથી ત્રીજોરીનો માલ બરોબર હજમ થઇ શકે એવી ગણત્રીથી પહેલે એકાઉંટંટનું ખુન કરી તેને ત્રીજોરી ઉઘાડી હતી.

જે વખતે લવજી મુંબઈ આવ્યો, તે વખતે સલીમ અને વાઘરો બંને જણા આ લુટ ચલાવવા કલકતે ઉપડી ગયા હતા અને તે પછી કેવી રીતે પલાન રચાયો હતો તે આપણે વાંચી આવ્યાં છીએ.

પણ ચાલાક પોલીસના ડરથી અને ઉકર ઉપર રામોશીને આગલી તકરારનું વેર હોવાથી અને ઉકરની બહેન બચા સાથે લવજી પરણતો અટકે

તેથી ઉકરનું કાટલું કહાડવા માટે ઉકર ઉપર ખુનના આરોપ ઢોલાવવાને પેઢીપર રામોશીને પાછો જવાની વાઘરાએજ તેને સલાહ આપી હતી.

પણ કોર્ટથી તે સઘળુ આયંદેહ ખુલ્લું પડયું.

રામોશીને ફાંસીની સજા અને વાઘરાને બે વરસની સખત કેદખાનાની સજા થઈ.

આ બનાવને થોડાક માસ વીટા પછી ઉકરની બહેન બચાં સાથે લવજીનું ગોઠવઇ ગયું ને સાથેસાથે ઉકરે પણ એક સારે ઠેકાણેનું કારજ ગોઠવી દીધું.

બંને દોસ્તોની એકજ દહાડે આલબલેશ બાગમાં સાજવારી થઈ.

જેવા તેઓ પહેલે દોસ્ત હતા તેથી આલા મીત્રાચારીએ તેઓ જીંદગી ગુજારવા લાગ્યા.

* * * *

લવજી સાકરને, છોડી ગયા પછી તેણીનો અવતાર "મેલ કરવત મોચીનો મોચી" જેવો થયો,

એક તો પૈસા નીચવવા લવજી જેવો સધ્ધર શીકાર છટકી ગયો, બીજું તો ઉકર જેવો રફીક ખોહયો અને ત્રીજું તો ગમે એટલી બાહોશી અને બારીકીથી ચાલવા છતાં વાઘરો બે વરસની જેલ જાત્રાએ સધાવ્યો.

વાઘરાને જ્યાં છે ત્યાં ખા૦ બા૦ જહાંગીરશાહની હાય લાગી.

તે મરનારને માટે મહોતનું છટકું ગોઠવવા છતાં ખુદરતી કરામતે જહાંગીરશાહ બચી ગયા હતા, પણ તે વખતની કરણીનો બદલો કલકતાના આ બનાવે વાઘરાને આપ્યો.

એ બે વરસના દરમ્યાનમાં સલીમ ઉપરથી વાઘરાનો આંકોશ દુર થવાથી સલીમ ચાર માથાંનો માનવી બની ગયો.

તેને હવે સાકર ઉપર સખત જાપતો રાખવા માંડયો.

સાકરને મારફાડ કરવા લાગ્યો. કહેવા લાગ્યો કે "હવે જરાબી આડી તેડી ચાલી તો છરીથી ચીરીને કટકા કરી નાંખશ. હવે આગલાં મક્કર ભુલી જજે."

હવે જેબી કાંઇ છટકાં માડી સાકર દલ્લો મેળવતી તેની પાઇએ પાઈ તેના પાસથી ખુંચવી લઇ તે હજમ કરતો.

હવે તો સલીમ જુગાર અને દારૂડીયાનો ગોયા રાજોજ બની ગયો.

સલીમ સાથની પાપી દોસ્તીનું ફળ સાકરને હવેજ મળવા લાગ્યું.

સલીમ હવે સાફ સાફ તેણીને કહેતો હતો કે કોઇ સધ્ધર ને બુઢો

ખોખો મોટી ઉંમરનો બીલ્લુ મલે તોજ મારી રજાથી તેની સાથે રહેજે, પણ ખબરદાર હવેથી કોઈ જવાન માણુસને દીલ આપ્યું છ તો !

આ પ્રમાણે તેણીના છુટાપણાં પર ત્રાપ પડવાથી અને આવા આવા રોજના ધડક ધુન્નારા ચાલું થવાથી, સાકરના ભીંગ ફરી જવા લાગ્યાં.

અને તેણીએ સલીમનુંજ કાટલું પહેલે કહાડી નાંખવાનું મન સાથ બીડું ઝડફયું.

એક દીને તક મલતાં સલીમનાં ખાણાંમાં તેને ઝેર ખવાડી દીધું. પણ સલીમ જેવા અધમ રાક્ષસને તે ઝેર પુરેપુરૂં લાગું નહીં.

તેને તરત હાસ્પીટલનો આશરો લીધો અને થોડાક વખતમાં જેવો હતો તેવો સાજો થઈ આવ્યો.

હવે સાકરના જીવનો કાળ બની સલીમ પોતાને ઝેર આપવા માટે કીનો લેવા તૈયાર થયો. જેટલો તે તેણીનો દોસ્ત હતો તેટલો દુશ્મન બન્યો.

તે હાસ્પીટલમાં ગયો હતો તે અરસામાં સાકરે દરદાગીના ને પૈસો ટકો ખુબ મેલવ્યો હતો.

* * * * *

આવી રીતે લગભગ બે વરસ પસાર થઈ ગયાં.

એક દીને તે એકલી બેઠી હતી.

ત્યાં સલીમ આવી લાગ્યો અને પોતાને ઝેર આપી મારી નાંખવાના બચાવમાં શું કહેવું છે તે ખુની જેવા ડોળા ચલકાવી પૂછવા લાગ્યો.

સાકર તેને નહીં ધારેલો જીવતો પાછો ફરેલો જાણી ગભરાઈ ગઇ.

"મારી પર બધી રીતનો તું જુલમ કરવા લાગ્યો તેથી મારૂં માથું ફરી ગયું ને ઘડીભરના ગુસ્સામાં મારાથી એવું કામ થઈ ગયું. હવે મને માફ કર, એના બદલામાં જે કાંઇ દાગીનો પૈસા મારી પાસે છે તે બધું તુંને આપી દેવું."

"ચુઉપ–બદમાશ, જેહરી નાગણ ! મને હવે તારી પાસેથી કંઇ જોઇતું નથી."

"અત્યાર સુધી તુંએ કરેલાં ગુનાહોનો એકરાર મને લખી આપ નહીં તો મરવા તૈયાર થા !" સલીમે ચાલુ રાખ્યું.

"તેં મારો જીવ નીચપણાંથી, મારી પીઠ પાછળ છુપી રીતે લેવાનો પ્રપંચ રચ્યો. પણ હું મર્દાનગીથી તુંને જગાડી હુશીયાર કરીને તારો જીવ લેવા માંગું છ–બોલ બેમાંથી તુંને શું પસંદ છે ?" તે અત્યંત બખાળયો.

"તારા પાપનો એકરાર લખી આપ યા તો જાન આપ !"

અત્રે સાકરે રડી કગળીને હજારો બેણ કોટક કર્યાં પણ સલીમ ગોયા આદુ ખાઇનેજ ખુન પર ચઢી આવેલો હતો !

તે એકનો બે થયો નહી.

અંતે સાકરે સલીમ સાથે મલીને કરેલાં નીચ કામો, કોણુ કોણુના જાન લીધેલા, કોણુ કોણુને લુટેલા, વાધરાને બબેવાર અને સલીમને એકવાર ઝેર આપ્યાં. હાલ કલકતાની જેલમાં વાધરો ગયો તેમાંબી સાકરનો હાથ હતો વગેરે બનાવોનો એકરાર તેને સલીમનાં લખાવા મુજબ નીરૂપાય બનીને લખી આપ્યો. અને તે ઉપર શહી કરી તારીખ લખી.

તે પછી સાકર ઉઠીને "બ્લોટીંગ સોધી લાઉછ" કહીને બીજી ટેબલના ખાના આગળ ગઈ.

અને તેમાંથી એક ધારદાર અણીદાર છરી કહાડીને પોતાના જમણા હાથમાં છુપાવી.

જેવો સલીમ પેલો કાગળ લેવા ગયો કે તે કાગળ તેના હાથમાંથી ઝુટાવી સાકરે સલીમને ભચોભચ જખમો કીધા.

જેવો તેણીની ધારણા: સલીમ પામી ગયો કે તરતજ એક વીક્રાળ ખુનીની માફક તેણીને વલગી પડી સાકરનેજ હાથની પકડેલી છરી મુઠીએ ફેરવી તેણીની છાતીમાં ભોકી દીધી.

એકજ ચીસ!

અને તેજ કટોકટ પળે વાધરો કે જે તરતનોજ જેલમાંથી છુટી આવ્યો હતો તે આ અજાયબીના આચકા સાથ આવી ઉભો.

અહીં વાધરાએ તોફાન કરવા માંડયું; પણ તેમ કરતો અટકાવી સલીમે તરત તેની મરનાર પરણેતરનું પેલું પાપી એકરારનામું તેની સમક્ષ ધરયું.

જે વાંચી વાધરો જોકે ડંગ થઈ ગયો, તો પણ ગુસ્સાથી સલીમને મારવા લાગ્યો.

અહીં સલીમ અને વાધરા વચ્ચે પેટ ભરતી બોક્ષીંગ થઈ.

પરીણામમાં સલીમ જીત્યો અને વાધરાની છાતીમાં પણ આયંદેહ તેજ સાકરવાલી છરી ચલાવી દીધી.

તે બન્ને પાપી ઓરત મરદોનાં ખુન કરી, પેલું સાકરનું લખેલું એકરારનામું લઇ સલીમ પોલીશને શરણ થયો.

સઘળા સંજોગો ધ્યાનમાં લઇ કોર્ટે તેને જનમ દેશનીકાલની સજા કીધી.

અંતે જેહરી નાગણ સાકર, તે જેહરી સાંપ સલીમને હાથેજ મુઈ અને અત્રે આ લાંબો ચાલેલો કીસ્સો ખતમ થયો.

**સમાપ્ત.**

# An Important Announcement.

## એક અગત્યનું જાહેરનામું.

### તમો દેશી ચટણીનો શોખ ધરાવો છો ?

### તો નીચલો બ્રાન્ડ ધ્યાનમાં રાખવાની મહેરબાની કરશો.

આ બ્રાન્ડના બનાવનારા **એચ. સોરાબજી**

નંબર ૪ બાલારામ સ્ટ્રીટ, મુંબઇ.

સર્વે જાતની ચટણીઓ, પીકલ્સ, સોસ, જેલી વીગેરે ખરીદતી વેળા બરાબર તપાસી જોજો કે તે ઉપર "EMPIRE" Brand (એમપાયર બ્રાન્ડ) કરી લખેલું છે. કારણ કે આ બ્રાન્ડનો માલ સ્વચ્છ, લહેજતદાર, અને ઉમદા છે.

# "EMPIRE" BRAND

**લહેઝતદાર સ્વાદ વગરનું ખાણું નકામુંજ હોય છે.**

અમારા ઘરાકનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે કે અમારા માલની બનાવટ દરમ્યાન કોઇબી જાતનો હાથ લાગેલો હોતો નથી.

અમારા બ્રાન્ડનો માલ
આર. એફ. અચારીઆ
પેરી કુંપની, ગ્રાન્ટરોડ.
દારાં કુંપની, બજારગેટ, કોટ
અને બીજા જાણીતા પ્રોવીઝન મરચન્ટસ વેચે છે.

અમારા ભાવો મધ્યમ અને બજારનાં ભાવો સાથ હરીફાઇમાં ઉતરે એવા હોય છે. વળી તે એવા છે કે સઘલાનાં ગજવાને પોસાય છે.




(Made in Czechoslovakia)

(દરરોજ ૧૦૦૦૦૦ જોડીઓ બનાવનારૂં દુન્યાનું સૌથી મોટું કારખાનું.)

"બાટા" શુઝના શોખીનોને ખુશ ખબર.

બાનુઓ, ગ્રહસ્થો અને બચ્ચાંઓ માટે છેલ્લામાં છેલ્લી ફેશનોના શુઝનો તદન નવો ગંજાવર સ્ટોક હાલમાં આવી લાગ્યો છે. ઉંચી ક્વાલીટી અને ઓછાભાવો માટે જગમશહુર 'બાટા' શુઝોની હાલની તદન નવી સ્ટાઇલો જોવા જરૂર પધારો.

બહારગામના ઓર્ડરો વી. પી. થી મોકલી આપવામાં આવશે.

પ્રાઇસ લીસ્ટ માટે આજેજ લખો:—

હેડ ઓફીસ:— હરનાક રોડ, મુંબઇ ૨

**દાઉદ એન્ડ કંપની.**

સ્ટોકીસ્ટો:— બ્રાન્ચ:—લોહાર સ્ટ્રીટ મુંબઇ (૨)

સચ્ચાઈ, ઇમાનદારી, ખુદાઈ હુકમ એજ હમારી ફરજ છે.

રજીસ્ટર | નંબર ૨૫૬.

## નવસારી વાલાનો

# શરાબે-તહુર

આ નામ અરબી છે જેનો અરથ પવિત્ર છે. આ પીણું અરક શુદ્ધ દેશી દવાઓથી તૈયાર થાય છે. કોઇપણ નાતવાલા વગર શંકાએ વાપરી શકે છે કેફી નુકશાનકારક ઝેરી દવાઓ પારા, અને ભસ્મોથી હમારી બધી દવાઓ પાક છે તેમજ બાળકો, સ્ત્રી, પુરૂષો રોગ હોય કે ન હોય દરેક હાલત અને મોસમમાં ગરમ તથા ઠંડા મીજાજવાલાઓ વાપરી લાભ લઇ શકે છે. આ દવા મનુષ્યશક્તિ, કમજોરી, સુસ્તી, ભુખ, કાળજા, દીલ, ભેજા, મરદાઇ સાંધાના અગર બીજા દુખાવા, બાદી, કફ, નજલા-શરદી, વગેરે હમેશાંનું દુર કરે છે. ઉપરની બધી બાબદો માટે વપરાય છે તેમજ હોલે દીલ-જુના તાવ, હીસ્ટીરીયા લોહીનો કમી અને મરદાઇ માટે નેમત છે. વાપરવાની ખાસ ભલામણ છે. પીતાંની સાથે દિલને ખુશી અને મગજને શાંતિ તેમજ તાકાત બખશે છે. ગુમાવેલી શક્તિ માટે નેયામત છે ૨૪ આંઉસ બાટલીના રૂ. ૨ા. ૧૨ આંઉસનો રૂ. ૧ા.

**જીરયાન-પાવડર**-પાતલા વીર્ય, ઉંઘમાં અગર પીશાબમાં ચીકણું પદાર્થ જવું, રૂકાવટ ન રહેવી કમરનું દુખવું પ્રમેહ વીગેરે માટે અકસીર. ૧૨ દીવસ ના ૨ા.

**પુષ્ટીની ગોળીઓ**—દવાઓ તદનબદલી છે નેમત છે ૨૫ ગોળીના રૂ. ૨ા.

**ઇમસાકની ગોળીઓ**—રૂકાવટ અને લહેજત માટે અકસીર ૧ ડજનના રૂ. ૨ા.

**અઝીઝી બોકસ**-સંપુર્ણ ફાયદાનું ઇલાજ હાથરસ સુસ્તી વીગેરે માટે અકસીર પાંચ દવાઓ શરાબે તહુર-જી૰ પાવડર પુ. ગોળી કબજની ગોળી અને ઇંદ્રિલેપ રૂ. ૧૦

(નોટ) શરાબે-તહુર દરેક દવા સાથે વાપરવાથી કમાલ કરે છે સ્પેશ્યલના રૂ. ૫.

ઇ. ગોળી સ્પે. ના રૂ. ૫. જી. પાવડર સ્પેશ. ના રૂ. ૫ તેમજ મરદાઇના સ્પેશ્યલ ટ્રીટમેનટો. વધુ માટે મળો કે લખો:—

**નવસારી-દવાખાના,** જે. જે. હોસ્પીતાલના નાકાપર મુંબઇ ૯.

